# સંતપ્ત શયતાન

અથવા

## કામાંધનાં કાળાં કામ.

### દ્વિતીય વિભાગ




લેખક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા ( અમરેલી-કાઠિયાવાડ )





પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા-અમદાવાદ.





વિક્રમાબ્દ ૧૯૭૪. ખ્રિસ્તાબ્દ ૧૯૧૮.





મૂલ્ય ૧-૧૨-૦

# પ્રસ્તાવના

ઇશ્વરકૃપાથી અલ્પસમયમાંજ આ પુસ્તકનો દ્વિતીય વિભાગ વાચક બંધુઓની સેવામાં સાદર કરી શકાયો છે, તેવીજ રીતે તૃતીય વિભાગ પણ સપ્ટેંબર માસમાં સમર્પિત થશે.

આ વિભાગ મુખ્યત્વે મેં સ્વતંત્રજ લખ્યો છે અને એમાં પુરાતન સમયમાં એટલે કે શહેનશાહ શાહજહાંની વૃદ્ધાવસ્થાના સમયમાં હિન્દુસ્તાનમાં કેવા વિદ્રોહ, અત્યાચાર અને લૂટારાઓનો ઉપદ્રવ થતો હતો, પ્રજા કેટલો બધી ત્રાસ ભોગવી રહી હતી, હિંદુઓમાં માંહોમાંહે કુસંપના બીજ શા કારણથી રોપાયાં હતાં, આદિ સર્વ દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે.

વારાંગના કન્યા મનોહરાપર શી શી મુશીબતો આવી પડે છે, મોનાહાતિનો અત્યાચાર પ્રજામાં કેવો ત્રાસદાયક થઇ પડે છે, અંબાલિકા પોતાના ધર્મમાં દૃઢ રહેવાથી કેવી મહામાન્ય ગણાય છે. ગુજરાતના વ્યાપારીઓ પર શી શી આપત્તિઓ આવી પડે છે, આદિ સર્વ વિષયોનું ચિત્ર આ વિભાગમાં યથાર્થ રીતે આલેખવામાં આવ્યું છે.

તૃતીય વિભાગ આનાથી પણ વધારે આશ્ચર્યક અને મનોહર છે. તેનો એક એક બનાવ અદ્ભુત રસથી ભરેલો છે, તે પણ થોડા સમયમાંજ વાંચક વર્ગની સેવામાં રજૂ થશે. અસ્તુ

અમદાવાદ.
તા. ૧-૮-૧૮

લેખક

# અનુક્રમણિકા

## દ્વિતીયવિભાગ


| પ્રકરણ | | | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- | --- | --- |
| પ્રકરણ | ૧ | લું | અરણ્યમાં અત્યાચાર | ૧ |
| ,, | ૨ | જું | માયા પ્રભાવ | ૨૨ |
| ,, | ૩ | જું | ભયંકર બલિદાન | ૩૪ |
| ,, | ૪ | થું | મહાજનનો મેળાપ | ૬૦ |
| ,, | ૫ | મું | નિરાશ પ્રેમી | ૭૫ |
| ,, | ૬ | ઠું | એક મ્યાનમાં બે તલ્વાર | ૯૩ |
| ,, | ૭ | મું | શયતાનના સદનમાં | ૧૩૧ |
| ,, | ૮ | મું | સખીની સહાનુભૂતિ | ૧૫૧ |
| ,, | ૯ | મું | અબળાનો ઉદ્ધાર | ૧૬૨ |
| ,, | ૧૦ | મું | પ્રેમી હૃદયની પ્રેમકથાઓ | ૧૮૮ |
| ,, | ૧૧ | મું | દેવતાના ગૃહમાં દાનવ પ્રવેશ | ૨૦૨ |
| ,, | ૧૨ | મું | પિશાચનો પયગામ | ૨૧૮ |
| ,, | ૧૩ | મું | પ્રેમોન્માદ | ૨૪૨ |
| ,, | ૧૪ | મું | સુલ્તાન સુજાનો દોરદમામ | ૨૭૧ |
| ,, | ૧૫ | મું | મનોહરાની મુંઝવણ | ૨૮૫ |
| ,, | ૧૬ | મું | અણધાર્યો અકસ્માત | ૨૯૧ |

# સંતપ્ત શયતાન

અથવા

# કામાંધનાં કાળાંકામ

## ભાગ બીજો

## પ્રકરણ ૧ લું

### અરણ્યમાં અત્યાચાર

કિસી એકસકો ઐ એદાદ ગર મારા તો કયા મારા;
જો આપહી મર રહા હો ઉસકો ગરમારા તો કયા મારા,
ન મારા આપ કો જો ખાક હો અકસીર બન જાતા;
અગર પારે કો ઐ અકસીર ગર મારા તો કયા મારા;
બડે મૂજી કો મારા નફસ અમ્મારે કો ગર મારા;
નહંગો અજદહાઓ શેર નર મારા તો કયા મારા;



ઉસ્તાદ જોક.

અજર અમર અનંતનામી ઈશ્વરની કેવી અદ્દભુત ઇંદ્રજાલ છે ! તેના આ વિશાળ રાજ્યમાં કેવા રોમાંચકારક બનાવો બને છે, તે

જ્ઞાનાથી કહી શકાય તેમ છે ? પણ એ બધા બનાવો ફક્ત સારાને માટે જ બને છે. ઈશ્વર જે કાંઇ કરે છે, તે સર્વ સારૂં જ કરે છે. તેનું એક પણ કાર્ય હેતુ વગરનું હોતું જ નથી; પરંતુ એ કાર્યનું ફળ મનુષ્યનાં કર્મ અને ભાગ્ય અનુસાર જ પ્રાપ્ત થાય છે. કોઇ એક કવિએ ખરૂં જ કહ્યું છે કે, 'આ ભવલીલાવાળી પ્રકૃતિદેવીની મૂર્ત્તિમાં શું અંકિત થઈ શકતું નથી ? કોઇ સ્થળે ભય ભરેલી ગર્જના કરતો તથા ઉછળતા તરંગોને ઉછળાવતો મહાસાગર જોવામાં આવે છે, કોઈ સ્થળે ભયંકર મૂર્ત્તિવાળાં પશુઓના વિકટ અવાજથી કંપતાં તથા લતા–વૃક્ષ ભરેલાં જંગલો નજરે પડે છે; કોઇ સ્થળે સ્ફટિક-મણિના શિખરવાળા સુંદર રાજમહાલયો તથા વાયુથી વહેતા રમ્ય ઉપવનોવાળાં રાજનગરો દૃષ્ટિગોચર થાય છે, અને કોઇ સ્થળે ધૂળ તથા રાખથી રગદોળાયલી ઝૂંપડીઓનો નયનોને સાક્ષાત્કાર થાય છે. કોઇ સ્થળે કલાપીના કરુણ કંઠને કંપાવતી, કેશરાશિથી શોભતી, સૌદામિનીને શરમાવતી, તાંબૂલના રંગથી હોઠને રંગિત કરી મૃદુ-મંજુલ હાસ્ય કરતી, સુકોમળ કાંતિવાળી કલંકિની અસતી યુવતી-ઓનો આનંદાલાપ સાંભળવામાં આવે છે, કોઇ સ્થળે સતીના જિંદગી સુધી શોકથી જર્જરિત થઇને હૃદયનાં નિઃશ્વાસવાળાં આંસૂ આંખમાંથી વહીને ગંગા તથા યમુનાનો ભાસ કરાવતાં દેખાય છે, કોઈ સ્થળે ધર્મના મસ્તકપર પદાઘાત થતો જોવામાં આવે છે, કોઇ સ્થળે અધર્મની વિજય–પતાકા ગગનનો સ્પર્શ કરી ગર્વની સાથે ઉડતી જોવામાં આવે છે. આ સંસારમાં એમાંનું કશું પણ સ્થિર અથવા સ્થાયી નથી. હાસ્ય અને રોદન, આનંદ અને શોક આદિ સર્વ ઘડીએ ઘડીએ લોપ થઇ જાય છે અને વળી પાછાં તેમાંના અનેકની ઉત્પત્તિ પણ થાય છે.

ભૂષણાનગરીથી લગભગ વીશેક માઈલ દૂર એક ઘણું જ વિશાળ અને ઘોર જંગલ હતું. એ જંગલમાં નાના પ્રકારનાં હિંસક જાનવરો વસતાં હતાં. એ જાનવરોના કરતાં પણ વધારે હિંસક અને ભયંકર વૃત્તિના મનુષ્યોનો પણ તેમાં સંપૂર્ણતાથી નિવાસ થયો હતો. એ મનુષ્યો લોકોમાં લૂટારાના નામથી ઓળખાતા હતા. તેમના ભયથી ત્યાં કોઇ પણ મનુષ્ય પ્રવેશ કરી શકતું નહોતું, અરે, એટલું જ નહિ, પણ તે જંગલની પાસેના રસ્તાઓપરથી પણ ધોળા દિવસ હોવા છતાં પણ મોટા મોટા વીરપુરૂષો આગળ વધવાનું સાહસ કરી શકતા નહોતા. કારણ કે, લૂટારાઓનો પ્રભાવ એટલો બધો વધી ગયો હતો કે, ત્યાંથી જે કોઇ પણ માણસ નીકળતું હતું, તેના પ્રાણ અથવા તેની માલમિલકત જવલ્લે જ આબાદ જઈ શકતી હતી. નહિ તો ઘણે ભાગે એ કરાળ કાળ જેવા લૂટારાઓના ઉદરને જ આધીન થઇ જતી હતી. તે લૂટારાઓ કાંઇ જેવા તેવા મામૂલી લૂટારા નહોતા. તેમનું નામ સાંભળીને આખો દેશ કંપી જતો હતો. શાહેનશાહ શાહજહાંની વૃદ્ધાવસ્થામાં તેના ચારે કુપુત્રોમાં માંહોમાંહે કુલેશનાં બીજ રોપાયા હતાં, બાદશાહ શાહજહાં સર્વ રીતે અશક્ત થઇ પડયો હતો, રાજ્યમાં જ્યારે અંધાધુધી તથા રડારોળ ચાલી રહી હતી, ત્યારે આ લૂટારાઓને વશ કરે તેવું કોઇ રહ્યું નહોતું. દરેક દેશના બાદશાહી સૂબાઓ સ્વતંત્ર થઇને અયશ આરામમાં પડયા હતા, સૂબાનું જોઇને તેની હાથ તળેના નોકરો પણ મોજશોખમાં મશગુલ થઇ ગયા હતા અને કોઈના મનમાં રૈયતની આબાદી જાળવવાનો ખ્યાલ પણ રહ્યો નહોતો, એ વખતે આ લૂટારાઓએ એટલી બધી પ્રબળતા ધારણ કરી લીધી હતી, કે તેમની તુલનામાં ભૂષણાનગરીનો મશહુર લૂટારો રતનદાસ પણ કશા હિસાબમાં જ નહોતો, રતનદાસ તેમનાં

સાધણુમાં જ ચાલ્યો જાય તેમ હતો. તે લૂટારાનું ટોળું ઘણું જ બળવાન અને સાહસી હતું અને તેનો સરદાર પણ તેવો જ ભયંકર હતો.

કૃષ્ણપક્ષની ઘોર અંધારી રાત્રિ હતી. સર્વત્ર અંધકારની છાયા છવાઇ ગઈ હતી, મનુષ્યનું નામ માત્ર પણ જોવામાં આવતું નહોતું. કોઇ કોઇ વેળાયે શૃગાલ આદિ જંગલી જાનવરોના વિકટ અવાજ સંભળાતા હતા અને તે ભયસૂચક ભાવને ઉત્પન્ન કરી રહ્યા હતા. એ સમયે એ જંગલની પાસેના એક રસ્તાપરથી ત્રણ મનુષ્યોના જવાનાં પગલાં સંભળાવા લાગ્યાં. આવી અંધારી રાત્રે એ લુટારાના ભયથી કમ્પતા જંગલમાં જવાનું સાહસ કોણે કર્યું હશે ? શું તેના મનમાં ભયનો સંચાર પણ નહિ થતો હોય ? તેમને પોતાના જીવની લેશ માત્ર પણ ચિંતા નહિ હોય ? ગમે તેમ હો, પણ તે ત્રણે મનુષ્યો ભયની કશી પણ સ્પૃહા રાખ્યા વિના એ જંગલમાં નિર્ભયતાથી ચાલ્યાં જતાં હતાં. ચાલતાં ચાલતાં તે ત્રણ મનુષ્યોમાંના એક મનુષ્યે પોતાના સોબતીને સંબોધીને કહ્યું કેઃ—“ ભાઈ ! હવે તો ચાલી ચાલીને મારા પગ પણ થાકી ગયા છે. આજે બે દિવસ થયાં અનાજનો એક દાણો પણ પેટમાં ગયો નથી. પૈસાની ખાતર કાયાને દુઃખ દેવામાં આપણે કશી કસર રાખી નથી. બળ્યા એ પૈસા અને બળીએ નોકરી. નોકરી કરી કરીને આખી જિન્દગી વીતાડી, પણ હજી પેટમાં પૂરૂં ખાવાનું પણ મળી શકતું નથી. ભગવાન પણ કેવો ભૂંડો અને જુલમી છે. જેઓ બેઠા બેઠા ગપ્પાં મારે છે અને કાળાં ધોળાં કરીને, વ્યાજ ખાઇને, લોકોનાં ગળાં રેંસીને પોતાનું પેટ ભરવાની ઉમેદ રાખે છે, તેને ભગવાન આપોઆપ અનાજ આપી રહે છે અને આપણા જેવા મહા વેતરૂં કરનાર અને જીવને

જોખમમાં નાખીને તનતોડ મેહનત કરનારને પૂરૂં ખાવાનું પણ મળતું નથી.

"હા ભાઈ, તારૂં કહેવું સાચું છે, પણ શું કરીએ નોકરી કર્યા વિના કાંઇ છૂટકો છે ? જોને ગઇ કાલે રાત્રે આપણા સરદારના કહેવા મૂજબ આપણે આ કન્યાનું હરણ કરી લાવ્યા, પણ તેમાં આપણું શું વળ્યું ? જ્યારે આપણે આપણી જાનને પણ જોખમમાં નાખી દીધી છે, ત્યારે આપણને તો ફક્ત રૂપિયા વીસને પાંચ પચીસ જ મળવાના ને ?" બીજાએ પોતાના સોબતીને દલીલો સાથે કહેવા માંડયુંઃ—"જમાનો પણ અજબ આવી ગયો છે ? જ્યારે દુનિયામાં આપણો કયાંય ધડો ન થયો, ત્યારે આ રાક્ષસી લુટારાના ટોળામાં આવી મળ્યા અને છેવટે આપણે પણ એ શયતાનોની સોબતમાં રહીને શયતાનો બની ગયા. જો એના કરતાં તો બીજો કોઈ ધંધો હાથ લાગ્યો હોત તો આવા પાપમાં તો ન પડવું પડત. આજે આ બિચારી ભોળી છોકરીને ઉપાડીને આપણે યમના મોઢામાં નાખવાને લઇ ચાલ્યા છીએ, એમાં આપણું શું વળવાનું છે ? એને બિચારીને એ લોકો દેવીનું બલિદાન આપી મારી નાખશે, એ પાપની સજા આપણે જ ભોગવવી પડશે. મારા ધારવા પ્રમાણે તો હજી પણ તેને છોડીને તેના ઘર ભેળી કરી દેવી વધારે વ્યાજબી જણાય છે. જોને એ બિચારીની કેવી દશા થઈ છે. આંખમાંથી બોર બોર જેવડાં આંસુ વહાવી રહી છે. પગમાંથી લોહીની નદીઓ વહી રહી છે. મ્હોં પરની લાલાશ સૂકાઈ ગઈ છે અને હાયવોયના વલોપાતથી તેનું કાળજું પણ કમ્પી રહ્યું છે, તેના બાપની તો કોણ જાણે કેવીએ બુરી હાલત થઇ હશે ? તે બિચારીના ઘડપણમાં આપણે તેને દુઃખના દરિયામાં ફેંકી દીધો છે ? ભાઇ ! આ બધાં પાપો આપણે કયા જન્મને માટે કરી રહ્યા છીએ ?

અને તો એના મ્હોંમાથી નીકળતો એક એક દયા ભરેલો શબ્દ તીર સમો સાલવા લાગ્યો છે. જો તારી ઇચ્છા હોય તો આપણે હજી પણ તેને તેના ઘેર પહોંચાડી આવીએ અને પિશાચોના પંજામાં પડતી બચાવીએ. ”

“ ભાઇ ! તારૂં કહેવું ખોટું નથી, પણ હવે તેમ થવું મુશ્કિલ છે. કારણકે, આપણી સાથેના બીજા ત્રણ સોબતી કે જેઓ દેવીના બલિદાનનાં સાધનો લેવા માટે હજી સુધી ભૂષણાનગરીમાં રોકાયા છે, તેમના જાણવામાં પણ આ વાત આવી ગઇ છે, એટલે સહજમાં જ આપણાથી આ છોકરીને છોડી શકાય તેમ નથી. જો કદાચ એ સોબતીઓ આપણા સરદારને એ વાત કરી દે તો પછી આપણને આ દુનિયામાં જીવવું પણ ભારી થઈ પડે તેમ છે. આપણો સરદાર કેવો જુલ્મી અને જાલિમ છે એની તો તને ખબર જ છે. માટે હવે એ આશા રાખવી. એ પણ ફોકટ જ છે. ”

લૂટારાઓને આ પ્રમાણે વાતચીત કરતા જોઇને તેની સાથે જે એક ત્રીજી વ્યક્તિ હતી, તેણે પોતાના મનમાં જ વિચાર્યું કેઃ—“ હેં આશું ? દયા, અને તે આ રાક્ષસોના દિલમાં ? જે આજથી બે દિવસ પહેલાં મારા પિતાનો જીવ લઇને મને ઉપાડી લાવ્યા છે, તેમના દિલમાં આજે શું દયા ઉત્પન્ન થઇ છે ? કેવી અજાયબીની વાત કહેવાય ? ત્યારે શું હવે મારો બચાવ થશે ? આ લોકો મને છોડી દેશે ? ના—ના. તેમ થવું મુશ્કેલ છે. જો મારો બચાવ થાય તેમ હોય, તો હું આ લૂટારાઓના હાથમાં પડું જ શા માટે ? મારૂં ભાગ્યનું આકાશ આપત્તિના કાળાં વાદળાંથી ઘેરાઈ ગયું છે. હું અત્યારે દુઃખના દરિયામાં આવી પડું છું. મારો ઉદ્ધાર થવાનો કશો ઇલાજ જ નથી:

" પડ્યા છે પહાડ દુઃખોના મુજ મસ્તકે આવી;
ડરે છે દિલ મારૂં ને ભયંકર ભાસતું ભાવી;
નહિ છે આશ જીવનની, બધાં ફોકટ ફાંફાં છે;
હવે આ પ્રાણને કાયા થયાં સહુ તે નકામાં છે;
પડી છું હાથ પાપીને પછી આશા કહો ક્યાંથી ?
જીવો આ લોહીના તરસ્યા, હવે શું મોતમાં બાકી? "

પણ આ લોકો મને ક્યાં લઇ જતા હશે ? શા માટે લઇ જતા હશે ? મારા જેવી એક કુમારી કન્યાનું હરણ કરવામાં તેમનો શો હેતુ સમાયલો હશે ? શું તેઓ પોતાના સરદારની પાસે મને ભેટ દાખલ રજૂ કરવા માગતા હશે ? તેના સરદારની કુલાલસાને તૃપ્ત કરવાની ઇચ્છા ધરાવતા હશે ? ના-ના તેમ તો નહિ જ હોય, કોઇ બીજા ઇરાદાથી જ મને તેઓ લઇ જતા હશે ? પણ શા ઇરાદાથી લઇ જતા હશે ? બલિદાન આપવાની વાત કરે છે, તો તે બલિદાન શાનું હશે ? કોને આપવાનું હશે, એમાં મારી શી જરૂર પડી હશે ? ગમે તેમ હો, પણ મારે એ લોકોને બધી બીના પૂછીને માહિતગાર થવાની જરૂર છે. જો મારાપર કોઇ પણ જાતનો જુલ્મ ગુજારવાનો હોય તો મારે એમાંથી બચવાનો ઇલાજ શોધી કાઢવાની ખાસ જરૂર છે. "

આ પ્રમાણે ઘણા ઘણા વિચારો કરી તેણે તે લૂટારામાંના એકને ઉદ્દેશીને કહ્યું કે:—" ભાઇ તમે કોણ છો ? અત્યારે મને ક્યાં લઇ જાઓ છો ?"

લૂટારાએ જવાબ આપ્યો કે:—" બહેન ! અમો પાપનો પ્રચાર કરનારા શયતાનો છીએ, અધર્મની આણ વર્ત્તાવનારા જુલ્મી રાક્ષસો છીએ. સુખીના સુખને નષ્ટ કરનારા નરપિશાચો છીએ. દૌલતના

ગુલામ બની અમોએ આ અધમ ધંધાને સ્વીકારી લીધો છે. અમારા પાપી પેટના પોષણ માટે અમોએ આજ સુધીમાં ન કરવાનાં કાળાં કામો કર્યાં છે, અમારા જુલ્મની તલ્વારથી અનેકના ગળાં રેંસી નાખ્યાં છે. અનેક ધનવાનોને ધૂળ ચાટતા કરી પાપનાં પોટલાં શિરપર વ્હોરી લીધાં છે.

"સંસારમાં અમ પાપની સીમા કંઇએ નથી;
અમ મનવિશે નહિ ન્યાય કે નીતિતણી રીતિ નથી;
સતીયાં તણાં શિરો હણ્યાં ને ઘોર પાપો છે કર્યાં;
જુલ્મી અમારાં દિલ આ, પાપ માંહિં છે ઠર્યાં;
અવની વિશે રહીને અમે તો કામ કાળાં બહુ કર્યાં;
હૈયાં અમારાં રાક્ષસી આ ઘોર પાપે છે ભર્યાં;"

"હા-હા, અમો પાપને પ્રશ્રય આપનારા પિશાચો છીએ." બીજા લૂટરાએ કહ્યું:—

"જે કામને કરવા થકી શયતાન પણ શરમાય છે;
જુલ્મી જનોના જીવ પણ જે કામથી ગભરાય છે;
તે કાર્યમાં રાચ્યા રહી કીધાં અમે બહુ પાપ છે;
જાણ્યું નહિ તે પાપમાં કે કલેશને સંતાપ છે;
પણ હાય, એ સંતાપથી હૈયું હવે અકળાય છે;
એ પાપના જંતૂ હવે આ દેહ ફોલી ખાય છે.'

"ત્યારે શું, ભાઇઓ! તમારૂં હૃદય અત્યારે તમારાં કરેલાં કુડાં કૃત્યાને માટે ખરેખર પસ્તાઈ રહ્યું છે? શું તમો મારા પર કૃપા કરીને મને જીવનદાન આપવા ઇચ્છો છો? પણ હવે તમે મારો બચાવ શી રીતે કરી શકશો વારૂ? અત્યારે તો તમો મને તે પિશાચની પાપભુમિમાં લાવી ચૂકયા છો? એટલે હવે શી રીતે મારો બચાવ થઇ શકશે?" તે કન્યાએ પૂછયું.

" હા–હવે અમે તને અહીં છોડીને બીજે ચાલ્યા જવા માગીએ છીએ. અમારી ઇચ્છા હવે આ લૂટફાટના ધંધાને છોડીને નવરત્ન જેવા કોઇ ખાન્દાન જમીનદારની નોકરી કરવાની છે. કારણકે, અમે મૂળમાં લૂટારા નથી, પણ એક ખાન્દાન કુટુંબના માણસો છીએ. વખાના માર્યા દુઃખમાં આવી પડવાથી ભૂખને મટાડવા માટે જ અમોએ આ લુટારાનો આશ્રય લીધો છે. પણ હવે એનાપર અમોને નફરત આવી ગઇ છે. અમારા સરદારના તાબામાં અત્યારે અમારા જેવા પચાસ–સાઠ લૂટારાઓ છે અને તેમનો બધાનો ધંધો લૂટ કરવાનો તથા રાંકડી રૈયતને રીબાવવાનો જ છે. અમો અમારા જીવને જોખમમાં નાખીને જ્યારે મોટી મોટી લૂટ કરી લાવીએ છીએ, ત્યારે અમારે ભાગે ફક્ત મહિને પચાસ–સાઠ રૂપિયા જ આવે છે. હવે અમને વિચાર એ થાય છે કે, જ્યારે પચાસ–સાઠ રૂપિયા જેવી નમાલી રકમ જ મળે છે, ત્યારે અમારે એવો પાપ ભરેલો ધંધો જ શા માટે કરવો જોઇએ ? હજારોના ગળાંપર જુલ્મની તીખી છુરી શા માટે ચલાવવી જોઇએ ? આવા બધા વિચારોથી હવે અમો આ દેશ છોડીને અમારા મૂળ વતન ગુજરાતમાં જવા માગીએ છીએ. આજકાલ ત્યાંના સૂરત બંદરમાં વહેપાર પણ ધમધોકાર ચાલે છે, એટલે અમારા છૈયાં છોકરાંનું ગુજરાન ચલાવવામાં અમને હરકત આવે તેમ નથી. અમારા નસીબના જોરે અમે એટલું સારૂં કર્યું છે કે. અમો અમારા કુટુંબને ગુજરાતમાં મૂકીને જ અહીં આવ્યા છીએ. ઘણા દિવસ થયાં દેશનાં દર્શન કર્યાં નથી, તેથી હવે અમો અહીંથી બારોબાર અમારા દેશમાં જ જવા માગીએ છીએ. અમારી ઇચ્છા અહીંથી દેશમાં જવા માટે ઘણા વખતથી હતી, પણ અમારો સરદાર અમને એવો વખત જ આપતો નહોતો. આજે ભગવાનની કૃ-

પાથી ઠીક વખત મળી ગયો છે. અમો તને હવે ઇશ્વરના હાથમાં સોંપી અહીંથી અમારા દેશનો રસ્તો પકડીએ છીએ અને તું પણ તારા ગામભણી ચાલતી થા, પણ જો જે, અમારા કોઇ પણ સોબતીના હાથમાં ન સપડાઇ જાય, તેની ખાસ સંભાળ રાખજે. ” આ પ્રમાણે ઉપદેશ આપી તે બન્ને લૂટારાઓ તે જંગલની ડાબી બાજૂ પર આવેલો એક રસ્તો પકડીને પોતાના દેશ તરફ ચાલતા થયા અને તે કન્યા તે બિહામણા અને વાઘ વરૂથી ભરેલા ભયંકર જંગલમાં એકલી ઉભી રહી.

કેટલીક વાર સૂધી તદ્દન શાન્ત ઉભી રહ્યા પછી તે યુવતી પોતાના મનમાં જ વિચારવા લાગી કેઃ—“ અહા ! મનુષ્યનું મન કેવું ચંચળ હોય છે. જે હૃદયમાં ક્ષણવાર પહેલાં જ રાક્ષસી ભાવનાઓ ભરપૂર હતી, તે જ હૃદય ક્ષણવારમાં કેવું પલટાઇ ગયું ? શયતાનોના હૃદયમાં પણ દયાનો સંચાર થતાં લેશ માત્ર પણ વિલંબ ન લાગ્યો. પરમાત્માએ મને એ પિશાચોના પંજામાંથી તો બચાવી પણ હવે મારૂં શું થશે ? હું આવા અજાણ્યા ઘોર જંગલમાં ક્યાં જાઉં ? કોનો આશ્રય લઉં ? જો ભોગજોગે એ લૂટારાનાં બીજાં કોઇ પણ માણસો ચઢી આવશે, તો મારી શી દશા થશે ? અરેરે ! મને કોણ બચાવશે ? ભાવિ ! ભાવિ ! તારી પણ વિચિત્ર લીલા છે ! તારી ખૂબીનો પાર જ આવે તેમ નથી. કોઇએ ખરૂં જ કહ્યું છે કેઃ—

“ ભાવી ! તારા ભેદ જોયા પાતાળથી ઊંડા ઉંડા,
ધાર્યું પાર પાડવાના ફંદમાં તું ફાવે છે;
અંતર ઉમંગ રંગ શીતળને સુખ રૂપ;
ક્ષમા કરી તે ભંગ શોકથી છવાવે છે;
વિપત્તનો વરસાદ વરસાવી વિશ્વ વિશે;

સુખ સંપત્તિ વિદારી દુઃખમાં ડૂબાવે છે;
ચતુરની ચતુરાઈ મંત્ર તંત્ર ઉપાસના;
ચાલતાં ન લેશ માત્ર ભાવિ જ્યાં ભૂલાવે છે.
ધાર્યું તારૂં કરવાને ભાવી તું વિચાર ધારે;
ભલા ભલા ભારથીનું ભાન તું ભૂલાવે છે;
ચરિત્ર અનેક કરી કરી ફરી ફોસલાવી;
નિમિત્તના નિશાનનું ધ્યાન તું ધરાવે છે;
હોય લીધા શપથ જો જળના પ્રવાસ માટે;
વિચરાવી વ્હાણુવાટે જળમાં ડૂબાવે છે;
ઘરમાંથી બ્હાર ગામ વિચરે ન કોઇ વાર;
ઘરથી વિખૂટા પાડી રણુ રખડાવે છે. "

ખરેખર ! મારી પણ આજે એવી જ દશા થઇ છે. મારા પિતાનું શું થયું હશે ? તેમના પર જે આફત આવી પડી હતી, તેમાંથી તેમનો કોણે બચાવ કર્યો હશે ? હાય ! આ ઘોર જંગલમાં આવી હું કોને શરણે જઇશ ? અહીં મારૂં રક્ષણ કરે તેવું કોણ છે? જો કદાચ એ પાપાત્મા લૂટારાનાં માણુસો આવી ચઢશે, તો મારી શી દશા થશે. "

પ્રિય વાચક ! તમે આ કન્યાને તો અવશ્ય ઓળખી જ ગયા હશો. એ અન્ય કોઇ નહિ, પણ નવરત્નને ત્યાં આવી બે પહેરેગીરોની માગણી કરનાર વૃદ્ધ રામચરણની કન્યા જ છે. એનું નામ મેના છે. એની ઉમ્મર ચૌદ વર્ષની હતી. તેના શરીરમાં જુવાની જોર ખીલી ઉઠયું હોય, એમ સાફ જણાઇ આવતું હતું, તે જ્યારે આ પ્રમાણે વિચારમાં પડી ગઇ હથી અને તરેહ તરેહની ચિંતાઓ કરી રહી હતી, ત્યારે તેના મ્હો પર સહજ ગભરાટનાં ચિન્હો પણ

જણાઇ આવતાં હતાં.

ઘણી વાર સુધી ચિંત્તા કર્યાં પછી તે બિચારી થાકીને એક ઝાડની છાયા તળે બેસી ગઈ. ક્યાં જવું, શું કરવું એનો તેનાથી કશો પણ નિશ્ચય કરી શકાયો નહિ. આજે બે દિવસ થતાં તેણે અન્નનું મ્હોં પણ જોયું નહોતું, તેથી ભૂખથી તે બિચારીના પેટમાં ઉંડા ખાડા પડી ગયા હતા. અત્યારે તે જ્યાં બેઠી હતી, ત્યાં એટલો બધો અંધકાર છવાઇ ગયો હતો કે, પાસેની કોઈ વસ્તુને પણ જોઈ શકાતી નહોતી. ચિંતા કરતી કરતી તે ઘણા જ થાકને લીધે તે વૃક્ષની છાયા તળે જ લોટી પડી. થોડી વારમાં તેની આંખમાં ઉંઘ ભરાઇ આવી અને આખરે તે ઉંઘી ગઈ.

તે જ્યારે, ભર ઉંઘમાં આવી પડી, ત્યારે રાત્રિનો બીજો પ્રહર વીતી ગયો હતો. આકાશમાં એકાદ બે તારાઓ ચમકતા હતા અને તે સિવાય સર્વત્ર ઘોર અંધારૂં છવાયલું જોવામાં આવતું હતું. એ સમયે એકાએક તેના શરીર પાસે કાંઇક ખખડાટ સંભળાયો. એ સાંભળતાંની સાથે જ તે ભર ઉંઘમાંથી જાગી ઉઠી અને ગભરાઇને ચારે તરફ જોવા લાગી. તેણે જોયું કે, તેનાથી લગભગ વીસેક હાથ દૂર એક પ્રચંડ કાયાવાળો વાઘ કૂદતો કૂદતો તેના તરફ આવી રહ્યો હતો. એ જોઇને તે ઝાડપર ચઢવાની તૈયારી કરવા લાગી, એવામાં તો કોઈ એક કદાવર પુરૂષે આવીને પાછળથી વાઘના ગળા પર એવા જોરથી તલ્વારનો એક આઘાત કર્યો કે, આઘાત થતાંની સાથે જ વાઘ ચકરી ખાઇને પૃથ્વી પર ગબડી પડ્યો. હજી વાઘ ફરીવાર ઉઠીને બીજીવાર છલાંગ મારવાની તૈયારી કરતો હતો, એવામાં તો તે પુરૂષે તલ્વારના બીજા એક ઝટકાથી તેની જીવનલીલાને 'સમાપ્ત કરી દીધી અને ત્યાર પછી તે ઝાડના થડ સાથે ચોંટી પડેલી અને

થર થર કંપતી મેના પાસે આવી પહોંચ્યો. મેનાના મધુરા રૂપને જોઈને તે પુરૂષ મોહિત થયો. તેણે પોતે શા કારણથી એ જંગલમાં આવ્યો છે, તથા પોતાને શાં શાં કામો કરવાનાં બાકી પડયાં છે, એનો કશો પણ વિચાર ન કરતાં તે કન્યાને સંબોધીને પૂછ્યું કેઃ—" હે મનહરણી ! કુરંગનયની ! મોહિની માનિની ! તું કોણ છે ? અત્યારે આવા ઘોર જંગલમાં શા કારણથી આવી છે, તારે અહીં આવવાનું શું પ્રયોજન છે ? " આમ કહીને તેનો જવાબ મળતાં સુધીમાં તો તેણે પોતાના મનમાં અનેક મનસુબા કરી લીધા. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કેઃ—" વાહ-વાહ ! કિસ્મતના સિતારા તેજ હોય એમ જ જણાય છે ને શું ? મને ખ્વાબમાં પણ એવો ખ્યાલ નહોતો કે, અનાયાસ જ આવું ઉમદા રત્ન મારે હાથ લાગી જશે. સરદારના કામે જતાં એકી સાથે બે શિકાર સપડાયા છે. એક તો વાઘ માર્યો છે, તેના એક હજાર રુપિયા મળવાના છે અને બીજું આ બુલબુલનું બચ્ચું હાથ લાગ્યું છે. વાહ, કેવી ખૂબસૂરતી છે. સારી જહાંની ખૂબસૂરતી ખુદાતાલાએ આ નાજનીના ગુલાબી બદનમાં જ લાવીને ભરી છે ને શું ! કેવી ખૂબીદાર અણીઆળી આંખો છે, કેવા લાલ લાલ ગુલાબી ગાલ છે. આજનો દિવસ આપણા માટે તો રોશન જ થયો છે. અહા.

" વેશે વિચિત્ર નવ જોબનવાળિ નારી;
કાયે લવીંગ કરપૂરની વાસ સારી;
મંજૂલ વાણુ વદતી તન હેમ જાણે;
નાભી તટે કુસુમ હાર સુગંધ આલે;
વાંકી વળેલ અતિશે પિન કૂચ ભારે;
છે, આંખ ખંજન સમી કટી પાતળી રે;

એવી તેણુા ન ગળમાં ભરિબાથ જેણે;
ખોયો વૃથા જનમ વિશ્વ વિશેજ તેણે. ”

આ પ્રમાણે અનેક તર્ક વિતર્ક કરી તેણે મેના તરફ જોઈને ફ. રીવાર પૂછ્યું કેઃ—“કેમ, મારા સવાલનો જવાબ કેમ નથી આપતાં લજ્જાળુ લલિતા ! શું તમને મારી પાસે બોલતાં શરમ આવે છે? ના—ના—શરમ રાખવાની કશી જરૂર નથી. કહો, તમે કોણ છો અને અત્યારે અહીં ક્યાંથી આવી ચઢ્યાં છો. ? ”

મેનાએ પોતાના મનમાં જ વિચાર્યું કે, આ મુસલમાન યુવકના મનમાં અત્યારે મને જોઇને કુવાસનાનો સંચાર થયો છે. પણ ફિકર નહિ, અત્યારે જો હું નબળી થઇશ તો એ મારા શિરપર ચઢી બેસશે અને મારી ઈજ્જતને બટ્ટો લગાડી દેશે, માટે મારે બ્હીવાની કે શરમ રાખવાની કશીપણ જરૂર જ નથી. આ પ્રમાણે વિચાર કરીને તેણે કહ્યુંઃ—“ સરદાર, પ્રથમ તમે તમારી ઓળખાણ આપો, એટલે હું તમને મારો પરિચય પણ આપું છું. જયાં સૂધી મને તમારી ઓળખાણ મળશે નહિ, ત્યાં સૂધી મારાથી પણ તમને મારી ઓળખાણ આપી શકાશે નહિ. ”

“ મારૂં નામ મહમ્મદ છે, હું વીર લૂટારા મોનાહાતિનો એક વફાદાર સરદાર છું. મારી મદદથી જ મોનાહાતિ ઠેકઠેકાણે ફત્તેહ મેળવીને એક આલમ મશહુર લૂટારો થઇ પડયો છે. આજે હું અમારા સરદારના ટોળાંમાંથી મોકલેલા અમારા પાંચ લૂટારા સોબતીઓની તપાસ કરવા માટે બહાર નીકળ્યો છું. સરદારે પાંચ સાત દિવસ થયાં તેમને એકાદ બે જરૂરની ચીજો લેવા માટે મોકલી આપ્યા છે, પણ હજી સૂધી તેમનો કશો પત્તા જ નથી. બલિદાનનો દિવસ છેક નજીકમાં આવી પહોચ્યો છે, તેમ છતાં પણ હજી તેઓ બલિદાનનાં

સાધનો લઇને આવ્યા નથી, આથી અમારા સર્વના મનમાં ઘણી જ ચિંતા થાય છે કે, તેઓ શા કારણથી નહિ આવ્યા હોય, એટલા માટે જ હું તેમની તપાસ કરવા નીકળી પડયો છું. બસ, મારી હકીકત આ પ્રમાણે છે. પણ હવે કહો જોઇએ કે, તમે કોણ છો, શા કારણથી આવી અંધારી રાત્રે અહીં આવ્યાં છો અને તમારૂં નામ પણ શું છે વારૂ ?"

મેનાએ જવાબ આપ્યો કે:—"મારૂં નામ મેના છે અને વખાની મારી હું અહીં ચઢી આવું છું. આ જંગલમાં આવવાનો મારો બીજો કોઇ પણ ખાસ ઇરાદો નથી."

"પણ તમો અહીં કોની સાથે આવ્યાં હતાં વારૂ ?" સરદાર મહમ્મદે પૂછ્યું.

"મારાથી તમોને તે જણાવી શકાય તેમ નથી." મેનાએ જવાબ આપ્યો.

"કારણ ?"

"કારણ જાણવાનું શું છે પ્રયોજન. ?"

"પ્રયોજન ? પ્રયોજન વિના પ્રશ્ન પણ પૂછાતો હશે ખરો કે મારી મનહરણી મેના ?" આ કહી મેનાનો હાથ ઝાલવા માટે તે સહજ આગળ ધરયો. એ જોઇને મેનાએ કહ્યું કે:—"માફ કરો મિયાંજી ! દૂર રહો. તમારે જે કાંઇ કહેવું હોય તે ત્યાં ઉભા ઉભા જ કહો. મારી પાસે આવવાની કશી પણ જરૂર નથી. કહો તમે હવે ક્યાં જવા માગો છો."

"મેના, મધુરી મેના ! આમ પહેલેથી જ ફટકો શા માટે મારે છે ? તારે માટે મરી મટતા આ મહમ્મદના જિગરપર આવો સખ્ત જખ્મ કેમ કરે છે ? તું નથી જાણતી કે, હું તારે આ પરિસ્તા-

નની પરી જેવું સ્વરૂપ જોઇને તારાપર આશક થયો છું. ?"

"આશક ? કોનાપર આશક થયો છે ? મારાપર ? શું તું મને નથી ઓળખતો ? હું કોણ છું, તે નથી જાણતો ? મારાપર આશક થનારની શી હાલત થાય છે, તે તારા ખ્યાલમાં નથી ? ભલા માણસ, વિના કારણ એક અબળાપર આવી કુદૃષ્ટિ શા માટે કરે છે."

"મેના, તારી આ ખૂબસૂરતીમાં કોઇ એક એવો અજબ જાદૂ સમાયલો છે કે, મારી ઇચ્છા ન હોવા છતાં પણ મારૂં મન તારામાં તલ્લીન થઇ ગયું છે. કારણ કે,

"ક્ષામોદરી ગમન હંસ સમાન તારૂં;
આનંદિ રૂપ રૂતુરાજ સમાન સારૂં;
પાયે કરે નુપુર કંકણ ઘોષ ચારૂ;
તારા તનુ મહિ ઠર્યું મન આજ મારૂં."

"નાદાન, માણસ! વિના કારણ તું એ મળમૂત્રની કાયામાં શા માટે મોહી પડ્યો છે. એ સર્વ નાશવંત છે, ઘડીના છઠ્ઠા ભાગમાં વાયુમાં વિલીન થનારૂં છે, માટે એ દુરાશાને ત્યાગી દે અને મારાપર જે ઉપકાર કર્યો છે, મને જે જીવતદાન આપ્યું છે, તેને તું સંચિત કરી રાખ, એટલે અલ્લાતાલાના દરબારમાં એ તને ઘણું જ મદદગાર થઇ પડશે. સ્ત્રીઓની કાયા ફક્ત ઉપરથી જ મોહાવનારી છે, અંદરથી હળાહળ ભરેલી છે." આમ કહીને મેનાએ તેને કહી સંભળાવ્યું કેઃ—

"છે નાશવંત સૂખ સુંદરીથી મળેલું;
સ્ત્રી ભોગ સેવન વળી દુઃખદા ઘણેરૂં;
એવું છતાં વિદિત ધ્યાન ધર્યું ન જેણે;
ખોયો વૃથા જનમ વિષવિશે જ તેણે.

માનુષ્ય મોહ કરણી ધરમે કુમંત્રી;
ખંડે સમાધિ વળી કાપટ કેરી તંત્રી;
ખંડે સુકામ જન એવી સદૈવ જેણે;
ખોયો વૃથા જનમ વિશ્વ વિશેજ તેણે.

માટે ભાઇ, ભલો થઇને તું મને અહીંથી મારા ગામ મૂકી આવ."

"ગાંડી રે ગાંડી! હાથમાં આવેલા શિકારને કોઈ છોડતું હશે ખરૂં કે? એવો તો કયો બેવકુફ અને ગમાર પુરૂષ હશે કે, હાથમાં આવેલાં તારાં જેવાં બુલબુલને આબાદ છોડી દેશે? કહે–કહે, તું હવે મારી સાથે નિકાહ પઢવા માગે છે કે નહિ વારૂ?" સરદાર મહમ્મદે સહજ કરડી આંખ કરીને પૂછયું:—"બોલ, જલ્દી, બોલ, તારા મ્હોંપર વસાયલા મૌનના તાળાંને જલ્દી ખોલ. આજકાલ કરતાં ત્રણ દિવસ થયાં હું કોઇ એક સારી બીબી સાહબાની તપાસ ચલાવી રહ્યો છું, પણ હજી સૂધી એવો કોઇ દાવ મારા હાથ લાગ્યો નથી. આજે ઠીક તું મારા સપાટામાં આવી ચઢી છે. મેં તને વાઘના મ્હોંમાંથી મરતી બચાવી છે, માટે તારે મારી સાથે શાદી કરવી જ પડશે. કહે, હવે શા નિર્ણય પર આવે છે?"

"તેં મને જીવનદાન આપીને ઉલટી નવી આફતમાં સપડાવી છે, જો વાઘના પંજામાં સપડાઇને મારૂં મૌત થયું હોત, તો મને વધારે સુખ થાત; પણ તારા જેવા રાક્ષસી વરુના હાથમાં પડવાથી તો મારા ભયનો પારજ રહ્યો નથી; હું તારે પગે પડીને કહું છું કે, તું મને છોડી દે, જેની રીતે તારા જેવા બીન જાલિમોએ મારાપર દયા દેખાડી છે, તેવી રીતે તું પણ મારાપર દયા કર; આવો જુલ્મ ન કર."

" અબળા બિચારી રાંક છું, તું જુલ્મ આવો કાં કરે ?
પીડા કરી પરનારને તું પાપ શિરપર કાં ધરે; "
ધારી લીધું જે રૂપ તેં, તે રૂપ ના પણ કૂપ છે;
બાળે સદાયે દેહને જે નર્કનો તે ધૂપ છે;
પરનારના સેવન થકી સુખો કદાપિ ના મળે;
કીરતારના દરબારમાં શિક્ષા બહુ તેની મળે. "

સરદારે પણ ગુસ્સામાં આવીને તેના જવાબમાં જણાવ્યું કેઃ—" એ શિક્ષાની મને કશી પણ દરકાર નથી. મારાપર આવી પડનારા દુઃખની ચિંતા કરવાની તને કશી પણ જરૂર જ નથી. હું મારાપર જે ગુજારાશે તેને સહન કરી લઇશ; પણ તને હવે મારા પંજામાંથી મુક્ત કરી શકીશ નહિ. જો તું નહિ માને તો મારે બળાત્કારે મનાવવી પડશે. જો તું મારી સાથે નહિ આવે તો, છેવટે બળાત્કારે લઇ જવી પડશે. "

આ સાંભળીને મેનાએ પોતાના મનમાં જ વિચાર્યું કેઃ—" આ રાક્ષસના હૃદયમાં કામનો એટલી સીમા સૂધી સંચાર થયો છે કે, હવે તે કોઇ પણ રીતે મને છોડે તેમ નથી. અત્યારે તેની સાથે દુરાગ્રહ કે વિવાદ કરવાથી પણ કાંઇ સારૂં પરિણામ આવવાની આશા નથી, માટે હાલ તરત તો એના મતને મળતી થઇ એ જ્યાં કહે, ત્યાં જવામાં જ મારી જિન્દગીની આબાદી જળવાયલી છે. જો હું અત્યારે એની સ્હામે તકરાર ઉઠાવીશ તો એ રાક્ષસ પોતાની તલ્વારથી મારી જાન લીધા સિવાય રહેશે નહિ. પણ એ મને અહીંથી ક્યાં લઇ જશે, એ જાણી લેવાની ખાસ જરૂર છે. કારણ કે, નહિ તો પછી એના હાથમાંથી બચવાનો ઈલાજ સહજમાં જ મારાથી શોધી શકાશે નહિ. માટે ચાલ, તેને પ્રથમ પૂછી જોઉં કે, તેની

ઇચ્છા મને અહીંથી ક્યાં લઇ જવાની છે ? પણ હા– જો હું તરત જ એના મતને મળતી થઇ જઇશ, તો એના મનમાં મારા તરફ શંકા આવ્યા વિના રહેશે, માટે પહેલાં તો તણાય તેટલું તાણવા દે."

આ પ્રમાણે વિચાર કરીને મેનાએ ફરીવાર સરદાર મહમ્મદને સંબોધીને કહ્યું કે:—" સરદાર, હું તમારે પગે પડીને કહું છું કે તમે હજી પણ મારાપર દયા કરો. ખુદાનો ખૌફ રાખી મને છૂટી કરો. જો તમે મારા ગામ સૂધી મને ન પહોંચાડી શકો તેમ હો, તો અહીંથી જ મારા ગામનો રસ્તો બતાવી આપો, એટલે હું મારી મેળે જ અહીંથી સીધી મારા ગામ તરફ ચાલી જઇશ."

"મેના, આ બધાં તારાં ફોકટ ફાંફાં છે. હવે તો હું તને કોઇ પણ રીતે છોડી શકું તેમ નથી. તું વિના કારણ ગભરાય છે, હું તને કશી પણ ઇજા આવવા દઉં તેમ નથી."

"પણ સરદાર, એક હિંદુની કન્યા મુસલમાનની સાથે લગ્ન કરી શકે ખરી કે ? તમને મારો નહિ તો મારી ન્યાતનો પણ જરાય ખ્યાલ આવતો નથી."

"હવે એ બધી ન્યાત જાતની પંચાતને પડતી મૂકીને મારા જેવા બહાદુર સરદારની સાથે લગ્ન કરવાથી તું અવશ્ય સુખી જ થઇશ, એમાં તું જરા પણ શંકા લાવીશ નહિ. ફક્ત તારી એવી મામૂલી દલીલથી હું મારી જિન્દગીની મુરાદને તોડી પાડીશ નહિ. કદાચ તને મેળવવા જતાં મારી જાનની ખુવારી થશે, તો તેને પણ હું સહન કરી લઇશ." સરદાર મહમ્મદે પોતાના વચનોમાં દૃઢ રહીને જવાબ આપ્યો.

"બહુ સારૂં, જ્યારે તમારો એટલો બધો આગ્રહ છે અને તમે મને દરેક રીતે સુખી કરવાનું વચન આપો છો, ત્યારે હું

તમારી સાથે આવવાને તૈયાર છું. પરંતુ તમારી સાથે આવતાં પહેલાં તમો મને ક્યાં લઇ જવા માંગો છો, તથા મારા માટે શો બંદોબસ્ત કરી આપવા ઇચ્છો છો, એ જાણવાને હુ બહુ જ ઇન્તેજાર છું માટે મહેરબાની કરીને તમે તમારા મનમાં મારા વિશે જે કાંઇ ગોઠવણ કરી હોય તે કહી સંભળાવો, એટલે હું હમણાં જ તમારી સાથે આવું છું." મેનાએ સરદાર મહમ્મદને પોતાની જાળમાં ફસાવવાના હેતુથી કહી સંભળાવ્યું.

"એ બાબતમાં ચિંતા કરવાનું કશું પણ કારણ નથી. હું અહીંથી તને અમારા આ ભેદી ભોંયરામાં લઇ જવા માગું છું. એ ભોંયરામાં લગભગ સોએક ઓરડીઓ અમારા સરદારે બનાવેલી છે. એ દરેક ઓરડીમાં બબ્બે ચાર ચાર માણસો સુખેથી રહી શકે છે. અમારા લુંટારાના ટોળામાં લગભગ સાઠેક લુટારાઓ કામ કરે છે અને તેમાંના દરેક લુટારાને એક એક ઓરડી અલાયદી સોંપવામાં આવી છે. મારા ભાગમાં પણ એવો જ એક ઓરડી મળી છે. એ ઓરડીમાં જ હું તને રાખવા માગું છું. પણ પહેલ વહેલાં મારાથી તને આ સ્ત્રીના વેશમાં ત્યાં લઇ જઇ શકાય તેમ નથી. કારણ કે, દરરોજ રાત્રે અમારો સરદાર મોનાહાતિ દરેક ઓરડીની તપાસ કરવા તથા હાજરી લેવા આવે છે, એથી જો તને હિન્દુની સ્ત્રીને મારા ઘરમાં આવેલી જૂએ તો તેથી મારાં સોએ વર્ષ પૂરાં થાય તેમ છે. માટે હું તને પુરુષનો પહેરવેશ પહેરાવીને હાલ તરત મારા તે ઓરડામાં રાખવા માગું છું. જો કદાચ મારો સરદાર આવીને તને કાંઇ પણ પૂછે, તો તું ફક્ત એટલો જ જવાબ આપજે કે, હું આ સરદાર મહમ્મદના મિત્રનો પુત્ર છું અને કેટલાંક જરૂરી ઘરકામને લઇને અહીં આવ્યો છું. એ સિવાય બીજું કાંઇ પણ કહીશ નહિ. ત્યાર

પછી આપણને જ્યારે લાગ મળશે, ત્યારે આપણે એ ભોંયરામાંથી બીજે કોઇ સ્થળે ચાલ્યા જઇશું. ખુદાની મહેરબાનીથી મેં મારી ઓરડીમાં ઓછામાં ઓછી બે અઢી હજાર મોહોરો એકઠી કરી છે, એનાથી આપણી આખી જિન્દગી સુખમાં વીતી શકે તેમ છે. પણ હા—એ ભોંયરામાં બહુ જ સંભાળીને જવાનું છે, વખતે ગફલત ન થઇ જાય તેની ખાસ સંભાળ રાખવાની છે.” સરદાર મહમ્મદે મેનાના રૂપમાં મોહાંધ થઈને પોતાનો બધો ભંડો ફોડી દીધો અને દરેક દરેક વાતથી મેનાને માહિતગાર કરી દીધી.

સરદારની આ બધી વાર્તાને બરાબર મનનપૂર્વક સાંભળીને મેનાએ કહ્યું કે:—“સરદાર, એ વિષયમાં આપ કશી પણ ચિંતા કરશો નહિ. હું તમારા કહેવાથી એક ડગલું પણ આગળ ભરીશ નહિ. જ્યાં જીવ સટોસટની વાત ચાલતી હોય, ત્યાં ગફલત રખાતી હશે ખરી કે?” આમ કહીને તેણે પોતાના મનમાં જ કહ્યું:—“ઠીક છે, વખત આવવા દે, વખત આવ્યે હું તને આ કામાંધપણાંની બરાબર મજા ચખાડી આપું છું. હાલ તરત તો તારી સાથે જ આવું છું અને પછી બતાવી આપું છું કે, બદલો લેવામાં આ નારી કેવી ભયંકર ભુજંગિની જેવી હોય છે.”

ત્યાર પછી મહમ્મદ તેને રસ્તો બતાવતો બતાવતો તે જંગલની એક ઘણી જ સાંકડી વાંકીચુંકી અને કાંટા કાંકરાવાળી ગલીમાંથી મેનાને લઇને આગળ આગળ ચાલવા લાગ્યો. મેના પણ તેની પાછળ પાછળ ચાલતી થઇ.

—-•∞❦∞•—

# પ્રકરણ ૨ જું

—×—

## માયા પ્રભાવ

—:—

રે ! ઝિન્દગી રસહીણી ! પછી જીવવું શું ?
પાનાર જો ભ્રમ, પીનાર, પીવું પછી શું ?
ના તો શું કોઇ રમતે ચ્હડયું દારૂ પીને ?
વા ઐન્દ્રજાલિક શું આ રચ્યું ગારુડીએ ?

ના, ના; પરંતુ બધી વ્યર્થ વિચારણા છે;
ના પ્રેમી નાસ્તિક થયો ન કદાપિ થાશે,
શંકા નથી, હતી નહીં, ન કદાપિ હોશે;
છો હું મરૂં; નયન કોઈ ભલે ન લ્હોશે.

—*— **સાગર.**

મહમ્મદ મેનાને લઇને જે જંગલમાં જતો હતો, તે જંગલ ઘણું જ ભયંકર અને ઘટાદાર હતું કે, ધોળે દિવસે પણ તેમાંથી રસ્તો મેળવવો મુશ્કેલ થઈ પડે તેમ હતો, પણ મહમ્મદ તો બીજી કોઈ દિશા તરફ ધ્યાન ન આપતાં સીધે સીધો મેનાને લઇને તે જંગલની ઘાટી ઘટાઓમાં જ દાખલ થયે જતો હતો. લગભગ બે ત્રણ માઇલ દૂર ગયા પછી તેણે મેનાને સંબોધીને કહ્યું કે;—" મેના હવે બહુ જ સંભાળીને ચાલવાનું છે. અત્યારે આપણે જે માર્ગે જવાનું છે, તે માર્ગ ઘણો જ વિકટ અને બિહામણો છે, તથા એટલો બધો સંકુચિત છે કે, જો આપણે હવે અહીંથી નીચાં નમીને નહિ ચાલીએ

તો આ ઝાડોની ડાળીઓ તથા કાંટાઓથી આપણી પીઠ પણ છોલાઈ જશે, માટે ખૂબ સાવચેતીથી મારી પાછળ પાછળ ચાલી આવજે. દિવસ ઉગતાં પહેલાં તો આપણે અમારા ભેદી ભોંયરામાં દાખલ થઈ જવું જ જોઈશે, નહિતો મારો બધો ભેદ ફુટી જશે. ”

“ એ બાબતમાં તમે નિશ્ચિંત રહો, હું તમારી પાછળ પાછળ ચાલી આવું છું. હું ધારૂં છું કે, સૂર્યોદય થતાં પહેલાં તો આપણે ઘણી જ ખુશીની સાથે ત્યાં પહોંચી જઈશું. પણ તમે મને જે ભોં-યરામાં લઇ જવા માગો છો, તે ભોંયરૂં કેટલુંક લાંબું છે. વારૂ ! વળી તેમાં કેવા પ્રકારની ગોઠવણ કરવામાં આવી છે ?” મેનાએ પૂછયું.

“ એ ભોંયરૂં લગભગ સોળેક ગાઉ લાંબું છે અને તેમાં ઠેક-ઠેકાણે બંગલા બંધાવવામાં આવ્યા છે. આ જંગલમાંથી એ ભોંય-રાની શરૂઆત થાય છે અને તે ઠેઠ ભૂષણાનગરી સૂધી લંબાયલું છે. ભૂષણાનગરીની મધુમતી નદીના કિનારે એક ગુપ્ત સ્થાનમાંથા એમાં પ્રવેશ કરી શકાય છે. પણ એ રસ્તેથી અમારા સરદાર સિવાય બીજું કોઇ પણ આવી શકતું નથી. બીજાઓને માટે એ રસ્તેથી ચાલવાની સખ્ત મના કરવામાં આવી છે. પણ હવે, એ બધી બીના હમણાં જ તારા જાણવામાં આવી જશે. હવે વિલંબ કર્યા વિના તું મારી પાછળ પાછળ ચાલી આવ. ” મહમ્મદે કહ્યું.

આમ કહીને મહમ્મદ મેના સહિત ત્યાંથી સહજ આગળ ચાલ્યો, એટલે એક ઘનઘોર ઘટાદાર ઝાડી આવી લાગી. એ ઝાડી એટલી બધી સાંકડી હતી કે, તેમાં સહજમાં કોઇનાથી પ્રવેશ કરી શકાય તેમ નહોતું. ચારે તરફ નાના નાના કાંટા વાળા છોડવાઓ તથા શૂળવાળા બાવળનાં મોટાં મોટાં ઝાડો આવેલાં હતાં. અંધકા-રની તો કાંઇ હદ જ નહોતી. શિયાળવાં આદિ જાનવરો હૃદયભેદક

અવાજો કરી મનુષ્યના મનને ભયભીત બનાવી રહ્યાં હતાં. આ બધું જોઈને મેના ડરી ગઇ. તેણે બૂમ પાડી કહ્યું:—" સરદાર ! હવે મારાથી એક ડગલું પણ ચાલી શકાશે નહિ. આ વિકટ વનની વિકટતા જોઇને મારૂં તો કાળજું જ કંપી ઉઠે છે. આવી સાંકડી ઝાડીમાં મારાથી શી રીતે દાખલ થઈ શકાશે ? હાય ! હાય ! આટલામાં જો કોઇ વાઘ કે વરૂ છૂપાયાં હશે તો આપણને ફાડી ખાશે. હું તો તમારી સાથે આવી શકીશ નહિ. મેં મારી આખી જિન્દગીમાં આવું બિહામણું સ્થાન જોયું જ નથી. હદ છે તમારા હૈયાને કે તમને જરાય ધાસ્તી પણ લાગતી નથી. "

" મેના ! આમ ભયભીત કેમ બની જાય છે ! મારી પાછળ પાછળ ચાલી આવ. જયાં સુધી હું તારી સાથે છું, ત્યાં સુધી તને કશી પણ ઇજા આવે તેમ નથી. જ્યારે હું તને વાઘના મ્હોંમાંથી બચાવી શકયો છું, ત્યારે આ સાધારણ શિયાળવાં શું કરી શકવાનાં છે ! આ આખું જંગલ મારા પગ તળે હજારોવાર આવી ગયું છે, અહીંની દરેકે દરેક જગા મારા જાણવામાં છે, માટે તું કોઇ પણ જાતનો ડર રાખ્યા વિના મારી પાછળ પાછળ ચાલી આવ. " સરદાર મહમ્મદે કહ્યું.

" પણ આ ઝાડીમાં આપણે શી રીતે પેસી શકીશું વારૂ ?" મેનાએ પૂછ્યું.

" એ બધું હું તને હમણાં જ બતાવું છું. " આમ કહીને મહમ્મદે તે ભયંકર જંગલની ઝાડી પાસે આવીને એક કાળવતી પત્થરની શિલાને કાંઈક કળ કરીને દૂર ખસેડી દીધી એ શિલા ઘનઘોર ઘટાવાળાં વૃક્ષોના નીચેના ભાગમાં આવેલી હતી અને તે એવી ખૂ-

ખીથી ગોઠવવામાં આવી હતી કે, કોઈ અજાણ્યા માણુસને તેના અ-સ્તિત્વની કશી ખબર પણ પડી શકે તેમ નહોતું. શિલાપર ઘાસ ઉગેલું દેખાઇ આવતું હતું અને તેથી એવો જ ભાસ થઈ આવતો હતો કે, જાણે તે જમીન જેવી સપાટ જમીન જ છે. શિલા ઉથ-લાવીને મહમ્મદે તેમાંની એક સાંકડી સુરંગમાં દાખલ થવાની સૂચના આપી. પણ મેના બ્હીકની મારી કંપી ઉઠી અને તેણે તેમાં પ્રવેશ કરવાની ચોકખી ના પાડી.

એ જોઇને મહમ્મદે કહ્યું કે, "ગભરાવાનું કાંઇ કારણ નથી. તું આ સુરંગમાં દાખલ થા, એટલે તને એક મોટો ચબૂતરો મળી આવશે અને ત્યાંથી તેમાં ગયા પછી તને કશી પણ ઇજા આવશે નહિ."

મેના મહમ્મદના આગ્રહને જોઇને તે સુરંગમાં દાખલ થઇ, મહમ્મદ પણ પાછળથી તે સુરંગમાં પેઠો અને તેણે તે સુરંગના મ્હોંપર પાછો એવી ખૂબીથી પત્થર ગોઠવી દીધો કે, હતો તેમનો તેમ ગોઠવાઇ ગયો. ત્યાર પછી તેણે સુરંગમાં આવી પોતાના ગજવામાંથી ચકમક તથા પોલાદ કાઢીને અગ્નિ સળગાવ્યો અને એ અગ્નિથી ચ-બૂતરાપર ગોઠવેલા એક ગોખલામાંથી તેણે એક મશાલ ઉપાડીને પ્રકટાવી. મશાલ સળગવાથી એ ઘોર અંધારી સુરંગમાં સહજ ઉજાસ થયો. એ જોઇને મેના ઘણી જ અજાયબ થઇ. તેણે અજાયબીથી પૂછ્યું કેઃ—"આ બધી મશાલોનો આ સ્થળે કોણે સંગ્રહ કરી રાખ્યો છે? હવે આપણે અહીંથી કેટલેક દૂર જવાનું છે?"

"એ બધો સંગ્રહ અમારા લોકોએ જ કરી રાખ્યો છે. અ-મારે કયી ઘડીએ ક્યાં જવું પડશે, એનો કશો પણ નિશ્ચય રહેતો નથી. ઘણીવાર અમોને આ રસ્તે આવવું જવું પડે છે. એટલે અમે લોકોએ આ મશાલોનો સંગ્રહ કરી રાખ્યો છે. હવે આપણે

અહીંથી હજી પાંચેક માઇલ દૂર જવું પડશે. આપણે લગભગ બે એક માઇલ સુધી તો આવી સાંકડી ગલીમાં જ ચાલવું પડશે અને ત્યાર પછી એક ધોરી રસ્તો આવશે. એ રસ્તાપર રાત્રિ દિવસ દીવા બળ્યા કરે છે અને ઠેકઠેકાણે પહેરીઓ પહેરો ભરી રહ્યા છે. ટુંકામાં કહેવામાં આવે તો આ ભોંયરૂં એક નાના સુના શહેર જેવું જ છે. આ ભોંયરામાં મોટા મોટા ચાર કૂવાઓ તથા બે સરોવરો છે એ સર્વનું પાણી એટલું બધું સ્વચ્છ અને મીઠું રહે છે કે જેનાથી અમને પાણીની જરાપણ અગવડ પડતી નથી. તે ઉપરાંત ત્રણ ચાર મોટા મોટા બગીચાઓ આવેલા છે. એ બગીચામાં સહુથી સુંદર બગીચો અમારા સરદારનો છે. એમાં મેના, કોયલ, પોપટ, પપૈયા, વગેરે તરેહ તરેહનાં પક્ષિયો પોતાના મધુર સ્વરથી મંજુલ ગાનો ગાયા કરે છે. ગુલાબ, ચંપા, કેવડા વગેરે દરેક જાતનાં એટલાં બધાં ફૂલો એ બગીચામાં પેદા થાય છે કે, જેને લીધે આસપાસની બધી જગાઓ મ્હેકી જાય છે. સરોવરની ચારે બાજૂએ અમારા સરદારનો બગીચો આવેલો છે અને બીજાના છેડાપર અમારા સરદારનો એક મોટો મહેલ આવેલો છે, એ મહેલની નીચે આવાંને આવાં બીજાં સાત ભોંયરાંઓ છે અને તેમાંના દરેક ભોંયરામાં જૂદી જૂદી ગોઠવણો કરવામાં આવી છે. પહેલા ભોંયરામાં સરદારના મહાલયનું રક્ષણ કરનારા પચાસ હથિયારબંધ પ્રહરીઓ રાત્રિ દિવસ વારા ફરતી ઉઘાડી તલ્વારો લઇને ઉભા રહે છે, બીજા ભોંયરામાં સરદારની ઉપપત્નીઓની સેવા બજાવનારી દાસીઓ અને પરિચારિકાઓ રહે છે. એ દાસીઓમાં પચાસ હિન્દુ, વીસ મુસલ્માન અને ત્રણ હબસણો છે; તેઓમાંથી પણ અર્ધી સંખ્યા તેની ઉપપત્નીઓનો રાત્રિદિવસ પહેરો ભરે છે. ત્રીજા ભોંયરામાં સરદારની ખાસ વ્હાલામાં વ્હાલી

પત્નીઓનો પહેરો ભરનારી વીસ સ્ત્રીઓ રહે છે અને ચોથા ભોંયરામાં સરદારની તે ચાર અતિ સુંદરી શિરોમણિ પત્નીઓ રહે છે. પાંચમા ભોંયરામાં લૂંટફાટ કરવાનાં હથિયારો તથા બીજાં સાધનો રાખવામાં આવ્યાં છે. છઠ્ઠામાં પોશાક તથા અનાજના મોટા મોટા ભંડારો ભરેલા છે અને સાતમા ભોંયરામાં સરદારનો ખજાનો રહે છે. એ ખજાનાની રક્ષા માટે રાત્રિ દિવસ દસ પહેરેગીરો ઉઘાડી તલ્વારે પહેરો ભર્યા કરે છે. એ ઉપરાંત અમારા બધાને રહેવા માટે જે ઓરડીઓ આપી છે, તે બાબતમાં હું તને બધી બીના પહેલેથી જ જણાવી ચૂકયો છું." મહમ્મદે તે ભેદી ભોંયરાનો બધો ભેદ કહી સંભળાવ્યો.

ત્યાર પછી તે મેનાને લઇને તે સાંકડી સુરંગમાં ચાલવા લાગ્યો. મેના મશાલથી પડતા તેજની સહાયતાથી ધીમે ધીમે તેની પાછળ ચાલતી થઈ. લગભગ ત્રણેક માઇલ દૂર ગયા પછી મેના ઘણી જ થાકી ગઇ, તેનામાં ચાલવાની શક્તિ પણ ન રહી. તેણે ઘણા જ ગભરાટની સાથે સરદારને સંબોધીને કહ્યું કેઃ—"સરદાર, હવે મારામાં ચાલવાની તાકાત રહી નથી. આજે ત્રણ દિવસની કકડતી ભૂખને લીધે મારો જીવ છેક સૂકાઇ ગયો છે. હવે જ્યાં સુધી મને અનાજ નહિ મળે ત્યાં સુધી મારાથી એક ડગલું પણ ચાલી શકાશે નહિ. ભૂખ અને તરસને લીધે હું અત્યારે બ્હાવરી બની ગઇ છું. જો આટલામાં ક્યાંય પણ પાણી મળશે તો જ મારા જીવને કાંઈક સુખ મળશે."

"મેના, હજી આપણે અર્ધે રસ્તે પણ આવ્યા નથી. અત્યારે આટલામાંથી પાણી કે ખાવાનું પણ મળી શકે તેમ નથી. હવે શો ઈલાજ કરવો? મને તો કાંઇ પણ ગમ પડતી નથી."

" સરદાર, ગભરાવાનું કાંઇ કારણ નથી; તમે અહીંથી તમારા મુકામપર જઇને મારા માટે થોડુંક કાચું ખાવાનું તથા પીવાનું પાણી લાવો. તમારા આવતાં સુધી હું આ ભોંયરામાં જ બેસી રહીશ. તમે ખાવાનું લઇને પાછા આવશો, ત્યાં સુધીમાં તો મને કાંઇક આરામ પણ મળી જશે. ત્યાર પછી જ્યારે તમો આવશો, ત્યારે હું તમારી સાથે ઘણી જ સહેલાઇથી આવી શકીશ. કેમ, મારો આ વિચાર તમને પસંદ પડે છે કે નહિ વારૂ ?"

"હા, પસંદ તો પડે છે, પણ આવા ઘોર અંધારાવાળા ભોંયરામાં તને એકલી મૂકીને હું શી રીતે જઇ શકું વારૂ ?" સરદાર મહમ્મદે સહજ શંકાશીલ થઇને પૂછ્યું.

" એ વિષયમાં તમો જરાપણ ગભરાશો નહિ. મને આ ભોંયરામાં કોઇનો પણ ભય લાગે તેમ નથી. ગમે તેમ તો પણ, હું એક રાજપૂત કન્યા છું, મારા પિતા આજ દિવસ સુધી મોગલ શહેનશાહ શાહજહાંના લશ્કરમાં જ નોકરી કરતા હતા, હવે તેઓ વૃદ્ધ થવાથી ઘેર બેઠા છે. મારામાં પણ લશ્કરી લોહી ઉછળી રહ્યું છે. વળી જો તમને મને અહીંથી ચાલી જવાનો ભય રહેતો હોય, તો તે ભયને પણ દૂર કરજો. કારણ કે, હું કયા રસ્તેથી ક્યાં આવી ચઢી છું, એનું પણ મને કશું ભાન રહ્યું નથી. તેમજ તમે મને એવી મોહની લગાડી છે કે, હવે તમારો સાથ છોડીને મારી બીજે ક્યાંય પણ જવાની ઇચ્છા જ નથી. જાઓ, તમે હમણાંને હમણાં જ મારા માટે ખાવાનું તથા પાણી લઇને જલ્દી પાછા આવી પહોંચો." મેનાએ મહમ્મદને ચઢાવીને કહ્યું. પ્રથમ તો મહમ્મદને મેનાનાં વચનો પર વિશ્વાસ આવ્યો નહિ, પણ જ્યારે તેણે 'મોહની લગાડી છે,'

એવા શબ્દો મેનાના મુખમાંથી સાંભળ્યા ત્યારે તે પોતાના મનમાં જ ફુલાઇને કહેવા લાગ્યો કે: —"બસ, ફત્તેહ, મનની મુરાદ આજે થઇ છે ફત્તેહ. હવે એનાપર વહેમ રાખવાની કશી જરૂર જ નથી. યાખુદાઃ કેવી ખૂબસૂરત નાજની આજે હાથ લાગી છે. ખ્વાબમાં પણ જેને મળવાનો ખ્યાલ નહોતો તે આજે અનાયાસ જ મળી આવી છે. વાહ પરિસ્તાનની પરી—હૂર! તેં તો આજે મારા સીનાપર તારી તિરછી નિગાહ ફેંકીને કત્લ કરી બતાવી છે. કોઇ શાયરે ખરૂજ કહ્યું છે કે:—

"હજારોં ખ્વાહિશેં ઐસી કિ હર ખ્વાહિશ પેદમ નિકલે;
બહુત નિકલે મેરે અર્માન લેકિન્ ફિરભી કમ નિકલે;
મુહબ્બત મેં નહિ હૈ ફર્ક જીને ઔર મરનેકા
ઉસી કો દેખકર જીતે હૈ જિસ કાફિર પૈ દમ નિકલે;
કહાં દર્વાજા મૈખાનેકા ગાલિબ ઔર કહાં વાજજ;
પર ઇતના જાનતે હૈં કલ વહ જાતા થા કિહમ નિકલે."

આ પ્રમાણે અનેક વિચારો કરીને સરદાર મહમ્મદે મેનાને સંબોધીને કહ્યું કે:—"મેના, ત્યારે તું અહીંથી સહજ આગળ ચાલ, એટલે હું તને એક સહીસલામતી ભરેલી જગાએ બેસાડી દઉં કે જેથી પછી તને કોઇ પણ જાતનો ભય જ ન રહે. પણ હા—તેમ કરતાં પહેલાં તારે મને એક વચન આપવું પડશે."

"શું વચન આપવું પડશે સરદાર? તમે મારા તરફથી કેવા પ્રકારનું વચન મેળવવા માગો છો? શું તમને મારાપર હજી પણ અણવિશ્વાસ જ આવે છે?" મેનાએ આતુરતાથી પૂછ્યું.

"ના, મેના! મને તારાપર અવિશ્વાસ આવતો નથી, પણ તેમ છતાં પણ પહેલેથી દરેક વાતને નક્કી કરી લેવાની ખાસ જરૂર

છે. હું તારી પાસેથી ફક્ત એટલું જ વચન માગું છું કે, મારા આવતાં સૂધી તારે અહીં જ રહેવું પડશે. તારાથી અહીંથી એક ડગલું પણ આગળ પાછળ ચાલી શકાશે નહિ, કહે, તારાથી મારી આ શર્ત્તને કબુલ રાખી શકાય તેમ છે ?"

"ઓહો ! એમાં તે શો મોટો મીર મારવાનો હતો, સરદાર ! મને તમારી એ શર્ત્ત એકવાર નહિ પણ સોવાર મંજુર છે." આમ કહી સહજ હસીને એ પાપાત્માને પ્રતારણાના કૂપમાં ધકેલવાના ઇરાદાથી મેનાએ ઉપરાસાપરી બે ચાર નયનકટાક્ષ ફેંક્યાં. બસ, પછી તો મહમ્મદ સાહેબના મનમાં જે આનંદ ઉભરાઈ આવ્યો, તેનું અમારાથી વર્ણન જ કરી શકાય તેમ નથી. તે મદિરાપાન કરી મસ્ત થયેલા માતંગની પેઠે ડોલતો ડોલતો કહેવાં લાગ્યો કેઃ—" આફરીન, આફરીન, દિલોજાન, દિલરૂબા, મેના ! તારાપર આફરીન છું. હું નહોતો જાણતો કે તારી જીભમાં આવો અજબ જાદૂ ભરેલો છે તારા હૈયામાં ઇશ્કનો ખજાનો ભરેલો છે. જ્યારે તું જંગલમાં મને કઠોર શબ્દોનાં તીર મારી રહી હતી, ત્યારે મારા મનમાં એવોજ ખ્યાલ આવ્યો હતો કે, તું પ્રેમના માર્ગથી તદ્દન અજાણી હતી, પણ હવે જોઉં છું કે, એમાં તારો એક છુપો હેતુ જ સમાવલો હતો. સ્ત્રીજાતિ સ્વાભાવિક જ કાંઇક શરમાળ હોય છે, એ શરમને લીધે જ તું મારી સાથે એવો વ્યવહાર ચલાવી રહી હતી. બસ, હવે મારો તારામાં સંપૂર્ણ વિશ્વાચ બંધાઇ ગયો છે. હું હવે હમણાં જ તારા માટે ખાવાનું લઇને પાછો આવું છું. વળતી વેળાયે તો મારો પાણીદાર ઘોડો મારી સાથે આવવાથી મને આવવામાં વધારે વાર લાગશે નહિ. પણ હાં મારા આવતાં સૂધી તું બહુ જ સાવચેતીમાં રહેજે, કદાચ મારા કોઈ સોબતીઓ આવી ચઢે તો તું આ ઝાડપર ચઢીને છુપાઇ જજે."

"સરદાર! એ બાબતમાં તમારે આ મેનાને કશું પણ શીખવાડવું પડે તેમ નથી. હું તમારા સોબતીઓને પણ વેચીને પાણી પાઇ દઉં તેવી છું, એટલે એમના તરફની કશી બ્હીક જ રાખશો નહિ. જાઓ, હવે ખાવાનું લઇને જલ્દી પાછા આવી પહોંચો."

"બહુ સારૂં, મેના, મારી મધુરી મેના! હવે મને તારામાં કશો અવિશ્વાસ રહ્યો નથી. તું જેમ કહે તેમ કરવાને આ તારો ગુલામ ઉભે પગે તૈયાર છે." આમ કહીને મહમ્મદ તરત જ મેનાને માટે ખાવાનું લાવવાને ત્યાંથી ચાલતો થયો. તેના જવા પછી મેના પોતાના મનમાં જ વિચારવા લાગી કેઃ—"હાય! હું કેવી અભાગણી છું. પરમાત્માએ જ્યારે મને બે લૂટારાઓના દિલમાં દયા ઉપજાવીને મુક્ત કરાવી, ત્યારે વળી આ નવી જ બલા આવી પડી. હું આ મુસલ્માન સરદારના હાથમાંથી હવે મારા ધર્મને શી રીતે બચાવી શકીશ. જો ભોગજોગે એ દુરાત્મા મારા ધર્મને ભ્રષ્ટ કરશે, તો મારાથી તેનો બચાવ પણ શી રીતે કરી શકાશે? આના કરતાં તો હું લૂટારાઓની દેવીના યજ્ઞમાં બલિદાન રુપે હોમાઇ ગઇ હોતતો વધારે સારૂં થાત. પણ આ શયતાનના સપાટામાંથી હવે શી રીતે છુટકી શકીશ? હવે શો ઉપાય કરવો? કોનો આશ્રય લેવો?" આમ કહીને તે ઉંડા વિચારમાં પડી ગઇ. ઘણીવાર સૂધી વિચાર કર્યા પછી તેના મનમાં એકાએક એક નવીન ઇલાજ સૂઝી આવ્યો. તેણે ફરીવાર વિચાર્યું કેઃ—"મારા સાંભળવા મૂજબ એ લુટારાઓના સરદાર મોનાહાતિ ઘણો જ દયાળુ છે અને શરણે ગયેલા શત્રુઓપર પણ સ્નેહ દેખાડનારો છે. જો મારા સદ્ભાગ્ય જોગે હું તેને મળીને મારા દુઃખની બધી હકીકત કહી સંભળાવીશ, તો તે મને જરૂર જીવનદાન આપ્યા વિના રહેશે નહિ. પણ હવે અહીંથી

તેની પાસે શી રીતે જવું? તેની મુલાકાત શી રીતે કરવી? ફિકર નહિ. કિસ્મતપર આધાર રાખી કર્મને હાથમાં ધારણ કરવાથી તે સર્વ શક્તિમાન પરમાત્મા અવશ્ય મારો બચાવ કરશે જ."

આમ વિચારીને તે અનંતનામી ઈશ્વરનું સ્મરણ કરી કહેવા લાગી કેઃ—" હે અનાથોના નાથ! નિરાધારના આધાર! આવી આફતમાં સપડાયલી આ એક દીન અબળાપર દયા કરીને તું તેને એક પાપી પિશાચના પંજામાંથી બચાવજે. આર્યબાળાની લજ્જાની રક્ષા કરજે. તારા વિના અત્યારે મારો બીજો કોઇ પણ આધારજ નથી."

આ પ્રમાણે વિચાર તથા ઈશ્વર પ્રાર્થના કર્યા પછી મેના ત્યાંથી ઉઠીને ધીમે ધીમે જે રસ્તેથી સરદાર મહમ્મદ ગયો હતો, તે રસ્તે ચાલવા લાગી. ભયંકર અંધકારમાં તે મહમ્મદના શરીરને જોઇ શકતી નહોતી અને મહમ્મદ પણ તેને જોઈ શકતો નહોતો. કોઇ કોઇ વેળાયે મહમ્મદના પગલાંનો અવાજ તેના કાને સંભળાતો, ત્યારે તે સહજ થડકીને ઉભી રહેતી તથા પાછી ચાલવા લાગતી હતી. આ પ્રમાણે ચાલતાં ચાલતાં તેઓ લગભગ બેએક માઇલ દૂર નીકળી પડયાં, એટલે તે ભોંયરામાં એક વિશાળ રસ્તો તેમના જોવામાં આવ્યો, તે રસ્તાપર વીસ વીસ પચીસ પચીસ વામના અંતરપર દીપકો સળગી રહ્યા હતા અને દરેક દીવાના થાંભલા પાસે એકેક પહેરેગીર ઉઘાડી તલ્વાર લઇ પહેરો ભરી રહ્યા હતા, એ જોઇને મેનાના મનમાં ભય ઉપજવા લાગ્યો. તે તે રસ્તાપરના દીવાના પહેલા થાંભલાની લગભગ પચાસેક હાથપર દૂર આવેલા એક અંધારાવાળા ઘટાદાર વૃક્ષની છાયાતળે ઉભી રહી અને ત્યાં ઉભી ઉભી સરદાર મહમ્મદ તરફ જોવા લાગી. તેણે જાયું કે, સરદાર આગળ પાછળ ક્યાંય પણ નજર ન દોડાવતાં શ્વાસભર તે ધોરી

રસ્તાપર દોડતો દોડતો પોતાના ઘર તરફ જઈ રહ્યો હતો, એવામાં પહેલા થાંભલાના પ્રહરીએ તેને અટકાવીને કાંઇક સવાલ પૂછયો હોય, એવો મેનાના મનમાં ઝાંખો ભાસ થયો. એ જોઇને તે મનમાંને મનમાં જ ભય પામીને વિચારવા લાગી કે:—"જો કદાચ હું આ રસ્તેથી જઇશ અને પહેરેગીરો મને અટકાવીને સરદારની પેઠે કાંઇક સવાલ પૂછશે તથા મારી ઓળખાણુ માગશે, તો હું તેમને શો જવાબ આપીશ ?" તે હજી આ પ્રમાણે વિચાર કરી રહી હતી, એવામાં તો સરદાર મહમ્મદ પહેરેગીરના સવાલનો કાંઇક જવાબ આપીને ત્યાંથી આગળ દોડતો જણાયો. થોડીવારમાં તેને પાછો બીજા એક પ્રહરીએ અટકાવ્યો અને પહેલા પ્રહરીની પેઠે જ સવાલ પૂછયો. મહમ્મદ તેનો પણુ જવાબ આપીને આગળ દોડવા માંડયો.

આ બધું જોઇને મેના ગુંચવણમાં આવી પડી. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે:—"હવે શો ઈલાજ કરવો ? આ રાક્ષસ જેવા પ્રહરીઓને શો જવાબ આપવો ? હાલ તરત તો આ વૃક્ષપર ચઢી છુપાઇ રહેવામાં જ મારૂં હિત સમાયલું છે. જ્યારે સરદાર મહમ્મદ મારા માટે ખાવાનું લઈને પાછો ફરશે, ત્યાર પછી જ હું અહીંથી આગળ વધીશ અને વીર લુટારા મોનાહાતિની મુલાકાત કરીશ. પણુ તેને હું મારો પરિચય શી રીતે આપીશ ? એ બાબતમાં ચિંતા કરવાનું કશું પણુ કારણુજ નથી. કારણુ કે:—

"મનહરણુ કરતી માનિની, માનવ તણાં વાચા થકી;
લોભાવતી લટકાં થકી શંકા નહિ એમાં નકી;
યુક્તિ પ્રયુક્તિ આદરીને કાર્ય મારૂં હું કરૂં;
ચિંતા સમી ચિંતા તણી હું આગને શાને ધરૂં ?"

આ પ્રમાણે વિચાર કરીને તે તે વૃક્ષપર ચઢીને તેની ઘટાદાર શાખામાં છુપાઇ ગઇ.



# પ્રકરણ ૩ જું

## ભયંકર બાલદાન

પાપી જીગર જખ્મી થયું પણ ખૂન કાં ટપકે નહિ !
રોતો સદા પણ અશ્રુ કેરૂં બુંદ કાં ટપકે નહિ !
ખેંચાય નાડીને નસો કાં એક પણ છટકે નહિ !
આ દેહનું ઘડીઆળ ટકટક ચાલતું અટકે નહિ !

અરે કલિયુગની દુનિયા, સમજતી લેશ ના સાર;
અબોધે ખાય અરબડીયાં, ચમત્કારે નમસ્કાર !
હજારો દેવનાં દેરાં, સફળ પ્રેમે ન પુજાયે,
પૂજારી હોય પાખંડી, ચમત્કારે નમસ્કાર !

મણિકાન્ત.

પ્રિય વાચક ! હવે તારે અનુમાનના અશ્વપર સ્વાર થઇને અમારી સાથે લુટારા સરદાર મોનાહાતિના ભેદી ભોંયરામાં ત્યાંના ભેદી બનાવોને જોવા માટે એકવાર અવશ્ય આવવું પડશે, કારણકે, તે વિના ત્યાંની ભયંકરતાનો ખ્યાલ તારા મગજમાં આવી શકશે નહિ. જ્યાં ક્રૂરતાનો નિવાસ છે, હિંસાનો વિસ્તાર છે, વૈરની ગગનસ્પર્શી પ્રચંડ જવાળાઓ પ્રજળી રહી છે, અનાચારનો અખાડો સ્થાપિત થયો છે, કાળોકેર વર્ત્તી રહ્યો છે, જુલ્મરૂપ જલ્લાદ ભયંકર સ્વરૂપ ધારણ કરી રહ્યો છે, પિશાચો અને પ્રેતો નરમાંસનું બલિદાન લેવાની આશાથી

હાજર રહ્યાં છે, તેવા એક અતિ ભીષણ સ્થાનનો આબેહુબ ચિત્તાર તો જીવતી આંખોને જ આવી શકે છે, નિર્જીવ લેખિનીથી તેનો રંચ માત્ર પણ ભાસ કરાવી શકાતો નથી. જગત્‌માં એવી એવી ભયંકર વ્યક્તિઓ, એવાં એવાં ભયંકર સ્થાનો અને એવાં એવાં જાલિમ કર્મો જોવામાં આવે છે, કે જેનું નામ લેતાં પણ કાળજાં કંપી ઉઠે છે અને હૃદય ભયના સમુદ્રમાં ડૂબી જાય છે. વિશ્વ વિવિધ વિચિત્રતાઓથી ભરેલું છે, કોઇ ખૂન કરવામાં, કોઇ કસાઇની ગરજ સારવામાં, કોઇ અનીતિની તલ્વાર ચલાવવામાં, કોઈ કારસ્થાનની જાળ બિછાવવામાં તો કોઇ પાપને પ્રશ્રય આપવામાં મશગુલ રહે છે; ત્યારે કોઇ ધરાને સરા માનનારા, કાયાને સત્કર્મનું સાધન સમજનારા, મનુષ્યત્વને દેવત્વ સાધિત કરવાનું સાધન ગણનારા અને કોઈ ધર્મનો મર્મ જાણનારા, કર્ત્તવ્યનો મહામંત્ર ગજાવનારા મનુષ્યો પણ વિશ્વમાં અનેક જોવામાં આવે છે. એટલા માટે જ સંસારને કવિજનોએ વિચિત્રતાનાં વાસસ્થાનરૂપ માનેલો છે. રાજર્ષિ ભર્ત્તૃહરિ તો સંસારને અસ્થિર અને અસ્થાયી કહીને એવો મનોહર ઉપદેશ આપે છે કેઃ—

रम्यं हर्म्यतलं न किं वसतये श्राव्यं न गेयादिकं
किंवा प्राणसमासमागमसुखं नैवाधिकं प्रीतये ।
किंतूद्भ्रान्तपत्यतङ्गपवनव्यालोलदीपांकुर—
च्छायाचञ्चलमाकलय्य सकलं सन्तो वनान्तं गताः ॥

અર્થાતઃ—" રહેવાને માટે શું રમ્ય મંદિર નથી ? સાંભળવા યોગ્ય ગાયનાદિ પણ શું નથી ? અથવા તો પ્રાણ સમાણી નારી સમાગમનું સુખ પણ શું પ્રીતિને માટે અધિક નથી. સર્વે છે; પરંતુ તે સર્વ ઉદ્‌ભ્રાન્ત—ઉછળતા પતંગના પવનથી ચંચળ દીપકની છાયા

જેવું ચંચળ છે, એમ ધારીને જ સંતો વનમાં ગયા છે."

" પતંગિયાની પાંખોના પવનથી ડોલતી દીવાની જ્યોત જેવાં જ ચંચળ સંસારનાં સુખ છે, એમ ધારીને સંત પુરૂષો વનમાં વસ્યા છે. રંગ મહેલ, ગાનતાન અને સમાગમ સુખ એ સર્વ છે, પણ તે ચંચળ છે અને માત્ર ઇશ્વરનું નામ એક જ અચળ છે."

પરંતુ એ સર્વ તત્વજ્ઞાનની ચર્ચા કરવાનો અમારો આ પુસ્તકનો વિષય ન હોવાથી અમો અમારા મૂળ વિષયપર આવીને વાર્તાના અનુસંધાનને આગળ લંબાવીશું.

આજે મોનાહાતિના ભોંયરામાં મહા ઉત્સવ ઉજવાતો હતો. ભોંયરાના એક વિશાળ વિભાગમાં વીરવર મોનાહાતિનો એક મોટો બંગલો આવેલો હતો, એ બંગલાની ચારે બાજૂએ બગીચો હતો અને બગીચાની ચોમેર ફરતો એક મજબૂત પત્થરનો કોટ હતો. આજે બંગલાના લાંબા-પહોળા આંગણામાં લગભગ પચાસ-સાઠ માણસોનું એક મોટું ટોળું એકઠું થયું હતું. તેઓ સર્વ મોનાહાતિના મદદગાર લૂટારાઓ જ હતા. તેઓ સર્વ ઘણા જ ગભરાયલા દેખાતા હતા. તેમાંના એક લૂટારા સરદારે પોતાના બીજા બંધા સોબતીઓને સંબોધીને પહાડી અવાજથી કહ્યું કે:—" ભાઇઓ! એ તો તમો સર્વ સારી રીતે જાણો છો કે, આજે નવરાત્રિની આઠમ તો થઇ ચૂકી છે અને આવતી કાલે નવમીની રાત્રે આપણે દેવી કાળી કરાળીનો ભોગ આપવોજ જોઇશે. પણ એ પહેલાં આપણે જે જે તૈયારીઓ કરવાની છે, તેમાંની કશી પણ તૈયારી હજી સૂધી આપણે કરી શક્યા નથી. આપણા ટોળાંમાંથી આજ પાંચ દિવસ થયાં દશબાર લૂટારાઓને બલિદાન આપવા જેવી ત્રણ કુમારી કન્યાઓ,

એકસો આઠ મહિષ—પાડા, એકસો આઠ બકરાં અને યજ્ઞ કરાવનાર એક પુરોહિતને લાવવા માટે મોકલી આપ્યા છે, પણ તેમાંથી ફક્ત બે કુમારીકાઓ તથા પાડા—બકરાં સિવાય એક ત્રીજી કન્યા તથા પુરોહિત વગેરે હજી સૂધી હાજર થયાં નથી. હું નથી સમજી શકતો કે, આપણા સોબતીઓને આવવામાં આટલો બધો વિલંબ શા કારણથી થયો હશે ? હવે જો વધારે ઢીલ થશે અને આજે જો તેઓ નહિ આવી પહોંચે તો આપણી બધી બાજી બગડી જશે. દેવી ભવાનીનો કોપ થશે અને આપણું સત્યાનાશ જશે. ”

આ સાંભળીને તેને ટેકો આપતાં બીજા એક સરદારે કહ્યું કેઃ—

“ હું નથી સમજી શકતો કે, આપણા સોબતીઓ શા કારણથી આટલા બધા મોડા થયા છે ? શું કદાચ તેઓએ કોઇ પણ ઠેકાણે લૂટ કરીને તે લૂટને આપણાથી છૂપાવીને હજમ કરવાનો ઇરાદો તો નહિ કર્યો હોય ! તેઓ જંગી લુટમાં મળેલી મોટી દોલત લઇને પોતાના દેશમાં તો નહિ ચાલ્યા ગયા હોય ? હા—હા—મને તો એમાં કાંઇક ભેદ જ સમાયલો જણાય છે. જો તેમ જ હશે, તો માતા મહાકાળીના કોપમાંથી આપણો કોઇ પણ રીતે બચાવ થઇ શકશે નહિ. મામલો કાંઇક અજબ રંગપર આવી ગયેલો જણાઇ આવે છે.”

“ ત્યારે હવે આપણે આ વાર્ત્તા આપણા મુખ્ય સરદારને પણ જણાવવી જોઇએ. કારણ કે, જો પહેલેથી આપણે તેમને આ વાત નહિ જણાવીએ, તો તેનું પરિણામ કેવું ભયંકર આવશે અને આપણને સર્વને કેવી સખ્ત સજા ભોગવવી પડશે, એનો તો મારાથી ક્યો વિચાર પણ કરી શકાતો નથી.” ત્રીજા એક લૂટારા સરદારે પોતાનો મત જાહિર કર્યો.

એવામાં સરદાર મોનાહાતિ મહાલયમાંથી બહાર નીકળીને તેમની

સર્વની સમીપમાં આવીને ઉભો રહ્યો. તે અત્યારે આ સર્વ લૂટારાઓને એકઠા મળેલા જોઇને અજાયબ થયો તેણે તેમાંના એક વડા સરદારને સંબોધીને કહ્યું કેઃ—"કેમ જાલિમસિંહ! અત્યારે તમો સર્વેએ અહીં આવીને આવો ખળભળાટ શા કારણથી મચાવી મૂકયો છે ? શું આપણા ટોળાંના કોઈ માણસો મોગલ સિપાહીઓના હાથમાં તો નથી પડયા ને ?"

જાલિમસિંહે જવાબ આપ્યોઃ—"જી, ના, નામદાર! ઇશ્વરકૃપાથી એવું કશું પણ બન્યું નથી. પણ આવતી કાલે બલિદાનનો દિવસ હોવા છતાં, બલિદાનનાં સાધનો માટે જે લોકોને મોકલવામાં આવ્યા હતા, તેમાંના ત્રણચાર માણસો હજી સુધી સાધનો લઇને પાછા ફર્યા નથી, એથી અમારા સર્વના મનમાં ઘણી જ દહેશત થવા લાગી છે કે, જો આવતી કાલે માતા કાલિકાનો યજ્ઞ કરી ગયે વરસે જે બલિદાન આપવાની આપણે પ્રતિજ્ઞા કરી હતી, તે બલિદાન નહિ અપાય, તો તેથી માતાના કોપનો પાર રહેશે નહિ અને તે સાથે તેનું પરિણામ એવું વિકટ આવશે કે, તે આપણાથી સહી શકાશે નહિ. આ સર્વ કારણોથીજ અમો અત્યારે અહીં એકઠા થયા છીએ અને હવે એ બાબતમાં શું કરવું એની આપ નામદાર પાસેથી યોગ્ય સલાહ લેવા ધારીએ છીએ."

મોનાહાતિએ આતુરતાથી પૂછયું કેઃ—"હવે બલિદાનનાં કયાં સાધનો લાવવાનાં બાકી રહ્યાં છે, અને એ સાધનો લાવવા માટે કોને મોકલવામાં આવ્યા છે વારૂ ?"

જાલિમસિંહે જવાબ આપ્યો કેઃ—"નામદાર! હજી યજ્ઞ કરાવનાર પુરોહિતનો કશો પણ પત્તો જ નથી. વળી ગઇ સાલ આપે સુરત બંદરપર મોટી લૂટ કરતી વેળાએ દેવીને જે ત્રણ કુમારિકા-

ઓનું તથા એકસોઆઠ પાડા અને એકસોઆઠ બકરાંનું બલિદાન આપવાની ટેક લીધી હતી; તેમાંની એક કન્યા પણ હજી સુધી આવી નથી. અમોએ ચાર ચાર જણાંઓનાં ત્રણ ટોળાંને એ બધાં સાધનો લાવવા માટે મોકલ્યા હતા, તેમાંનાં બે ટોળાં કહેલાં સાધનો લઇને આવી પહોંચ્યાં છે, પણ એક ટોળું હજી સુધી આવ્યું નથી. એ ટોળાંની તપાસ કરવા માટે સરદાર મહમ્મદને પણ ગઇ કાલે રાત્રે મોકલવામાં આવ્યો છે, પરંતુ તેનો પણ હજી સુધી કશો પત્તોજ નથી. પ્રભુ ! મામલો કાંઇક ભેદભરેલો જણાય છે. જો આજ સવાર સુધીમાં એ લોકો કહેલાં સાધનો લઇને નહિ આવી પહોંચે. તો બધી બાજી બગડી જશે."

જાલિમસિંહની આવી વાત સાંભળીને મોનાહાતિ કાંઇક વિચારમાં પડી ગયો. ઘણીવાર સુધી વિચાર કર્યા પછી તેણે કહ્યું કેઃ— "કદાચ એક કન્યા નહિ આવે, તો બાકીની બે કન્યાઓના બલિદાનથી પણ ચાલી શકશે, પરંતુ પુરોહિત વિના ચાલી શકશે નહિ. માટે જાઓ, આજે રાત્રેને રાત્રે આજુબાજુના કોઈ ગામમાંથી એક બ્રાહ્મણને તથા બને તો બીજી કોઇ કુમારિકાને પકડી લાવો, જોજો, આ કામમાં જરા પણ ઢીલ ન થાય, તેની ખાસ સંભાળ રાખજો. હવે જો સરદાર મહમ્મદ તથા બાકીના ચાર લૂટારાઓ અહીં આવે તો, તેમને તરત જ મારી પાસે મોકલી આપજો હું તેમને તેમના પ્રમાદનું પૂરતું ફળ ચખાડી આપીશ."

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, એવામાં બે બળવાન લૂટારાઓ એક ગાંસડીને માથાપર લઇને તેમની પાસે આવી પહોંચ્યા. એ જોઇને જાલિમસિંહે કહ્યું કેઃ—કેમ, કેશરીસિંહ ! તમને આવતાં આટલી બધી ઢીલ કેમ થઇ ? તમારી સાથેના તમારા બીજા બે

સોબતીઓ ક્યાં છે ? તમને જે કન્યા તથા પુરોહિતને લાવવા માટે મોકલ્યા હતા, તેમાંનું કોઇ પણ તમારી સાથે કેમ જણાતું નથી ?"

કેશરીસિંહે જવાબ આપ્યો:—"કેમ, નામદાર, આવો અજાયબી ભરેલો સવાલ કેમ પૂછો છો ? ભૂષણાનગરીમાંથી રામચરણ નામના એક વૃદ્ધ પુરુષની કન્યા મેનાને અમોએ અમારા સોબતીઓ સાથે ક્યારનીએ મોકલી આપી છે, શું તેઓ હજી સુધી તેને લઇને અહીં નથી આવ્યા ? અમો એક બ્રાહ્મણની શોધમાં આખા શહેરમાં રઝળી રઝળીને થાકી ગયા અને લગભગ બે દિવસ વીતી ગયા છતાં, તેનો કશો પત્તો જ મળી શક્યો નહિ, છેવટે ભૂષણાનગરીની પાઠશાળાના પંડિતને બેહોશીની દવા સુંઘાડીને બળાત્કારે અમો અત્યારે અહિં લઈ આવ્યા છીએ. જુઓ, આ ગાંસડી તેની જ છે. એ પંડિત મહા પ્રવીણ અને બુદ્ધિમાન છે, એવું સાંભળવાથી અમો તેને જ ઉપાડી લાવ્યા છીએ. પણ અમને ઘણી અજાયબી થાય છે કે, અમારા સોબતીઓ એ કન્યાને લઇને ક્યાં ઉપડી ગયા હશે ?"

આ સાંભળીને મોનાહાતિ ગર્જના કરીને બોલી ઊઠયો કે:—"ફિકર નહિ, પુરોહિત આવી ગયો છે અને બલિદાનનાં બીજાં બધાં સાધનો તૈયાર છે, તો આવતી કાલે સૂવારમાં જ યજ્ઞની બધી તૈયારી કરાવી દો. એક કન્યાના અભાવે યજ્ઞનું કામ અટકાવવાની કશી જરૂર નથી. મહાકાળી માતાની કૃપાથી એવી એક કન્યાને બદલે એકી સાથે પાંચ કન્યાઓનું બલિદાન આપીને આપણે તેને તૃપ્ત કરીશું; એટલે તેનો કોપ થવાનો કશો પણ ભય જ રહેશે નહિ. પણ હા, જે લોકો એ કન્યાને ઉપાડીને ચાલ્યા ગયા છે, તેઓ કોણ છે અને ક્યાંના વતની છે, તે મને જલદી જણાવો, એટલે તેમને માટે ઘટતાં પગલાં ભરવામાં આવે તથા તેમનાં મસ્તકને ધડથી વિખૂટાં કરવાનો બંદોબસ્ત પણ કરી શકાય."

આથી સર્વ લૂટારાઓ કંપી ગયા. સરદાર જાલિમસિંહે બધા લૂટારાઓની હાજરી લઇ તપાસ કરી તો તેમાંના ત્રણ જણ ગેરહાજર રહેલા જણાયા. એ જોઇને તેણે ઓનાહાતિને સંબોધીને કહ્યું કે:—ગરીબ પરવર! સરદાર મમમ્મદ અને ગુજરાત દેશના 'કાળૂ' તથા 'મોતી' નામના બે લૂટારાઓ એ કન્યાને લઇને છટકી ગયા હોય એમ જણાઇ આવે છે. બાકીના બીજા બધા લુંટારાઓ અહીં હાજર છે. હવે એ ત્રણે જણાઓને શી સજા ફરમાવવાની આપ નામદારની આજ્ઞા છે વારૂ?"

ઓનાહાતિએ કોઇપણ જાતનો વિચાર કર્યા વિના જ હુકમ ફરમાવ્યો કે:—"જે નિમકહરામ કૂતરાઓએ મારી સાથે દગાની બાજી ચલાવી છે, મારા યજ્ઞના કામમાં વિઘ્ન નાખવાની કોશિશ કરી છે અને મારા કામમાં બેદરકારી દેખાડી છે, તેવા ચંડાળોનાં હું હવે મ્હોં પણ જોવા માગતો નથી. હું તમો સર્વને સખ્ત આજ્ઞા ફરમાવું છું કે, તમારામાંના જે કોઇના હાથમાં એ પાપાત્માઓ આવે તો તેનાં કપાયલાં માથાં લાવીને મારી પાસે રજૂ કરો. મને જે કોઇ એ દગાબાજોનાં માથાં લાવી આપશે, તેને હું દરેક માથાં દીઠ એક સો સોનામોહોરો બક્ષિસ આપીશ અને મારા સ્નેહનો અધિકારી બનાવીશ."

"પણ—નામદાર, કદાચ એમના શિરપર કાંઇક આફત આવી પડી હશે, તેથી જ તેમના આવવામાં વિલંબ થયો હશે, નહિ તો તેમનાથી એવું સાહસ થઇ શકેજ નહિ." એક લૂટારાએ કહ્યું.

"હા પ્રભુ, તેમ જ થયું હશે. મને તો લાગે છે કે, તેમના બિચારાઓનાપર કાંઇક આફત આવી પડી હશે, તેથી જ તેઓ તે કન્યાને લઇને વેળાસર આવી શક્યા નહિ હોય." બીજા એક લૂટા-

રાએ પહેલા લૂટારાના કહેવાને ટેકો આપીને કહ્યું.

"તેનો વિચાર તમારે કરવાનો નથી. હું મારી જવાબદારીને બહુ સારી રીતે જાણું છું. શું તમો મને બેવકૂફ ધારો છો ? આ વીર મોનાહાતિનું નામ સાંભળતાંની સાથે જ જ્યારે મોગલોનું સૈન્ય પણ કંપી જાય છે, ત્યારે બીજી કોની તાકાત છે કે, મોનાહાતિના માણસોપર કોઇ પણ જાતનો કોઇ જુલ્મ ગુજારી શકે ? એ બધાં જૂઠાં બહાનાં ચાલી શકે તેમ નથી. મારા બોલેલા વચનોને હું કદાપિ પાછાં ખેંચી લેતો નથી. કારણ કે;

" આકાશમાં ભાનુ અને વળી ચંદ્રની ગતિ એક છે;
વીરો તણાં વચનો મહિંપણ એક એવી ટેક છે;
કમળો કદી પાષાણની શિલા મહીં ઉગતાં નથી;
ત્યમ વીર નર પણ વાક્યથી પાછા કદી ડગતા નથી.
મેરુ સમા પહાડો કદી નિજ સ્થાનથી ચળતા નથી;
ત્યમ ધીર ને શૂરવીર પણ બોલ્યું કદી ગળતા નથી. "

માટે જાઓ, હાલ તરત તો યજ્ઞની તૈયારી કરો અને યજ્ઞ પૂરો થયા પછી તેમનાં માથાં લાવી મારી પાસે રજૂ કરો. જૂઓ, મારી આજ્ઞા બજાવવામાં વિલંબ ન થાય, તેની ખાસ સંભાળ રાખજો " આમ કહીને મોનાહાતિ પોતાના મહેલમાં ચાલ્યો ગયો અને બીજા બધા લૂટારાઓ યજ્ઞની જૂદી જૂદી તૈયારીઓ કરવામાં ગુંથાઇ ગયા.

\+ × × + × × +

બીજે દિવસે પ્રભાતથી જ યજ્ઞની તૈયારીઓ ઘણી જ ધામધુ-મથી થવા લાગી. મોટા મોટા યજ્ઞકુંડો બનાવી તેમાં ચંદનનાં લાકડાં ગોઠવવામાં આવ્યાં. ત્યાર પછી સર્વ લૂટારાઓ હાથમાં નાગી તલ્વાર

ધારણ કરી, ઉઘાડા શરીરે અને ઉઘાડા માથે આવીને યજ્ઞની આસપાસ ગોઠવેલા આસનોપર બેસી ગયા. પૂજારીને પણ મધ્યભાગમાં ગોઠવી રાખેલા આસનપર લાવીને બેસાડવામાં આવ્યો. પરંતુ તે વખતે તેનું આખું શરીર થરથર કંપવા લાગ્યું. તેની આંખો લાલચોળ થઇ ગઈ. એવામાં બે લુટારાઓ બલિદાન માટે લાવેલી બે કન્યાઓને તરેહ તરેહવારના સુંદર પોશાકોથી શણગારીને યજ્ઞકુંડની પાસે લઇ આવ્યા. સર્વ લૂટારાઓ પોતાના વીર સરદાર મોનાહાતિના આવવાની વાટ જોવા લાગ્યા. થોડીવારમાં જ પૂજાના વસ્ત્રો પરિધાન કરી વીરવર મોનાહાતિ પોતાની પત્ની સહિત પૂજાના આસનપર આવી બેઠો. તેને આવેલો જોઇને સઘળા સરદારોએ તેને ઉઠીને પ્રણામ કર્યા. આસનપર બેઠા પછી મોનાહાતિએ ગંભીર અવાજથી કહ્યું કેઃ—"કેમ, હજી સૂધી યજ્ઞની તૈયારી કેમ કરવામાં આવી નથી ? યજ્ઞકુંડમાં અગ્નિ શા કારણથી પ્રજળાવવામાં નથી આવી ? યજ્ઞમાં ઘી હોમવાનું તથા બીજી આહુતિ આપવાનું કામ શા માટે શરૂ કરવામાં આવ્યું નથી ? "

સરદાર જાલિમસિંહે ઉઠીને પ્રણામ કર્યા પછી અદબની સાથે કહ્યું કેઃ—"સરદાર, અમોએ તો માતા કાલિકાની મૂર્ત્તિ પધરાવી, ઘી તથા હોમનાં અને બલિદાનનાં બધાં સાધનો ક્યારનાંય તૈયાર કરી અહીં રજૂ કરી દીધાં છે; પરંતુ આ હઠવાદી પુરોહિત ભારી હઠ જારીને બેઠો છે અને તે કેમે કરીને યજ્ઞની શરૂઆત કરાવતો નથી. "

"કેમ, પૂજાનો પ્રારંભ કરવામાં પુરોહિતને શો વાંધો છે ? શું તેને કાંઇ દક્ષિણા ઓછી પડે છે ? જો તેમ જ હોય તો તેને મ્હોંએ માગી દક્ષિણા આપીને પણ યજ્ઞનું કામ જલ્દી શરૂ કરાવો. પ્રભા-

તનું એક ચોઘડીયું તો વીતી ગયું છે, હવે તમે લોકો વિના કારણ ક્યાં સુધી વિલંબ કર્યા કરશો ? જલ્લાદો તમે આ પાડા તથા બકરાંને જલ્દી હલાલી નાખો અને માતા કાલિકાના બલિદાન માટે તેનાં રુધિર—માંસની સર્વ સામગ્રી તૈયાર કરો." સરદાર મોનાહાતિએ આજ્ઞા આપી.

"નામદાર સરદાર બહાદુર ! પુરોહિતને દક્ષિણાની બાબતમાં કશો પણ વાંધો નથી. અમોએ તેને મ્હોં માગી દક્ષિણા આપવાનું કબૂલ કર્યું છે, પણ તેમ છતાં પણ તે યજ્ઞ કરાવવાની ચોકખી ના પાડે છે." સરદાર જાલિમસિંહે જવાબ આપ્યો.

"કેમ, મહારાજ ! ત્યારે હવે તમે પૂજાની શરૂઆત શા માટે નથી કરાવતા ? શું તમો અમારા તરફથી દક્ષિણા ઉપરાંત બીજું કાંઇ પણ વિશેષ મેળવવાની ઇચ્છા ધરાવો છો ? તમારા મનમાં જે કાંઇ હોય, તે જલ્દી જણાવો. વિલંબ ન કરો."

"ના, સરદાર, હું તમારી દક્ષિણા તો શું પણ તમારી એક પાઇ પણ મેળવવા ઇચ્છતો નથી. પ્રભુના પ્રતાપથી મારો ભંડાર ધન-દોલતથી ભરપૂર છે." પુરોહિતે કહ્યું.

"તો પછી તમને બીજી શી અડચણ છે વારુ ?" સરદાર મોનાહાતિએ આતુરતાથી પૂછયું.

"અડચણ ? અડચણ ઘણી જ ભયંકર છે ? પૈસા જેવી તુચ્છ વસ્તુની ખાતર હું આ ઘોરતમ પાપમાં સમ્મત થવા ઇચ્છતો નથી. શું તમારી દેવી એવી રાક્ષસી છે કે, જે એકી સાથે એકસો આઠ બકરાં, એકસો આઠ પાડા અને બે કન્યાઓ મળીને એકી સાથે બસોને અઢાર જીવોનું બલિદાન લેનારી છે ? તેના દિલમાં શું દયાનો અંશ માત્ર પણ નથી ? શું તેનું હૃદય પાષાણનું છે ?

તેનામાં પોતાના સંતાનો પ્રતિ પણ વાત્સલ્ય નથી ? ના—ના, તે જગત્‌ની જનની તો ઘણી જ દયાળુ છે, તેનું દિલ દયાથી ભરેલું છે. આ સર્વ તમારા જેવા સ્વાર્થ સાધુ ભક્તોનાં ધતીંગનું જ પરિણામ છે. જગતને જીવન આપનારી, સુધાનો વરસાદ વરસાવનારી મહાદેવી, તમારા જેવાઓના બલિદાનની અથવા લોહીની તરસી નથી. શું તમો એકી સાથે આટલા બધા જીવોની કત્લ કરવા માગો છો. પશુ હત્યાથી તમારી વાસના તૃપ્ત નથી થતી કે, છેવટે મનુષ્ય હત્યા, અરે સ્ત્રી હત્યા અને બાળહત્યાનું પાપ કરવાને તમો તૈયાર થયા છો, એક બ્રાહ્મણના હાથથી આવા પાપને પ્રતિષ્ઠિત કરાવવા માગોછો ? મારાથી તેમ કદાપિ બની શકશે નહિ. ” પુરોહિતે દૃઢતાથી જવાબ આપી કહેવા માંડયું કેઃ—“ કદાચ તમો જગત્‌ના જીવોના લોહીના તરસ્યા હશો, પરંતુ હું તો સમસ્ત જગતને સમાન માનનારો છું. મારા મનમાં એવી કોઈ હિંસા કે કુટિલતા છે જ નહિ. મારૂં હૃદય આવા પાપજનક કામમાં હાથ નાખી શકે તેમ નથી તે નથી જ.

“ બની જલ્લાદ જાલિમ હું ભયંકર પાપ કાં ધારૂં ?
વિદારી વક્ષ જીવોનાં નહિ હું આ જીવો મારૂં;
નથી એ રીત માનવની, પશુ વ્યવહાર છે સઘળો;
જગત્‌ના ન્યાય ન્યારાથી બધો ઈન્સાફ છે અળગો;
તમે છો પાપના સાથી, ચલાવો પાપનો મારો;
તનય હું વિપ્રનો તેથી નહિ એ ધર્મ છે મારો. ”

“ મહારાજ ! એ પાપ કે પુણ્ય અથવા ઇન્સાફ કે ગેરઈન્સાફનો વિચાર તમારે કરવાનો નથી, તમારે તો ફક્ત અમારો હુકમ જ બજાવવાનો છે. ” મોનાહાતિએ સહજ ચીડાઈને ગંભીર અવાજથી કહ્યુંઃ—“ જો એક હુકમને નહિ બજાવો તો તેનું પરિણામ

શું આવશે, એ તમો જાણો છો ખરા કે ? મારા હુકમનું અપમાન કરનારને હું દુનિયામાંથી નાબૂદ કરનાર છું, મારા મનની મુરાદને હું ગમે તે રીતે બર લાવનાર છું. અત્યાર સુધીમાં મારા વચનથી વિરુદ્ધ વર્ત્તનારને મેં નરકની ગહનગર્ત્તામાં ધકેલી દીધા છે, યમરાજના રાજ્યમાં સદાને માટે સુવડાવી દીધા છે. દયા દેખાડવી એ કામ અમારૂં નથી. અમારૂં કામ શું છે, તે તમો જાણો છો ?—

" ચલાવી જોર દગાનું હું બધી દુનિયા ડોલાવું છું;
લુંટીને રાજભંડારો અખૂટ ધનરાશિ લાવું છું;
નમાવી રાય મોટાને ચરણના દાસ બનાવું છું;
બતાવી વીરતા મારી અખિલ આલમ ધ્રુજાવું છું;
નથી કો જીવ એવો કે ડરે ના નામથી મારા;
નથી કો દેશ એવો કે ધ્રુજેના નામથી મારા. "

માટે મહારાજ ! જો તમને તમારા જીવનને બચાવવાની જરા પણ ઇચ્છા હોય, તો હમણાંને હમણાં જ મારા યજ્ઞનો કરી દો પ્રારંભ અને ચલાવો પૂજાનો રંગ. "

" કદાપિ જીવ જાયેને બધું લુંટાય છો મારૂં;
તનુના થાય ટુકડાને બધું લુંટાય છો મારૂં;
કદી તલ્વારની ધારે કપાયે છો વપુ મારૂં;
કદી ખંજર તણા મારે ચિરાયે છો જિગર મારૂં;
બચાવા ધર્મને મારા મને એ છે બધું પ્યારૂં;
નહિ અહીં ચાલશે કાંઈ દગોને જોર એ તારૂં."

સરદાર ! અત્યાર સુધીમાં તેં હજારોના ગળાપર છરી ચલાવી હશે, લાખોના વક્ષોને તારા ખંજરથી ભેદી નાખ્યાં હશે, અનેક અબળાઓની લજ્જાને ધૂળ ચાટતી કરી હશે અને અનેકના ધર્મને

બાળીને રાખખાખ કરી નાખ્યો હશે; હું એ સર્વને સારી રીતે કબૂલ કરૂં છું. પણ તે કબૂલ કરવા છતાં જરા પણ ડરૂં તેમ નથી. તું તારા હૃદયપર છવાયલા અહંકાર અને અનીતિના પડદાને દૂર કરી એકવાર પરમાત્માએ આપેલાં દિવ્ય ચક્ષુઓથી જો કે, તું આ જન્મમાં જે જે કામો કરી રહ્યો છે, તે કામોમાં દયાનો કે પ્રેમનો રંચ માત્ર પણ છે ખરો કે ? ના—ના, લેશ માત્ર પણ નથી. જ્યારે તેં લાખો કરોડો રૂપિયાની મિલ્કત લુંટી લુંટીને એકઠી કરી છે, ત્યારે તું આવો બળાત્કાર શા માટે કરે છે ? જ્યારે તારો ખજાનો દોલતથી ઉભરાઈ રહ્યો છે, ત્યારે તું બિચારાં નિર્દોષ માણસોનાં ઘરબાર લુંટી તેમને રસ્તાનાં રઝળતાં રખડતાં ભિખારી શા માટે બનાવી દે છે ? તારાં આ બધાં જાલિમ કામોનો તું જગતના કરનાર કિરતારના દરબારમાં શું જવાબ આપીશ ? ભલા માણસ ! શું જગતને જન્મ આપનારી માતા—દેવી આવી નિષ્ઠુર હોતી હશે ? પોતાનાં સંતાનોનો ભોગ લેતી હશે ? જો બલિદાન આપવાનો જ ધારો હોય, તો પછી જગત્ પોતાનાં સંતાનોનું બળિદાન ન આપતાં આવાં બિચારાં નિર્દોષ અને વાચાહીન જાનવરોનો તથા અબળા કન્યાઓનો જીવ લઇને દેવીને તુષ્ઠમાન શા કારણથી કરતા હશે, એનો જરા વિચાર કર. આ બધો વ્યવહાર મનુષ્ય દેહને ધરનારા પ્રાણીઓનો નથી, પણ પ્રેતો અને પિશાચો જ આવા અપવ્યવહારને આચરે છે. હું તને ઉપદેશ આપવા આવ્યો જ નથી, પણ જ્યારે તારાં માણસો બળાત્કારે જ મને અહીં ઘસડી લાવ્યાં છે, ત્યારે મારે મારા બચાવની ખાતર તથા તને અધર્મના સાગરમાં ડુબતો બચાવવાનો ખાતર આ બધા શબ્દો કહેવા પડે છે. જગત્ જગત્‌ની માયા અને તું જે સત્તાના દોરપર કૂદી રહ્યો છે, તે સત્તા આદિ સર્વ એક દિવસને એક

દિવસ અવશ્ય ફના થવાનું છે. જ્યારે એ બધું પાણીના પરપોટાની પેઠે ચંચળ અને અસ્થિર છે, ત્યારે તું તારી કઈ મહત્વાકાંક્ષાને તૃપ્ત કરવા માટે આવાં સેંકડો નિરપરાધી જીવોના જીવ લેવાને તૈયાર થયો છે ? તું બલિદાન આપીને, પશુહત્યા કે નરહત્યા કરીને તારી કોઇ પણ ઇચ્છાને પૂર્ણ કરવા માગતો હોઈશ, પણ તેમ કદાપિ થઇ શકશે નહિ. સત્કર્મ અને સદ્વ્યવહાર વિના મનુષ્યના મનની મુરાદ કદાપિ બર આવતી નથી માટે આ પશુઓના વ્યવહારને મૂકી દે, મનુના વ્યવહારને સ્વીકારી લે."

બહુ થયું, પંડિતજી, બહુ થયું, બોલવામાં બહાદુરીની પરાકાષ્ટા કરી બતાવનારા મૂર્ખ પંડિત, હવે તારાં લવારાને આટલેથી જ અટકાવી દે, તારી જિહ્વાને મૌનના બંધનથી બાંધી દે. મેં તને અહીં આવાં લાંબાં લાંબા વ્યાખ્યાનો આપવા કે તારી પંડિતાઇનો ડોળ દેખાડવા બોલાવ્યો નથી. હું ઇન્સાફ અને ગેરઇન્સાફને બહુ સારી રીતે જાણું છું, પણ ઇન્સાફનો આશ્રય ગ્રહી, લોકોના પગનાં તળીયાં ચાટી મારી મારા પાપી પેટને પૂર્ણ કરવાની લેશ માત્ર પણ ઇચ્છા નથી. જગત્ અને જગત્નાં માણસો કેટલાં બધાં જુલ્મી છે, એનો ખ્યાલ હજી સૂધી તારા જાણવામાં આવ્યો નથી તેથી જ તું 'પરાપદેશે પાંડિત્યં' દર્શાવી રહ્યો છે. પણ હું તો જગત્માં ઠેર ઠેર ઠોકરો ખાઇને, લોકોનાં અપમાન વેઠીને તથા જગત્ના અનેક જુલ્મો સહીને છેવટે આ લુટફાટના ધંધામાં પડયો છું. વળી તું મને દેવીનું બલિદાન ન આપવામાં અનુરોધ કરે છે, તો તેના જવાબમાં પણ મારે તને સાફ જણાવવું પડે છે કે, એમ કહેવામાં પણ તારી ભૂલ થાય છે. યજ્ઞથી અનેક ફાયદા થાય છે, બલિદાનથી દેવી ખરેખર પ્રસન્ન જ થાય છે. બસ, તું હવે તારા સંવાદને આટલેથી જ

અટકાવીને યજ્ઞની શરુઆત કર. તું નહિ જાણુતો હોય કે જેનાપર આ બીર સરદાર મોનાહાતિ પ્રસન્ન થાય છે, તેનું દાળદર જ ફીટી જાય છે અત્યાર સુધીમાં મેં મારા વચનને માનનારા અનેક માણુસોને ન્યાલ કરી નાખ્યા છે. માટે જો તું પણુ મારા વચન પ્રમાણે વર્તીશ તો, ગરીબમાંથી તવંગર થઇ જઇશ. તારૂં આ દરિદ્રતાનું દુઃખ દૂર થશે અને તારા કિસ્મતનો રંગ પલટાઇ જશે. માટે

" ત્યાગી દઇ આ હઠ બધો, સ્વીકારી લે તું સંપત્તિ;
મિથ્યા બધાં બ્હાનાં મૂકી, તું ધારી લે ઉરમાં મતિ;
અભિમાનથી અંધો થઇ તું આમ કાં અથડાય છે;
નીતિ બિચારી શું કરે, તેનાથી તું ગભરાય છે? "

" હા, હા, એ બે અક્ષરવાળી નીતિના નામથી જ હું મનુષ્યમાંથી શયતાન થતાં ડરૂં છું, ધર્મને ત્યાગી અધર્મનો સંગી થતાં ભયભીત બનું છું. મને આ વિશ્વની માયાવી માયા અથવા લક્ષ્મીની લેશ માત્ર પણુ સ્પૃહા નથી. તું તારી કાયાને જેટલી શાશ્વત માની બેઠો છે, તેટલી જ હું તેને અશાશ્વત અને અનિશ્ચિત માનનારો છું. કારણુ કે દુનિયામાં કોઇ અમર રહ્યું નથી અને રહેવાનું પણુ નથી. વળીઃ—

" પિંજરમાં પૂરાયલું પંખી જેમ ઉડી જાય;
તેમ કાયા પિંજરથી જીવ ઉડી જાય છે;
સ્વતંત્ર થઇને એક વિચરે વિહાર કરે;
અન્યનું ચૈતન્ય જુઓ વિલોપજ થાય છે;
કીયે પંથે પરવરે? શોધવા વિરામ વાસ;
પ્રાણીઓ પ્રયાણ કરી ક્યાંથી ક્યાં ભરાય છે?
ગુપ્ત ભેદ કેવો રચ્યો? અકળિત ભેદ એતો;
ચાર યૂગ મધ્ય જેનો સાર ન શોધાય છે."

આ સાંભળી સરદાર મોનાહાતિએ ગર્જના કરી કહ્યું કેઃ—ત્યારે તું વિના કારણ શામાટે મોત માગે છે, આવી કોમળ કાયાપર નિર્દયતાની તલ્વાર શા માટે ચલાવે છે ? ગરીબમાંથી અમીર બનવાની આવી ઉમદા તકને નકામી કેમ એળે ગુમાવે છે ?"

યુવક પુરોહિતે ગુસ્સામાં આવી કહ્યું:—" ગરીબી ? દુનિયામાં ગરીબાઇ માનનારાઓને માટે જ ગરીબી છે, પણ જેઓ ગરીબાઇને પણ તવંગરી માને છે, તેને મન તો બધુંયે સરખું જ છે. ખરી રીતે તો તું જ મારા કરતાં વધારે ગરીબ છે, કારણ કે, મારી આકાંક્ષાથી તારા મનની મહત્ત્વાકાંક્ષા ઘણી જ મોટી છે, મેરૂ સમાન છે. હું તો ગરીબીને અમીરી એક સરખાં જ માનું છું. મને અમીરી કરતાં ગરીબીમાં જ વધારે મજા પડે છે.

" ધનહીણ શું હલકા અમે ? ધનવાન તે ભારે તમે ?
નિર્ધન અને ધનવાન સઘળા એકી સાથે તો જશે;
અંધા બનો અભિમાનમાં, ના વાત લ્યો કૈં ધ્યાનમાં;
છેવટ જવું જ સ્મશાનમાં, પણ ગર્વને તજતા નથી !
છે રંક રાજ હારમાં, કિરતારનાઁ દરબારમાં;
કો ઉંચ નીચો—ધારમાં, જૂઠું અમે ગાતા નથી ! "

" જીવન તારૂં થયું પૂરૂં, હવે તો કાળ આવ્યો છે;
સ્મરી લે તાત તારાને હવે તો કાળ આવ્યો છે;
બધો બકવાદ છોડી દે, મરણ પયગામ આવ્યો છે;
હવે ગર્દન નમાવી દે, અહીં જલ્લાદ આવ્યો છે;
મૂકીને આશ જીવનની હવે માથું નમાવી દે;
કરે કિરતાર જે તારો હવે તે પાર થાવા દે. "

આમ કહી મોનાહાતિએ પોતાના આસનપરથી ઉઠી તે જુવાન પુરોહિતના શિરપર તલ્વારનો આઘાત કરવાની તૈયારી કરી; એવામાં સરદાર જાલિમસિંહે તેને અટકાવીને કહ્યું કેઃ—" સબૂર, સરદાર સાહેબ, સબૂર. આજે માતાના બલિદાનના દિવસે બ્રહ્મહત્યાનું ભયંકર પાપ ન કરો; આપના ગુસ્સાને હાલ તરત દબાવી દો. "

બધા લુટારાઓ એકી સાથે બોલી ઉઠયાઃ—" હા, હા, સરદાર જાલિમસિંહનું કહેવું બરાબર છે, તદ્દન બરાબર છે. "

બધાનો આવો આગ્રહ જોઇને સરદાર મોનાહાતિ અટકી પડયો અને કાંઇક વિચાર કરવા લાગ્યો. એ વખતે એક લૂટારો હાથમાં સરદાર મહમ્મદનું કપાયલું મસ્તક લઇને તેની પાસે આવી પહોંચ્યો. આથી બધાના મનમાં ઘણી જ અજાયબી થઇ. મોનાહાતિ પુરોહિતને મારવાના વિચારને માંડી વાળી, તે લૂટારાને ઉદ્દેશીને અજાયબીની સાથે બોલ્યો કેઃ—" કેમ વીરભદ્ર ! તું આ દગાબાજ નિમકહરામના માથાને અત્યારે કયાંથી લાવ્યો ? એ ચંડાળનો પત્તો તને ફક્ત ચાર કલાકની ટુંકી મુદ્દતમાં જ કયાંથી લાગ્યો ? "

વીરભદ્રે જવાબ આપ્યો કેઃ—' સરદાર સાહેબ, આપનો હુકુમ થતાંની સાથે જ હું એ પાપાત્માનો પત્તો મેળવવા માટે નીકળી પડયો હતો. મેં ધાર્યું હતું કે, જો હું તેને પકડી શકીશ અથવા તેના મસ્તકને આપની સેવામાં રજૂ કરી શકીશ, તો મને સહજમાં જ સો સોનામહોરો મળી શકશે. આવો વિચાર કરીને હું અહીંથી જતો હતો, એવામાં ભોંયરાના મધ્યભાગમાં જ અકસ્માત મને તેનો મેળાપ થઇ ગયો. એ વખતે તેની પાસે કેટલુંક કાચું ખાવાનું તથા પાણીનો ભરેલો એક લોટો મારા જોવામાં આવ્યો. એ જોઇને મને ઘણી જ અજાયબી થઇ. મેં તેને પૂછ્યું કેઃ—" સરદાર ! આ બધું કયાં આગે

કાને માટે લઇ જાઓ છો ? જવાબમાં તેણે જણાવ્યું કેઃ—" મધુરી માશુકે બુલબુલના માટે આ બધી ચીજો લઇ જાઉં છું " આમ કહેતી વેળાયે તેને એવો ખ્યાલ પણ નહોતો કે, આપના તરફથી તેનું માથું કાપી લાવવાની જાહિરાત બહાર પડી છે. મેં તેને મારી સાથે આ-વવાને ઘણો ઘણો સમજાવ્યો, પણ તેણે તો માશૂકની મુલાકાત લેવા માટે તલપાપડ થઇને મારી વાતને ગણકારી જ નહિ. આથી મેં તેની માશૂકની બાબતમાં પૂછગાછ કરી, પણ તેણે તેનો .પણ મને સંતોષકારક જવાબ આપ્યો નહિ. છેવટે મેં કંટાળીને તેનું મસ્તક કાપી નાખ્યું અને ત્યાર પછી તેની લાશને ત્યાંને ત્યાં જ પડતી મૂકીને હું અહીં ચાલ્યો આવ્યો. "

" શાબાશ, શાબાશ, મારા વફાદાર સરદાર તને શાબાશ છે. ખજાનચી ! આ વીરભદ્રને હમણાંને હમણાં જ તેના ઇનામની એક સો સોનામોહોરો આપી દો. " આ પ્રમાણે આજ્ઞા આપી મોનાહા-તિએ જલ્લાદોને આજ્ઞા આપી કહ્યુંઃ—" જલ્લાદો, ચલાવો તમારી તલ્વારો અને આ પશુઓના લોહીથી આપો માતા કાળીકરાળીને બલિદાન. જોઈ શું રહ્યા છો ! સરદારો ! તમે આ પાખંડી અને મદાંધ પુરોહિતને હાલ તરત કરો કારાગૃહની કાળ કોટડીને આધીન. મધુરી ! તું યજ્ઞકુંડમાં ખડકેલાં કાષ્ટમાં અગ્નિ સળગાવ અને હું આ બન્ને કન્યાઓને તેમાં હોમવાની કરૂં છું તૈયારી. "

આજ્ઞા મળતાંની સાથે જ આઠ દસ જલ્લાદો હાથમાં તીક્ષ્ણ ધારવાળા છુરા લઇને નિર્દોષીઓની ગર્દનો કાપવા લાગ્યા. લોહીની ધારાઓ વહેવા લાગી. પશુઓના ચીત્કાર અને દુઃખભર્યા અવાજથી આખું ભોંયરૂં કંપવા માંડયું. ક્ષણવારમાં જ પચાસ સાઠ પશુઓ એ કાળના કૃતાન્ત રૂપ જલ્લાદોના હાથથી મરણને શરણ થઇ ગયાં

દેખાવ ઘણો જ બિહામણો બની ગયો. એ સમયે ત્યાં કોઇ શયતાન આવી ચઢે, તો તેના મનમાં પણ દયાનો સંચાર થયા વિના રહે તેમ ન રહ્યું. લૂટારાઓ તાજું માંસ મળવાની આશાથી કૂદવા લાગ્યા.

આ સમયે સરદાર મોનાહાતિએ નગ્ન તલ્વાર ઝાલી બે કુમારિકામાંની એક કુમારીકાને સંબોધીને કહ્યું કેઃ—" ચાલ, હવે તું પણ માતા ભવાનીને શરણે જવાને તૈયાર થઇ જા."

કુમારિકા આ સાંભળીને ભયથી કંપી ઉઠી. તેણે ડરતા અવાજથી કહ્યું:—" ભાઈ, મને નિર્દોષને વિના વાંકે આ પ્રમાણે શા માટે મારે છે? મેં તારો શો અપરાધ કર્યો છે? મને મારવાથી તારા હાથમાં શું આવે તેમ છે? શું તારી દેવી મારા લોહીની જ તરસી છે?

" સિતમગર તું સિતમ શાને અમારા પર ચલાવે છે;
બની જલ્લાદ ભીષણ તું અમોને કાં રીબાવે છે;
નહિ થાશે સુખી તું, તો રીબાવી રાંકડી નારી;
મુરાદો જે હશે તારી ફના તે સર્વ થઇ જાશે;
મહા મગરૂર કાયા આ બળીને ખાખ થઇ જાશે;
ઉતરશે કોપ દેવોનો, પછી સંતાપ બહુ થાશે."

આ સાંભળીને મોનાહાતિએ કહ્યું કેઃ—" એનો ખ્યાલ તારે કરવાનો નથી. મને મારા સારા નરસાંનું બહુ સારી રીતે જ્ઞાન છે. તારા જેવી અનુભવ વગરની બાળાના ઉપદેશની મને કશી પણ જરૂર નથી."

આમ કહીને સરદાર મોનાહાતિ દેવી કાળી કરાળી માતાને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—" હે કાળી, કરાળી માતા! આજે તારા બલિદાનમાં અનેક વિઘ્નો આવ્યાં છે, છતાં પણ હું મારાથી બનતું બળિદાન આપીને તને તૃપ્ત કરૂં છું. આજના બલિદાનમાં જે કોઈ

ન્યૂનતા રહી હશે, તે આવતી નવરાત્રિમાં પૂરી કરીશ.

હે—કરાળવદના કાળી કમળા કળા;
ક્રિયાવતી વિશાલાક્ષી, કામસુંદરી !
ભગવતી માતા ચામૂંડા ભવાની,
લેજે દાસનું બલિદાન આ સ્વીકારી.

આમ કહી મોનાહાતિ એ કન્યાના શિરપર તલ્વાર ચલાવી તેના ધડને મસ્તકથી વિખૂટું કરી નાખ્યું અને ત્યાર પછી તેના ટુકડે ટુકડા કરી તેને યજ્ઞકુંડના સળગતા અગ્નિમાં હોમી દેવાની તેણે પોતાના લૂટારાઓને આજ્ઞા આપી દીધી.

ત્યાર પછી તેણે બીજી કન્યાને પણ મારવાની તૈયારી કરી. હજી તેની તલ્વાર તે કન્યાના ગળાપર ચાલી નહોતી, એવામાં તો તે સર્વ લૂટારાઓથી ભરેલા યજ્ઞસ્થાનના મધ્યભાગમાં એક વિખરાયલા વાળ વાળી અદ્ભુત સ્ત્રી માથું ધુણાવતી ધુણાવતી તથા ‘ સબૂર–સબૂર ’ શબ્દનો અવાજ કરતી ત્યાં આવી પહોંચી અને ઘણા જ ગંભીર સ્વરથી કહેવા લાગી કે:—‘ અરે પાપાત્માઓ ! આ બધો શો ગોર-ખધંધો લઇ બેઠા છો ? અબળાપર અત્યાચાર ચલાવતાં તમારા સખ્ત પત્થર જેવા દિલમાં જરા પણ દયા નથી આવતી ? શું આવાં નિર્દોષના જીવ લઇને મોનાહાતિ ! તું મને તૃપ્ત કરવા માગે છે ? મારૂં બલિદાન આવું ભયંકર ધારે છે ? મૂર્ખ અને ગમાર માણસ, શું તું મને નરમાંસ અને નરરક્તની ભૂખી તરસી માને છે ? ના—ના. એ બલિદાનથી હું કદાપિ સંતુષ્ટ થાઉં તેમ નથી. તમારા આજના આ ભયંકર વ્યવ-હારને જોઇને મને તમારાપર ઘણો જ ક્રોધ વ્યાપ્યો છે. હું તમો સર્વ પાપનો પ્રચાર કરનારા જાલિમ પિશાચોને શાપ આપીને કહું છું કે:—

" તમારૂં આ સદન પાપી બળીને ખાખ થઈ જાશે;
તમારા આ જીવો પાપી નરકના વાસી થઈ જાશે.
થયા જે ગર્વથી ઘેલા, હવે તે ચૂર્ણ થઇ જાશે;
ધરાના ધામ માંહિથી તમારાં નામ નષ્ટ થઈ જાશે;

અવિચારી જીવો, હવે તમારા અત્યાચારની હદ થઇ છે, તમારા પાપનો ઘડો ભરાઈ ગયો છે. જો હજી પણ તમને તમારા જીવનની પરવાહ હોયતો સત્વર આ બાળાને તમારા પાપી પંજામાંથી મુક્ત કરો."

આ સાંભળીને ઘણા લુટારાઓ તેની આસપાસ ફરી વળ્યા. સરદાર મોનાહાતિએ તેમને આજ્ઞા આપી કહ્યું કે:--" વહાલા સરદારો ! જોઇ શું રહ્યા છો, પકડો દીવાનીને."

આ સાંભળીને તે વિચિત્ર વેશવાળી વનિતાએ ગર્જનાકરીને કહ્યું કે:--" ખબરદાર !

" પકડવા આવશે જે હાથ તે હાથો ગળી જાશે;
પલકમાં ગર્વના આ ગર્ભનો આપાત અહીં થાશે;
ક્ષમા માગો નમાવો શિર હજી અવસર નથી વિત્યો;
તમારા પાપના જંતૂ તમોને ફોલીને ખાશે."

આવા પ્રચંડ શબ્દો સંભળાવી તે મૂર્ત્તિ મોનાહાતિપાસે જઇ પહોંચી. આ જોઇને સર્વ લૂટારાઓના મનમાં ભયનો સંચાર થયો. સરદાર જાલિમસિંહ તેની સ્હામો આવી નમ્ર સ્વરથી કહેવા લાગ્યો કે:—" માતા, તું કોણ છે અને અમારાપર આવી કોપિત કેમ થઇ છે ? અમારાથી તારો શો અપરાધ થયો છે ? દેવી, શાન્ત, શાન્ત થા."

" નહિ—નહિ—માનવરક્તના પ્યારા રાક્ષસો ! હું તમારાપર કદાપિ પ્રસન્ન થવાની નથી. હું કોણ છું, તે તમો જાણો છો ? તમારા પાપને

અટકાવનારી અને તમારા દેહનું બલિદાન લેનારી કાળી કરાળી છું. તમારા પાપાચારને પયોધિમાં ડૂબાડનારી ભગવતી ભવાની છું. તમો મનુષ્યવધ કરવાનો જે ધંધો લઈ બેઠા છો, તે ધંધાને રસાતળમાં મૂકનારી જગત સંહાર કારિણી ભદ્રકાળી છું" આમ કહીને તેણે મોનાહાતિના આસનપાસે પડેલી એક તલ્વાર ઉપાડી લીધી અને ત્યાર પછી તે દીવાનીની પેઠે ચોમેર ફરતી ચીત્કાર કરતી—બરાડા પાડતી ફરીવાર કહેવા લાગી કે:—" શયતાનો, જો તમોને તમારો જીવ વહાલો હોય, તમારાં બાળકોને નિરાધાર ન કરવાં હોય, તમારી પત્નીઓને વિધવાઓ ન બનાવવી હોય, તો જે સ્થાનમાં ઉભા છો, તે સ્થાનમાંથી એક ડગલું પણ આગળ વધશો નહિ, મરવાનું સાહસ કરશો નહિ."

આ સાંભળીને સર્વ લૂટારાઓ થરથર કંપી ગયા. કેટલાક તો ભયના માર્યા સાક્ષાત્ દેવી જ પ્રકટ થઇ છે, એવો વિચાર કરીને ત્યાંથી ન્હાસી ગયા. મોનાહાતિના મનમાં પણ દેવીના કોપાયમાન થવાનો ભય ઉત્પન્ન થયો. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે; આજે મેં દેવીને જે બલિદાન આપવાનું ઠરાવ્યું હતું, તેને હું પૂરૂં કરી શકયો નથી, તેથી જ તે કદાચ મારાપર કોપિત થઇને અહીં આવી હશે. હવે મારો બચાવ થઇ શકશે નહિ. જગતનો પ્રલય કરનારી પ્રલયંકરી મૂર્ત્તિ આજે મારો પણ પ્રલય કરશે, મારી આ રાક્ષસી માયાનો પણ પ્રલય કરશે. "

આ પ્રમાણે વિચાર કરીને તેણે દેવીનાં ચરણોમાં મસ્તક નમાવીને કહ્યું કે:—" હે ભગવતી માતા, કદાચ મારાથી કાંઇ અપરાધ થયો હોય, તો મને ક્ષમા કરશો પણ હે જગત્ જનની ! 'મારાથી આપનો શો અપરાધ થયો છે અને એ અપરાધનું પ્રાયશ્ચિત શી રીતે

થઇ શકે તેમ છે ? આપ કોણુ છો અને અત્યારે મારી પાસેથી શું મેળવવા માગો છો ? ”

“ હું કોણુ છું ? એનો હજી સૂધી તને ખ્યાલ આવ્યો નથી ? હું જગતનો સંહાર કરનારી, પાપને અટકાવનારી, અધર્મને વિદ્દારનારી દેવી કાલિકા છું અને તમારા પાપોને અટકાવવા માટે જ મારો અત્યારે અહીં આવિર્ભાવ થયો છે. તેં શયતાને બિચારી એક નિર્દોષ બાલિકાને ધગધગતા અગ્નિમાં સળગાવી દીધી છે, નિર્દોષ પુરોહિતને કઠિન કારાગૃહનો બંદીવાન બનાવ્યો છે અને આ કોમળ કન્યાના પ્રાણની પ્રાણાહુતિ લેવાનો પ્રયત્ન કર્યો છે, એ સર્વના બદલામાં હું તમારા સર્વના પ્રાણ લેવા માગું છું. ”

“ માતા ! ક્ષમા કરો, ક્ષમા કરો, અમો નહોતા જાણુતા કે, એ બલિદાનથી આપ આટલાં બધાં અસંતુષ્ઠ થશો. હવે જ્યારે આપનો એમ ન કરવાનો અનુરોધ છે, ત્યારે અમો પ્રતિજ્ઞા પૂર્વક કહીએ છીએ કે, હવે પછી આવા પાપકર્મમાં અમો કદાપિ લિપ્ત નહિ જ થઈએ. માતા ! અપરાધની ક્ષમા કરો, અમારાપર વ્યાપેલા ક્રોધાગ્નિને શાન્ત કરો. ” સરદાર મોનાહાતિએ ઘણા જ નમ્રતા ભરેલા અવાજથી કહ્યું.

“ ત્યારે પ્રથમથી જ તેં મને આવી નમતાઇ કેમ ન દેખાડી, ગર્વની પરાકાષ્ઠાને શા માટે પ્રદશત કરી બતાવી ? શું તારાથી મારી એક શર્ત્તને કબૂલ કરી શકાશે ખરી કે ? “ માતા ! અમારી સાથે તમે કયા પ્રકારની શર્ત્ત કરાવવા માગો છો ? તમે જે કહો, તે શર્ત્ત અમોને સર્વ રીતે કબૂલ છે. ” સરદાર મોનાહાતિએ જવાબ આપ્યો.

“બહુ સારૂં, ત્યારે પ્રથમ આ પુરોહિતને મરણુ ને શરણુ ન કરતાં તમારા આ ભોંયરાના કોઈ એકાંત સ્થાનમાં કેદ રાખો અને

આ કુમારી કન્યાને મારી સાથે સોંપો. હમણાં ઘણા દિવસ થયાં મારી આવા કોઇ એકાંત ભોંયરામાં વસવાની ઇચ્છા છે, માટે આ કન્યા તથા મારા માટે આ ભોંયરાની કોઇ સારી જગામાં રહેવાનો બંદોબસ્ત કરી આપો. જો કે હું સાક્ષાત્ મારી મૂર્ત્તિ ધારણ કરીને અત્યારે અહીં આવી નથી, પણ એક ધર્મવતી કન્યાના શરીરમાં પ્રવેશ કરીને તમારા પાપને અટકાવવા માટે આવી છું. આજે નવરાત્રિના યજ્ઞની સમાપ્તિ થતાં આ કન્યાના દેહમાંથી હું અંતર્હિત થઇશ. પણ મારા જવા પછી આ બેમાંથી એક પણ કન્યાપર તમો જુલ્મ ચલાવશો, તો યાદ રાખજો કે, મરણ ને શરણ થયા સિવાય રહેશો નહિ. કહો, મારા કહેવા પ્રમાણે આ પુરોહિત તથા કન્યાઓને તમારાથી સુખપૂર્વક અહીં રાખી શકાશે ખરાં કે ? જો, મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને એક પગલું પણ આગળ ભરશો અથવા જુલ્મ ચલાવશો, તો આ દુનિયામાંથી હું તમારા નામો નિશાનને પણ નાબુદ કર્યા વિના રહીશ નહિ."

લૂટારાઓ તથા **મોનાહાતિએ** વિચાર્યું કે,:—"અમારાં આ નિર્દય કૃત્યથી નારાજ થઇને જ સાક્ષાત્ કાળી માતા પ્રકટ થઇ હશે અને અમારા જુલ્મને અટકાવવા માટે જ આવી કોશિશ કરી રહી હશે, માટે હવે તેની આજ્ઞાનું પાલન કરવું એજ ઉત્તમ છે."

આ સમયે તેમના મનમાં આપણી પૂર્વ પરિચિતા મેના કે જે વૃક્ષ પર ચઢીને બેઠી હતી તથા સરદાર મહમ્મદનું મૃત્યું થયેલું જોઇને દેવીના રૂપમાં ત્યાં આવી ચઢી હતી અને તેણે જ પુરોહિત તથા કુમારિકાના જીવનની રક્ષા કરવાનો પ્રયત્ન કર્યો હતો, એ બાબતની કલ્પના પણ આવી નહિ. ને સર્વ વિચારહીન જંગલી લૂટારાઓ તો મેનાને સાક્ષાત દેવી જાણીને તેના કહેવા પ્રમાણે

ચાલવાને તૈયાર થઇ ગયા. તેમણે માંહોમાંહે સલાહ કર્યા પછી મોનહિાતિએ દેવી અથવા વેશ ધારિણી મેનાને હાથ જોડીને કહ્યું કેઃ—" માતા, અમો તમો કહો તેમ કરવાને તૈયાર છીએ. હમણાં જ તમારા સર્વના માટે આ ભેદી ભોંયરામાં રહેવાનો હું તમોને બંદોબસ્ત કરી આપું છું."

આમ કહીને તેણે પોતાના સરદાર જાલિમસિંહને સંબોધીને કહ્યું કેઃ—" જાલિમસિંહ, તમો આ સર્વને રહેવાનો આપણા મનોહર મહેલમાં જ બંદોબસ્ત કરાવી આપો અને જ્યાં સુધી આ કન્યા(મેના) ના શરીરમાં દેવીનો આવિર્ભાવ રહે, ત્યાં સુધી તે કોઇ પણ રીતે દુઃખી ન થાય, તેની ખાસ સંભાળ રાખો."

સરદાર જાલિમસિંહ દેવીના રૂપમાં રહેલી મેના, બલિદાન માટે આણેલી કન્યા તથા પુરોહિતને એક સુંદર મહાલયમાં લઇ ગયો અને ત્યાં તેમને રહેવાને જૂદા જૂદા ઓરડાઓ તથા સેવા કરનાર દાસ–દાસીઓ સોંપી દીધાં.



# પ્રકરણ ૪ થું

## મહાજનનો મેળાપ

" આયે હો કલ ઔર આજ હી કહતે હો કિ જાઉં;
માના કિ હમેશાં નહીં, અચ્છા કોઇ દિન ઔર;
જાતે હુએ કહતે હો કયામત કો મિલેંગે;
કયા ખૂબ કયામતકા હૈ ગોયા કોઇ દિન ઔર:
હાં અય ફલક—એ પીર, જવાઁ થા અભી આરિફ;
કયા તેરા બિગડતા જો ન મરતા કોઇ દીન ઔર;
તુમ કૌન મે થે ઐસે ખરે દાદો સિતદ કે;
કરતા મલિકુલ મૌત તકાજા કોઇ દિન ઔર.

ગાલબ

—૯—

જે વખતની આ વાર્તા લખવામાં આવે છે, તે વાર્તા આજકાલની નથી, પણ ઘણાં વર્ષોની છે. તે વખતનો સમાજમાં અને અત્યારના સમાજમાં ઘણોજ તફાવત છે. તે વખતે દેશમાં ચોરી અને લુંટફાટ થવી એ તો હમેશનાં સાધારણ કામોજ ગણાતાં હતાં. મુસલ્માન રાજ્યની સત્તા અને શાસનના રિવાજો આજની ન્યાયશીલ ગવર્નમેન્ટના કરતાં તદન જૂદા પ્રકારના હતા. તેઓ મોજશોક અથવા અયશઆરામના પ્રવાહમાં પોતાનાં શરીરોને તણાતાં મૂકી સ્વપ્ન વિનાની ઉંઘમાં પોતાના દિવસો વીતાડતા હતા. એ લોકો જમીનદારોની છાતીપર પત્થર મૂકીને કર વસૂલ કરતા હતા. જમીનદારો પાછા રાંકડી રૈયતના ગળાંપર જુલ્મની તલ્વાર ચલાવી, આંગળાં

કાપી, તેમની સ્ત્રી તથા કન્યાઓને સર્વ સમક્ષ નાગી કરી, મહેસુલ મેળવતા હતા, આખા હિન્દુસ્તાનમાં લગભગ આવી જ અંધાધુંધી ચાલતી હતી. શાંતિનું રક્ષણ શી રીતે રહી શકે અથવા તો શાન્તિની રક્ષા કોને કહે છે, તેના તરફ કોઇનું પણ ધ્યાન જ નહોતું. તે વખતે દેશમાં આજકાલના જેવું સિવિલિઝેશન અથવા સુધારાનું જોર પણ જામ્યું નહોતું, અરે 'સુધારા' શબ્દને કોઈ જાણતું પણ નહોતું. નામની પોલિસ રહેતી હતી ખરી, પરંતુ તેમને પણ એક એક નાના નવાબના નામથી ઓળખાવવામાં આવે તો તેમાં અતિશયોક્તિ થવાનો લેશ માત્ર પણ સંભવ નથી. તેઓ પણ મોજશોખના ગુલામો બની ગયા હતા, લાંચ-રિશ્વત અને મારામારી કરીને જ તેઓ પોતાની જિન્દગીના દિવસો વીતાડી રહ્યા હતા. એટલા માટે જ 'અખીયાના બે ભાગ' અને 'મારે એની તલ્વાર' એ કહેવત વેદવાક્ય જેવી થઇ પડી હતી. ખાનદાન અને ધનવાન માણસો પણ તે વખતે લુટફાટ કરવામાં હીણું માનતા નહોતા. એ વખતે એક દિવસ પણ એવો જતો નહોતો કે દિવસમાં પાંચ સાત ગામમાં લૂટ ન થાય, પાંચ પચીસ માણસોના માથાં ન કપાય, નિર્દોષોનું દોષિતોના હાથથી બલિદાન ન અપાય, કુમારિકાઓના શીલનો ભંગ ન થાય તથા પાંચ પંદર અબળાઓના ધર્મનું સત્યાનાશ ન વળી જાય. લૂટફાટની જ્વાળાથી તે સમયે લોકો પોતાના જીવજાન અને ધનમાલને લઇને હમેશાં શંકાશીલ રહ્યા કરતાં હતાં, તે વખતના લુટારાઓનાં નામ હજી પણ ઇતિહાસનાં પૃષ્ઠો પર ઝળકી રહ્યાં છે તથા લોકોના મુખમાંથી પણ તેમનાં નામોનો પડઘો થતો અહર્નિશ સાંભળવામાં આવે છે.

'કાળ જાય અને કહાંણીઓ રહી જાય' એવી જે એક કહે-

વત કહેવામાં આવે છે, તે કહેવત મૂજબ અત્યારે ધરાનાં ધામ પરથી તે લોકો નાબૂદ થયા છે, તે લુટારાઓના હાડકાં અને ચર્મ માંસ આદિ સર્વ પૃથ્વીના ગર્ભમાં છુપાઇ ગયાં છે, તેમના મકાનો અને કુટુંબો કરાળ કાળના પ્રચંડ આઘાતથી જમીનદોસ્ત થયાં છે, પણ તેમનાં કામો તથા સ્મૃતિઓ હજી સૂધી જેવીને તેવી જ તાજી છે. તેમાં રંચમાત્ર પણ વિસ્મૃતિ થવા પામી નથી.

રતનદાસ લૂટારાના નામથી, તેના જુલમની જ્વાળાઓથી ભુષણાનગરી તથા આખો દેશ બળું બળું થઇ ગયો હતો. તેના ત્રાસ અને પીડનથી આખા દેશમાં ઘોરતર ભીતિ અને ઉદ્વિગ્નતાની છાયા છવાઇ ગઇ હતી અને થોડા સમય થયાં આપણા પૂર્વ પરિચિત ઘોર અત્યાચારી તથા સાહસી લૂટારા મોનાહાતિના નામથી ભૂષણાનગરી રોમેરોમથી કમ્પી ઉઠતી હતી. એવું સંભળાતુ હતું કે, મોનાહાતિના ટોળાંની સાથે સરદાર રતનદાસ પણ મળેલો હતો કોઇ બહુ જ મોટા કામમાં હાથ નાખવાનો પ્રસંગ આવતાં તે બન્ને પક્ષો એકઠા મળી જતા હતા. મોનાહાતિ અને રતનદાસનાં ભોંયરા છેક પાસ પાસે હતાં, પણ તેમ છતાં પણ તેમાં ઘણી જ ખૂબી ભરેલી ગોઠવણ કકરવામાં આવી હતી. જો એ ભોંયરાનાં દ્વારને કળવડે ઉઘાડવામાં આવે તો ફક્ત બે મિનિટમાં જ એક ભોંયરામાંથી બીજા ભોંયરામાં દાખલ થઇ શકાતું હતું, પણ તેમ ન કરવામાં આવે તો યુગોના યુગો સૂધી શોધ કરવામાં આવે તો પણ તેમાંના એક પણ ભોંયરાનો પત્તો મળી શકે તેમ નહોતો. ખાસ કારણ વિના સરદાર રતનદાસ અથવા મોનાહાતિ પણ એ દ્વારને ઉપયોગમાં લાવતા નહોતા, પણ એક બીજાના ભોંયરામાં કોઇ જુદા જ રસ્તેથી જઇને તેઓ એક બીજાની મુલાકાત કરતા હતા. બન્ને પક્ષના માણસો પણ પોત પો-

તાના સરદારની પરવાનગી સિવાય એક બીજાને મળી શકતા નહોતા આમ કરવામાં તેમનો એક ખાસ છુપો હેતુ સમાયલો હતો. એ હેતુ એવો હતો કે, જેના યોગે તેમના એ ભેદી ભેદને કોઈનાથી સહજમાં જ જાણી શકાય, તેમ નહોતો રતનદાસ જેવો ચાલાક અને બદમાશ હતો, તેવો જ મોનાહાતિ પણ મહા બહાદુર અને એક જબરદસ્ત લૂટારો પણ હતો. તેનાથી શહેનશાહ શાહજહાંના ખુદ ચારે શાહજાદાઓ પણ ડરતા હતા. આખી મોગલ સલ્તનતમાં એ લુટારાઓને પકડે એવો એક પણ મર્દ અચ્યો જણાતો નહોતો. શાહજહાંના ચાર પુત્રોમાં દારા ગફલતમાં પડયો હતો, મુરાદ ઔરંગઝેબના કપટતંત્રમાં ફસાયો હતો; સુજા અયશઆરામ ભોગવવામાં મશગુલ બની ગયા હતો અને ઔરંગઝેબ મોગલ શહેનશાહતનો ખાવિંદ થવાની ફિકરમાં તલ્લીન બની ગયો હતો. શાહજહાં બિચારો પોતાની વૃદ્ધાવસ્થામાં કઠિન કારાગૃહનું દુઃખ ભોગવી રહ્યો હતો. રાજ્યના હકદારોની આવી બુરી હાલત જોઇને તેમના તાબાના અનુચરો પણ ખાં બહાદુરો બની ગયા હતા, સારાંશ કે સત્તરમી સદી હિન્દુસ્તાનને માટે ઘણીજ ત્રાસજનક થઇ પડી હતી. રાજ્યનું શાસન તૂટી પડયું હતું. ઠેક ઠેકાણે લોકોએ પોતાની સત્તાનો વિસ્તાર કરવાનાં કારસ્થાનો કરવા માંડયાં હતાં. દેશમાં અરાજકતા છવાઇ ગઇ હતી.

વડો પુત્ર દારા પોતાના પિતાને સાધારણ રીતે દુઃખી થતો જોઇને ચંચળ ન થતાં નિશ્ચિંતતાથી બેસી રહ્યો હતો બીજો પુત્ર સુજા બંગાળાનો સૂબો હતો, પણ તે બંગાળાની દુર્દશા તરફ ક્યાં પણ લક્ષ આપતો નહોતો. ત્રીજો ઔરંગઝેબ અને ચોથો મુરાદ પણ મહત્વાકાંક્ષાના પંજામાં પડીને રાજ્યની આબાદી જાળવવાના કામને

છેક વિસરી ગયો હતો, તેમની ગફલતનો લાભ લઇને ભૂષણાનગરીના એ બન્ને લુટારાઓએ મહા પ્રબળ સ્વરૂપ ધારણ કરી લીધું હતું. લગભગ બે એક વર્ષ થયાં મોનાહાતિના ટોળાંએ આવીને ભૂષણાનગરીપર જુલ્મ ચલાવવા માંડયો હતો, જેના જુલ્મનો ચિતાર અમો છેવટના ત્રણ પ્રકરણોમાં કરાવી ગયા છીએ. મોનાહાતિ કયી જાતિનો હતો તથા તે જે ભેદી ભોંયરામાં વસતો હતો, તેને જાણવાનો કોઇને કશો ઇલાજ પણ મળી શકતો નહોતો. પણ તેની કામ કરવાની પદ્ધતિ ઘણી જ અદ્ભુત અને ભયંકર હતી. વહેપારીઓના માલની નોકાઓ ભૂષણાનગરી છોડી જરા દૂર જતી તો તેનાપર મોનાહાતિની ધાડ આવ્યા સિવાય અથવા તેનો નાશ થયા સિવાય કોઇ કાળે પણ રહેતો નહિ.

એ સમયે ભૂષણાનગરી અને ગુજરાતના સુપ્રસિદ્ધ શહેર સૂરતની વચ્ચે વહેપાર રોજગાર ધમધોકાર ચાલતો હતો. બંગાળામાં જેવી રીતે વહેપાર રોજગારનું મુખ્ય મથક ભૂષણા ગણાતું હતું, તેવીજ રીતે ગુજરાતમાં સૂરતની પણ તેવીજ નામના હતી. સૂરત શહેર તે વખતે અત્યારના મુંબઇ અથવા કલકત્તા કરતાં પણ ઘણું જ વહેપારશાળી અને ધંધારોજગારવાળું હતું. આથી મોનાહાતિએ ભુષણા તથા સૂરતમાં પોતાનાં મુખ્ય બે અડ્ડાઓ રાખ્યા હતા અને બીજાં નાનાં નાનાં બંદરોમાંપણ તેનાં ટોળાંનાં માણસો હમેશાં ફર્યા કરતાં હતાં. વહાણ લુટવામાંતો મોનાહાતિ એકકો જ ગણાતો હતો. ભાગ્યે જ તેના પંજામાંથી માલનું ભરેલું કોઇ પણ વહાણ આબાદ છટકી શકતું હતું. આથી વહેપારીઓનું નુકશાન વળી જતું હતું અને ઘણી ઘણી વહેપારી પેઢીઓને દેવાળાં કાઢી નાહાશી લેવી પડતી હતી. તે ઉપરાંત મોનાહાતિનો એક ભયંકર રિવાજ એ

હતો કે, જે કોઇ માણુસની પાસે તે જેટલા રૂપિયા માગે, તે તેની પાસે તેને ગમે ત્યાંથી લાવીને પણ તેની પાસે જરૂરને જરૂર રજૂ કરવા પડતા હતા. તેની રૂપિયા માગવાની રીત એવા પ્રકારની હતી કે, જેની પાસેથી તેને રૂપિયા માગવા હોય, તેને કેટલાક દિવસ અગાઉથી તેના દરવાજાની દીવાલપર લાલ રંગના છૂરાની છાપ પાડી સૂચના આપવામાં આવતી હતી, ત્યાર પછી કેટલાક દિવસ વીત્યા બાદ તેની પાસે પત્ર મોકલવામાં આવતો હતો અને તે પત્રમાં તેને જેટલા રૂપિયાની જરૂર હોય, તેટલી સંખ્યા લખવામાં આવતી હતી તથા જે સ્થળે રૂપિયા મોકલવાના હોય, તે સ્થળનું પણ બરાબર નામ આપવામાં આવતું હતું. પત્રના મથાળાંપર પણ એ લાલ રંગના છૂરાનું વિશાળ ચિત્ર દોરવામાં આવતું હતું અને નીચેના ભાગમાં મોટા મોટા ફારસીભાષાના અક્ષરોમાં સરદાર મોનાહાતિની સહી કરવામાં આવતી હતી. ક્યારે રૂપિયા મોકલવા જોઇશે, તેનો દિવસ પણ મુકરર કરવામાં આવતો હતો.

એ પત્ર મળ્યા પછી મુકરર કરેલા દિવસે જો કોઈ રૂપિયા મોકલવામાં ઢીલ કરતું તો ઘણા જ થોડા વખતમાં તેનું મડદું રાજમાર્ગપર રગદોળાતું હતું અને તેની સઘળી મિલ્કત લૂંટાઈ જતી હતી, તેના પરિવારનું પણ પતન થઇ જતું હતું.

આખા દેશમાં મોનાહાતિની હાક વાગતી હતી. તેનું નામ સાંભળીને રડતાં બાળકો છાનાં રહી જતાં હતાં, સ્ત્રીઓનાં શરીરો કંપી ઉઠતાં હતાં, પુરુષો ભયના માર્યા ગભરાઇ જતા હતા અને સર્વના મનમાં શોક, સંતાપ અને ઉદ્વેગ ઉભરાઇ આવતો હતો. દેશમાં એવું એક પણ માણુસ નહોતું કે જે મોનાહાતિની સ્હામે પડી તેની સાથે લડી દેશનું રક્ષણ કરવાનું સાહસ પણ કરી શકે.

એ લૂટારાના પ્રતાપથી આખી ભૂષણાનગરી તથા સૂરત શહેર ઉજ્જડ વેરાન જેવાં થઈ ગયાં હતાં. શહેરોની લક્ષ્મી લુંટાઈને લુટારાઓના ભોંયરામાં પૂરાવા લાગી હતી. મોનાહાતિએ દરેક બંદરો પર લુટફાટ કરવા માટે મોટાં મોટાં જંગી વહાણો પણ તૈયાર કરાવ્યાં હતાં. એ વહાણો મોટે ભાગે દરિયાના કોઇ ગુપ્ત ટાપુઓમાં જ રહેતાં હતાં. એ ટાપુઓ અથવા બેટો તેના તથા તેના સોબતી લુટારાઓના સિવાય બીજા કોઇના જાણવામાં ભાગ્યે જ આવતા હતા. દરિયાઇ લુટનો બધો માલ એ ટાપુઓમાં જ એકઠો કરવામાં આવ્યો હતો. સારાંશ કે, લુટફાટના ધંધાથી સરદાર મોનાહાતિ તે સમયે કુબેરના જેવો મોટો એક ધનાઢ્ય થઇ પડયો હતો. હીરા, મણિ, માણિક્ય, સોનું રૂપું, જરજવાહિર વગેરે કીમતી દ્રવ્યથી તેનો ખજાનો તર થઈ ગયો હતો. દેશનો વહેપાર રોજગાર એક રીતે બંધ પડી ગયો હતો. મહાજનોના અથવા વહેપારીઓના મુખમાંથી એક પ્રકારના હાહાકારનો અવાજ નિરંતર સંભળાયા કરતો હતો. બધાએ મળીને ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રી તથા કાજી સાહેબને એ જુલ્મની વાર્ત્તા કહી સંભળાવી હતી, પરંતુ તેથી તેનું ફળ મળવાની વાત તો દૂર રહી, પણ તેણે તેનો જવાબ પણ આપ્યો નહોતો. આથી સર્વ લોકોની એવી માન્યતા બંધાઇ ગઇ હતી કે, લુંટારાઓ તેમના લુંટેલા ધનમાંથી અમુક ભાગ હરગોવિંદ શાસ્ત્રી તથા કાજી સાહેબને પણ અવશ્ય આપે છે. લુટારાઓના ધનથીજ કાજી સાહેબ તથા હરગોવિંદનો ધનભંડાર ભરાઇ ગયો છે. આ કારણથી તથા લુચ્ચા, અત્યાચારી અને શયતાનના જેવા જાલિમ સ્વભાવવાળા હરગોવિંદ અને કાજી સાહેબના જુલ્મથી ત્રાસીને ત્યાંની પ્રજાએ દિલ્હીના દરબારમાં એક પત્ર પણ મોકલાવ્યો હતો. તે પત્રમાં ભૂષણાના મુખ્ય મુખ્ય અગ્રેસરો,

પંડિત કામદેવ, નવરત્ન તથા તેવા જ બીજા કેટલાક ધનવાનોએ પોત પોતાના દુઃખનો વૃત્તાંત, લુટારાઓનો અત્યાચાર, અમલદારોનો જુલ્મ હરગોવિંદ, કાજીસાહેબ, ખાં સાહેબ વગેરેની નીચતા, ભૂષણાના વેપાર રોજગારના મંદ પડી જવાની બીના વગેરે બધું લખવામાં આવ્યું હતું અને તે પત્ર લઇને તે શહેરના મુખ્ય ધનવાન જમીનદારનો પુત્ર નવરત્ન દિલ્હીમાં શાહજહાંના શાહજાદા સુજા પાસે ગયો હતો. સુજાની તેના પર મેહરબાની હતી અને તે સુજાની સાથે સહેલાઇથી મુલાકાત કરી શકતો હતો, એ વિષયમાં અમો પ્રથમ ભાગમાં જ નવરત્નના મુખમાંથી થયેલો ઉલ્લેખ સાંભળી ચૂક્યા છીએ, એટલે હવે આ સ્થળે તેનું પુનરાવર્ત્તન કરવાની અમોને કશી પણ જરૂર જણાતી નથી. શાહસુજાની સાથે તેની ઓળખાણ કેવી રીતે થઈ હતી, એ વિષયમાં પણ પહેલા ભાગમાં સંક્ષિપ્ત વૃત્તાંત આપવામાં આવ્યો છે.

ભૂષણાનગરીના એક મોટા નામાંકિત અને મશહૂર મહોલ્લામાં એક દિવસ એક દૂતે આવીને જાહિર કર્યું કે, “ ગુજરાતમાંથી મારો માલિક કેટલીક વહેપારની ચીજો, મણિ, મોતી, માણેક વગેરે લઇને ભૂષણાનગરીમાં વહેપાર અર્થે આવે છે. તેની સાથે હીરા, નીલમ, રત્ન, એલચી, તેજાના, લાખ, ગળી વગેરે ઉમદા ઉમદા ચીજોનાં વહાણોનાં વહાણો આવવાનાં છે. સૂરતના નવાબનો કોપ થવાથી હવે તે સુરત છોડીને આ નામાંકિત ભૂષણાનગરીમાં પોતાની એક જંગી વહેપારી પેઢી ખોલવા માગે છે. હું પ્રથમથી જ તેમને માટે એક દૂકાન ભાડે લઇ નક્કી કરી રાખવા માટે જ અહીં આવ્યો છું. તમારી સર્વ જનોની સહાયતા વિના અમારા કોઇ પણ કાર્યમાં અમોને સફળતા મળી શકશે નહિ. કારણ કે, અમો ગુજરાત દેશમાંથી હજી

નવાસવા જ  આવીએ છીએ. આ શહેરથી તદ્દન અજાણ્યા છીએ આ શહેરમાં અમારૂં કોઈ પણ ઓળખીતું નથી. વળી વહેપારનુંકામ એક બીજાની મદદ વિના કોઈ દિવસ પણ ફતેહમંદ નિવડતું નથી. અમોને આશા છે કે, આપ સર્વ વ્યાપારીઓ અમને અમારા કામમાં બનતી મદદ કરીને અમારા કામમાં દરેક જાતની સગવડતા કરી આપવાની દયા દર્શાવશો જ. હાલ તરત તો તમારે ફક્ત અમોને એક સારી દૂકાન ભાડે અપાવવાની જ ઉદારતા બતાવવી પડશે તે સિવાય ધન કે બીજી કોઇ પણ જાતની મદદ કરવી પડશે નહિ. કારણ કે, અમારા માલિક પાસે દ્રવ્યનો તો કશો અભાવ જ નથી. ”

કેટલાક વહેપારીઓ એકઠા મળી, તે વહેપારીના દૂતને તે શહેરના મોટા નામાંકિત વહેપારી અને ધનવાન પંડિત કામદેવની પેઢી પર લઇ ગયા. કામદેવ એ દૂતના મ્હોંએથી બધી બીના સાંભળીને ઘણો જ ખુશી થયો, અને તેને માટે એક મોટું મકાન ભાડે લઈ આપ્યું. દૂત ત્રણ માસનું આગળથી ભાડું આપીને ત્યાંથી ચાલ્યો ગયો. મકાનવાળાએ પણ તરત જ તેને માટે મકાન ખાલી કરાવી આપ્યું.

આખા શહેરમાં આ વાત ફેલાઇ ગઇ. હમણાં ભૂષણાનગરીના વહેપારની હાલત ઘણી જ દિલગીરીભરેલી થઈ પડી હતી; એવામાં એક વહેપારીના આવવાની ખાસ જરૂર હતી, ત્યાંના સર્વ લોકો વ્યાપારથી કંટાળી ગયા હતા અને લૂટારાઓના ભયથી તેમણે પોતપોતાની દૂકાનોપર તાળાં વાસી દીધાં હતાં. શહેરના સર્વ લોકો કોઇ એક સારા વ્યાપારીના આવવાની વાટ જ જોતા હતા; એવામાં આ વ્યાપારીના આવવાની ખબર સાંભળીને તેઓ ઘણા ખુશી થયા અને તેની પેઢી ખોલાવાની વાટ જોવા લાગ્યા. એવી રીતે 'વાટ જોવામાં જ લગભગ વીસ—બાવીસ દિવસ વીતી ગયા.

બપોરનો તાપ નમવા માંડયો હતો, આથમવાની તૈયારીપર આવેલા સૂર્યનાં કિરણોએ લાલ રંગથી રંગાઇને, આકાશના છૂટાં છવાયાં, ભાંગ્યાં તૂટયાં વાદળાંઓના ટુકડાઓને લાલ રંગથી રંગી દીધાં હતાં, ધીમા વાયુની લહરીઓથી પૃથ્વીના હૃદયપર શાંતિની ધારાઓ ઉછળવા માંડી હતી. એ વખતે ભૂષણાના રસ્તાઓપરથી ચાલ્યા જતા લોકો એક જણને ઘેરીને તેની આજુબાજુએ ફરી વળ્યા હતા. જેને ઘેરીને તેઓ ઉભા હતા, તે ભૂષણાનગરીના લોકોથી તદ્દન અજાણી વ્યક્તિ હતી, તેની ઉમ્મર પચીસ વર્ષથી વિશેષ હોય, તેમ જણાતું નહોતું. તેનો રંગ તપાવેલા કાંચન જેવો ચળકતો હતો. તેના શરીરની કાંતિ કોઇ એક રાજકુમારના જેવી સુંદર અને મનોહારિણી હતી. યુવક અત્યંત સુંદર હતો, અને તેની તે સુંદર સોનાના જેવી ઉજ્જવલ કાંતિ તેના ઉચ્ચ હૃદયનો પરિચય આપી રહી હતી.

યુવક છાતીપર હાથ મૂકી, હાહાકાર શબ્દથી દશે દિશાઓને ગજાવી રહ્યો હતો. એ વખતે તે સ્થળેથી, ભૂષણાનગરીનો ગુજરાત દેશ નિવાસી વહેપારી માણેકલાલ નામનો એક પુરૂષ ત્યાંથી જતો હતો. તે લોકોની ભીડ જામેલી જોઇને, પોતાની ગાડીવાળાને ગાડી થોભાવવાનું કહી, નોકરને એ ભીડ જામવાનું કારણ જાણવા માટે તે ભીડવાળી જગાએ મોકલી આપ્યો. નોકરે પાછા આવી ને ખબર આપી કે, " એક વિદેશી સુંદર યુવાન હાહાકાર કરતો રડી રહ્યો છે, ગુજરાત દેશના પ્રખ્યાત નગર સૂરતથી અહીં આવતાં તે લૂટારાઓના હાથથી લૂંટાઈ ગયો છે, તેની સઘળી મિલ્કત લૂંટાઇ ગઇ છે. અત્યારે તેની પાસે ખાવાને અન્નનો દાણો પણ રહ્યો નથી. યુવકનું મ્હો જોતાં તે કોઇ ખાનદાન વંશનો હોય, એમ સાફ માલુમ

પડી આવે છે. તે બિચારો અત્યારે ભૂખના દુઃખથી આવો દયાજનક વલોપાત કરી રહ્યો છે."

આ સાંભળીને દયાળુ દિલવાળા ગુજરાતવાસી માણેકલાલનું મન દયાથી પીગળી ગયું. તેણે તરત જ પોતાના નોકરને તે સૂરત-નિવાસી યુવકને પોતાની પાસે તેડી લાવવાની આજ્ઞા આપી. માલિકના હુકમ પ્રમાણે નોકર તે ભીડને હડસેલીને તે યુવક પાસે આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો કે:—"ભાઇ ! હવે આમ ચિંતા કરવાથી શું વળવાનું છે. ભાવી ભૂલતું નથી, તે તો પોતાના નિયમ પ્રમાણે કાર્ય કર્યે જ જાય છે. જે કાંઇ થઈ ગયું છે, તે હવે મટવાનું નથી. ચાલો, તમો મારી સાથે આવો. તમને મારા શેઠ બોલાવે છે." આમ કહીને તે નોકર તે યુવકને પોતાના માલિકની પાસે તેડી લાવ્યો.

યુવકની સુંદર મૂર્ત્તિ જોઈને માણેકલાલ જાણી ગયો કે, એ અવશ્ય કોઇ કુલીન અને ધનવાન વંશમાં જન્મેલો હોવો જોઇએ. માણેકલાલે તેને સંબોધીને પૂછયું કે:—"તમો પરદેશી હો, તેમ જ જણાય છે. વળી તમારો ચહેરો જોતાં તમે કોઇ ઉંચા વંશમાં જન્મેલા છો, એમ પણ સહજમાં જ સમજાઈ આવે છે. તે ગમે તેમ હો, પણ તમે આમ ગરીબની માફક શા માટે રડી રહ્યા છો ? જો કહેવામાં કાંઇ હરકત ન હોય તો મને કહી સંભળાવો. મારાથી જો તમારે માટે કાંઈ પણ બની શકે તેમ હશે, તો હું તમને મદદ કર્યા વિના રહીશ નહિ. પરદેશી અને તેમાંયે વળી આફતમાં આવી પડેલા માણસને મદદ કરવી એના જેવું બીજું એક પણ પુણ્યનું કાર્ય નથી. અમો ગુજરાતવાસીઓ અતિથિ-સત્કાર કરવામાં અમારૂં ગૌરવ માનીએ છીએ. તમો વહેપારી છો, એટલે દેશોદેશમાં અવશ્ય ફર્યા જ

હશો. આજકાલ ગુજરાત દેશનો વહેપાર એટલો બધો મંદ પડી ગયો છે કે, જેને લીધે અમારે ઘણા ગુજરાતવાસીઓને વહેપારાર્થે આ ભૂષણાનગરી જેવા દૂરે શહેરમાં આવી વસવું પડયું છે. ગુજરાતના વહેપારમાં ખલેલ કરનાર ત્યાંના કાઠિયાવાડ નામના વિભાગના લુટારાઓ જ છે. જેવી રીતે અહીં બંગાળામાં મોનાહાતિએ કાળો કેર વર્તાવ્યો છે, તેવી જ રીતે ગુજરાતમાં પણ લુટારાઓએ ઉપદ્રવ મચાવી દીધો છે. મારા સાંભળવા પ્રમાણે તમારી પણ સઘળી મિલ્કત લુંટાઇ ગઇ છે, તો શું તે સત્ય છે?"

આંખોનાં આંસુ લુછતાં લુછતાં યુવકે જવાબ આપ્યો કે:—"આપની કૃપાને માટે હું આપનો અત્યંત ઉપકાર માનું છું, આપનો આભારી છું. મારૂં નામ સુંદરજી છે. હું પણ આપની પેઠે ગુજરાત દેશનો જ નિવાસી છું. મારા પિતા કાઠિયાવાડ દેશના જૂનાગઢ ગામના નિવાસી હતા, પણ ઘણાં વર્ષો થયાં વહેપારાર્થે સૂરત શહેરમાં આવી વસ્યા હતા. સૂરતમાં જ તેમનો ઉત્કર્ષ થયો હતો અને તેઓ એક લાખોપતિ ધનાઢ્ય થઇ પડયા હતા. એથી તેમણે જૂનાગઢ છોડીને સૂરતમાં જ ઘરબાર કર્યાં હતાં અને વહેપાર રોજગાર પણ ત્યાં જ ચલાવવા માંડયો હતો. થોડા વખત પછી મારા પિતા સૂરતના નવાબમાં પણ એક આબરૂદાર ધનાઢ્ય તરીકે દાખલ થયા હતા અને નવાબે તેમને 'નગરશેઠ' ની પદવી આપી હતી. હાલમાં તેઓ મરણવશ થવાથી. હું તેમના વહેપાર રોજગારને મારા હાથમાં લઇને તેનો વિસ્તાર કરવાની આશાથી અહીં આવતો હતો. સુરતમાં લુટારાઓનો ત્રાસ વધી પડવાથી મેં મારા પિતાની સઘળી મિલ્કતનો વહેપારનો માલ ખરીદી લીધો હતો અને તે માલને વહાણમાં ચઢાવી હું આ ભૂષણાનગરીમાં વહેપાર કરવા આવતો હતો.

પણ મારાં કમનસીબને લીધે મારી તે આશા નિરાશાના રૂપમાં બદ-લાઇ ગઇ છે અને ગઇ કાલે સાંઝે જ આ ભૂષણાનગરીની સીમમાં પ્રવેશ કરતાંની સાથે જ મારી બધી મિલ્કત લુંટાઇ ગઇ છે. અ-ત્યારે હું રસ્તાનો ભીખારી બની ગયો છું. મારી પાસે એક કોડી પણ રહી નથી. હાય ! હાય ! મારૂં શું થશે ? મને કોણ આશરો આપશે ? હાય !

" હતી જ્યાં સાહિબી સારી, નહિં પીવા મળે વારિ;
હતા દાસો અને દાસી તથા શોભા બહુ સારી;
થતા પોકાર ક્ષમાના જ્યાં, બહુ અપમાન આવ્યું છે;
હજારોનો હતો સ્વામી, દીનોને દાન દીધું છે;
કુટિલા કાળની ગતિએ દશા આવી બતાવી છે;
હવે તો હાય તગદીરે, ગુલામી આજ આવી છે. "

આમ કહીને તે યુવક ઉંચા અવાજથી રડવા લાગ્યો.

યુવકની આવી કરુણાજનક કથા સાંભળીને માણેકલાલ તરત જ સમજી ગયો કે, થોડા દિવસ પહેલાં ગુજરાતના વહેપારીના એક દૂતે અહીં આવી ને પોતાના માલિકના આવવાની તથા ધંધોરોજગાર કરવાની ખબર આપી હતી, તે વહેપારી આ યુવક જ હોવો જોઇએ તે ઉપરાંત તે એમ પણ જાણી શકયો કે, જે કાળના પણ કાળ-રૂપ લુટારાએ અમારા વહેપાર રોજગારને બંધ કરવાની કોશિશ કરી છે, જેના ભયથી આખી ભૂષણાનગરી, પૂર્વ બંગાળા અને સુરત આદિ સર્વ શહેરો મૂર્ચ્છિત થઇને વખત વીતાડતાં હતાં, તે જ દુર્દાન્ત દસ્યુએ આ યુવક વહેપારીની પણ સઘળી મિલ્કત લુંટી લીધી છે. આ પ્રમાણે ઘણા ઘણા વિચારો કરીને તેણે પૂછયું કેઃ—" તમારાં માણસો જ શું આ શહેરમાં આવીને વહેપારાર્થે દુકાન ભાડે રાખી

ગયા હતા ? આજથી લગભગ એકાદ માસ પહેલાં જે એક દૂત આવ્યો હતો, તેને શું તમે જ મોકલી આપ્યો હતો ? વળી તમારી મિલકત કોણે કેવી રીતે લુંટી છે, એ જાણવાની પણ મને પ્રબળ ઇચ્છા થઈ આવી છે, માટે જે કાંઇ બનાવ બન્યો હોય તે કહી સંભળાવો. આજકાલ આ દેશમાં બે લુટારાઓએ તો જુલ્મની હદ જ કરવા માંડી છે. હજી આજથી આઠ દસ દિવસ પહેલાં એટલે કે નવરાત્રિના વખતમાં આ શહેરમાંથી ત્રણ કન્યાઓનાં હરણ થયાં છે અને એક પુરોહિતનો પણ કશો પત્તો મળતો નથી."

સુંદરજીએ જવાબ આપ્યો કેઃ—" જી, હા. પરંતુ હવે મારા પેટપૂરતું ખાવાનું પણ મારી પાસે નથી. વહેપાર કરવાની વાત તો દૂર રહી, પણ હવે તો મારૂં પોતાનું ગુજરાન ચલાવવાનાં પણ સાંસાં પડે છે. હાય મારૂં શું થશે ? મને કોણ બચાવશે ? "

માણેકલાલ, સુંદરજીની આવી બુરી હાલત જોઈને ઘણો જ દુઃખી થયો તથા દિલગીરીની સાથે કહેવા લાગ્યો કેઃ—" ભાઇ, હવે તમે આમ ચિંતા ન કરો અને મારી સાથે મારે ઘેર ચાલો. તે સ્થળે જ તમો થોડાક દિવસ રહેજો. પછી મારા વહેપારી મિત્રોને જણાવીને અથવા વહેપારીઓમાંથી ફાળો કરીને તમારા માટે જોઇતું ધન એકઠું કરાવી આપીશ. એ ધન વડે તમો તમારૂં ગુજરાન ચલાવજો અને ફાવે તો વહેપાર રોજગાર પણ ચલાવજો. અમારી વહેપારી સભાના અધ્યક્ષ પંડિત કામદેવ મહા દયાળુ છે. તેમની કૃપાથી આજકાલ હજારો માણસોનું કલ્યાણ થઇ ગયું છે. તેમને તમારા દુઃખની વાત જણાવવાથી તેઓ તરત જ તમોને તમારા ગુજરાન પૂરતા ધનનો બંદોબસ્ત કરાવી આપશે. વહેપારની બાબતમાં પણ અત્યારે તે દેશ વિખ્યાત છે. એવો એક પણ વહેપારી નથી કે

અત્યારે તેમના જેટલું દાન કરીને ગરીબોનું અથવા વખાના માર્યા વિપત્તિમાં આવી પડેલા માણસોનું રક્ષણ કરતો હોય. મને સંપૂર્ણ આશા છે કે, તેઓ તમને કોઇ સરળ ઉપાય જરૂરને જરૂર બતાવી આપશે અને એ ઉપાયદ્વારા તમારૂં કલ્યાણ પણ થઈ જશે. ”

સુંદરજીએ કહ્યું કેઃ—“ ભાઇ ! આપની આ મહેરબાનીને માટે હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો જ છે. આપ મારા દેશબંધુ છો એથી મને અત્યંત આનંદ થયો છે. વળી આપે મને ગુજરાત દેશનો નિવાસી ધારીને આપને ત્યાં આશ્રય આપવાની જે ઉદારતા દર્શાવી છે, તે ઉદારતાને માટે પણ હું આપને ધન્યવાદ આપું છું. હું ધારૂં છું કે ભગવાને મારી આવી દુર્દશા જોઇને મારા પર ઉપકાર કરવા માટે જ આપને અહીં મોકલી આપ્યા છે. વળી વહેપારી સભા તરફથી ફાળો કરીને મને વહેપાર રોજગારમાં જોડવાની આપ જે ઉમદા આશા આપો છો, એથી તો હું ધારૂં છું કે મારા સૌભાગ્યની સીમા જ થાય છે. ધન્ય છે ! ભાઇ આપના જેવા દેશબંધુઓને, અનેકવાર ધન્ય છે. ! ”

“ ભાઇ ! મારી આટલી બધી પ્રશંસા શા માટે કરો છો ? આંગણે આવેલા અથવા શહેરમાં આવી ચઢેલા હરકોઇ અતિથિનો સત્કાર કરવો એ દરેક માણસની મોટામાં મોટી ફરજ જ ગણાય છે; એમાં મેં તમારે માટે કાંઇ નવીન કર્યું જ નથી. પણ ચાલો, હવે વિના કારણ વિલંબ ન કરો. સમય ઘણો જ વીતી ગયો છે. જમવાનો સમય પણ થઇ જવા આવ્યો છે. ” માણેકલાલે પોતાની ભલમનસાઇની ઓળખાણ કરાવતાં કહ્યું.

ત્યાર પછી તે યુવક માણેકલાલની સાથે તેની ગાડીમાં બેસી ગયો. ગાડીવાળો ગાડી હંકારીને વેગપૂર્વક ત્યાંથી ચાલી નીકળ્યો ક્ષણવારમાં જ લોકોની ભીડને ઓળંગીને તે ગાડી ક્યાંક અદૃશ્ય થઈ ગઇ.

———

# પ્રકરણ ૫ મું

—:૦:—

## નિરાશ પ્રેમી

—:—

તૂ દોસ્ત કિસીકા ભી સિતમગર ન હુઆ થા;
ઔરોં વૈ હૈ વહ જુલ્મ કિ મુઝપર ન હુઆ થા;
દરિયાએ મુઆસી તનક આબીસે હુ આખુશ્ક;
મેરા સર–એ–દામન ભી અભી તર ન હુઆથા;

—*—

ઇશરત–એ કતરા હૈ દરિયામેં ફના હો જાના;
દર્દકા હદસેં ગુજરના હૈ દવા હો જાનાં;
દિલસે મિટના તેરી અંગુશત્ હિનાઇકા ખ્યાલ;
હો ગયા ગોશ્તસે નાખુન કા જુદા હો જાના;
બખ્શે હૈ જલવ-એ ગુલ જૌક તમાશા ગાલિબ;
ચશ્મકો ચાહિએ હર રંગ મેંવા હો જાના.

ગાલિબ



વહેપારી મહાજન માણેકલાલના પિતાએ ગુજરાત દેશના સુપ્રસિદ્ધ શહેર સૂરતથી બંગાળામાં આવીને વહેપાર રોજગાર કરવાની શરૂઆત કરી હતી. તે પોતાના એકના એક પુત્ર માણેકલાલના હાથમાં વહેપાર રોજગારનો બધો કારભાર સોંપીને, બંગાળામાં જ પરલોકવાસી થયો હતો. માણેકલાલ પોતાની બુદ્ધિ તથા પ્રતિભાના બળથી ધીમે ધીમે વહેપાર રોજગારમાં એક નામાંકિત વહેપારી તરીકે

સઘળા વહેપારીઓમાં ગણાવા લાગ્યો હતો. અત્યારે માણેકલાલની ઉમ્મર લગભગ ચાળીસેક વરસની થઈ ગઇ હતી. કેટલાંક વરસ થયાં તેને માત્ર એક કન્યારત્ન સોંપીને તેની પત્ની પણ આ અસાર સંસારનો ત્યાગ કરીને પરલોકપ્રતિ પ્રયાણ કરી ચૂકી હતી. કન્યાને તેણે હદ ઉપરાંત સ્નેહ તથા માયા દેખાડીને મોટી કરી હતી. તે ઉપરાંત તેને ભણાવી ગણાવીને સારી ગૃહકેળવણી પણ અપાવી હતી, ગૃહસંસારમાં સ્ત્રીઓનું સ્થાન શું છે, સ્ત્રીઓએ ગૃહસંસાર કેવી રીતે ચલાવવો જોઇએ, પતિની સાથે કેમ વર્ત્તવું જોઇએ, સાસુ, નણંદ વગેરેને શી રીતે સંતુષ્ઠ કરવી જોઇએ, વગેરે બધી જાતનું ગ્નાન પણ આપ્યું હતું. એ કન્યા જ તેના સંસાર સમુદ્રના એક માત્ર મોતી-રત્ન રૂપ થઇ પડી હતી. કન્યા, અત્યંત સુંદર અને સ્વ-રુપવતી હતી, તેવી જ બુદ્ધિશાળી પણ હતી. તેનું નામ ઈંદુમતિ હતું. ઈંદુમતિને તેણે ગુજરાત દેશના રીતિરિવાજ મૂજબ ઘટતી સ્વતંત્રતા અથવા સ્વાધીનતા પણ આપી હતી. તેની ઉમ્મર સત્તર અઢાર વર્ષની જ થઇ હતી; પણ તેમ છતાં તેનાં લગ્ન કરવામાં આવ્યાં નહોતાં. તેનો મનોભાવ એવો હતો કે; જો વરકન્યા ઉભય પોતપોતાની ઇચ્છાનુસાર પસંદગી કરીને એક બીજાની સાથે લગ્ન કરે, તો તેથી જ સારૂં પરિણામ આવવાની સંભાવના રહે છે. વળી ખાસ કરીને તેની કન્યા કેળવાયલી અને અત્યંત બુ-દ્ધિમતી તથા ચપળ હતી, તેથી તેને કદાપિ કોઇ નાલાયક વરના હાથમાં સોંપીને તેની બિચારીની આખી જિંદગીને દુઃખી કરી શકાય તેમ નહોતી.

રાત્રિના લગભગ ત્રણેક કલાક વીત્યા પછી માણેકલાલ શહેર-માંથી દૂકાન બંધ કરીને ઘેર આવી પહોંચ્યો. પરદેશી યુવક તેની

ગાડીમાં જ હતો, માણેકલાલ ગાડીમાંથી ઉતરી સુંદરજીને નીચે ઉતરવાનું કહ્યું. એટલે તે પણ ઉતરી પડયો. ત્યાર પછી, તેઓ બન્ને મકાનમાં દાખલ થયા.

માણેકલાલે મકાનમાં દાખલ થઇને, સર્વથી પ્રથમ પોતાની કન્યાને તેની પાસે બોલાવી અને ત્યાર પછી તેણે સુંદરજીની સાથે તેનો પરિચય કરાવી આપ્યો. સરળ અને ભોળા દિલવાળી ઇન્દુમતિ ગુજરાતી વહેપારી યુવક સુંદરજીની દુર્દશાના સમાચાર સાંભળીને ઘણી જ દિલગીર થઇ, તથા નાના પ્રકારે તેને ધીરજ આપીને તેના મનને વિનોદ આપવાનો પ્રયત્ન કરવા લાગી. લોક સમાજના લાવણ્યમાં અગ્રસ્થાન ભોગવતી ઇંદુમતિનાં દર્શન કરીને તથા તે સુંદરી કામિનીનો મધુમિશ્રિત વાર્તાલાપ સાંભળીને સુંદરજીના હૃદયમાં એક પ્રકારના અપૂર્વ આનંદનો અનુભવ થવા લાગ્યો. તે મનોહારિણી માનીનનાં દર્શનથી તે યુવક મુગ્ધ થઇ ગયો. તેના હૃદયનું બધું દુઃખ દૂર થઇ ગયું હોયની ! એવોજ ભાસ થવા લાગ્યો. યુવતીને જોતાંની સાથે જ તે પોતાનાં બધાં દુઃખોને વિસરી જઇને મનમાં તે મનમાં જ વિચારવા લાગ્યો:—

"મૃગલોચની આ મોહિની, સૌન્દર્યનો આગાર છે;
મૃદુતા ભરી પ્રત્યંગમાં, મુખમાં સુધાની ધાર છે;
કાંચન સમી આ કાય છે, રૂપમાં રતિ અવતાર છે;
આ માનિનીના મોહમાં, હૈયું થયું લાચાર છે."

માણેકલાલે વિદેશી યુવક સુંદરજીને માટે એક અલાયદો ઓરડો કાઢી આપ્યો, તથા તેની સેવા ચાકરીમાં અથવા સન્માનમાં કોઇ પણ જાતની ખલેલ ન પડે એટલા માટે નોકર ચાકરોનો પણ સારો બંદોબસ્ત કરાવી આપ્યો.

સુંદરજી સારો આશ્રય મેળવી હવેથી ત્યાં જ વસવાટ કરવા લાગ્યો. તેને ત્યાં આવ્યાને લગભગ એકાદ પખવાડિયાનો સમય પણ વીતી ગયો ત્યાર પછી તેણે એક દિવસ પોતાના મનમાં જ વિચાર્યું કેઃ—ઇશ્વરકૃપાથી આશ્રમ તો સારો મળી ગયો છે, પણ હવે શય્યાને શોભાવનારી સુંદરી ઇન્દુમતિના મળવાની જ વાર છે. જો એ મનોહારિણી મને મળશે, તો મારી આખી જિન્દગી સફળ થશે. વાહ વાહ ? વિધાતાએ પણ તેના શરીરમાં શું ખૂબીદાર રૂપ મૂકયું છે. જેના મુખમાં મૃદુતા અને મિષ્ટતા ભરી છે, જેની આંખો જાદૂથી ભરેલી છે, જેનું ફાંકડું બદન ખૂબસૂરતીના ખજાના રૂપ છે, એવી ઇન્દુમતિ રૂપ ઇન્દુ જો મારા અંધકારમય ભાગ્યાકાશમાં ખીલી ઉઠે તો જ મારૂં જીવન સદાને માટે પ્રકાશમય થઇ શકે તેમ છે. અહાહા ! શું સુંદર રૂપ છે !”

“નિરખતાં નાર નખરાળી હૃદયમાં આશ જાગે છે;
નિરાશા ને બધી ચિંતા હવે તો માર્ગ માગે છે;
ઉગ્યો છે ભાગ્યનો ભાનુ, હવે અંધાર છે શાનો ?
સુકોમળ સુંદરી શાણી મળ્યે ચિંતા નહિ જાણો;
હૃદયરાણી થશે મારી, હવે છે દુઃખ જાવાનું;
દયાળુ દૈવ મારાએ દીધું (છે) છોડી સતાવાનું.”

આ પ્રમાણે આશામાં ને આશામાં સુંદરજીએ બીજા કેટલાક દિવસો પણ વીતાડી દીધા. એક દીવસ બપોરનો તાપ નમી ગયા પછી, જ્યારે મધુર મલયાનિલ વહેવા માંડયો હતો, વિકસિત થવાની અણીપર આવેલી નવકલિકાઓમાંથી મધુર અને મૃદુ સુગંધ છૂટીને દશે દિશાઓની ભૂમિને સુગંધિત કરી રહ્યો હતો. તે સમયે એક ઓરડામાં બેસીને ગુજરાતી યુવક સુંદરજી તથા માણેકલાલની એકની

એક કન્યા લોકલલામભૂતા સુંદરી યુવતી કન્યા ઇન્દુમતી વાર્ત્તાલાપ કરી રહી હતી. ઘરનાં બધાં બારી બારણાં ઉઘાડાં હતાં. સુંદરજી વાર્ત્તા કરી રહ્યો હતો અને ઇન્દુમતિ સાંભળી રહી હતી. સુંદરજીની બોલવાની ઢબ ઘણી જ પ્રશંસાને પાત્ર હતી. તે દેખાવમાં જેવો સુંદર હતો, તેવોજ અથવા તેથી પણ અધિક વાતચીત કરવામાં પણ સુંદર અને પ્રતિભાવાન હતો. વિદ્યાભ્યાસમાં અને સાંસારિક જ્ઞાનમાં પણ કાંઇ તે જેવો તેવો પ્રવીણ નહોતો. તેના મુખમાંથી નીકળતો એક એક શબ્દ સર્વના મનને સહજમાંજ વિમોહિત કરી દે તેવો હતો.

યુવક યુવતી બેસીને તરેહ તરેહની વાતોચીતો કરી રહી હતી. જૂદાજૂદા દેશોની વાર્ત્તા, માનવચરિત્રની કથાઓ, અજાયબી ભરેલા બનાવોની વાતો વગેરે અનેક બાબતોને લઇને તેઓ વાતચીત કરતાં હતાં અને પોતાનો વખત વીતાડતાં હતાં. યુવકના મુખથી એ બધી વાતો સાંભળતાં સુંદરી બાલા કોઇ કોઇ વેળાએ વિસ્મયથી સ્તંભિત થઇ જઇ હતી, કોઇ વેળાયે હસી હસીને આખા ઓરડાને ગજાવી મૂકતી હતી. જે ઘરમાં ઇન્દુમતિ હમેશાં એકલી બેસી રહેતી હતી, તે જ ઘરમાં બેસી આજે યુવક—યુવતી નાના પ્રકારનો વાર્ત્તાલાપ કરી રહી હતી.

એ વખતે તે ઘરમાં બીજો એક યુવક ઘરમાં દાખલ થવા જતો હતો, એથીમાં દાખલ થતાં પહેલાં જ દરવાજાપરથી તેણે સાંભળ્યું કે, ઇન્દુમતી તથા બીજા એક યુવકના હસવાનો અવાજ સંભળાઇ રહ્યો છે. આવી રીતે ઇન્દુમતિ સિવાય બીજા કોઇ પણ પુરુષને તેણે દાખલ થતો જોયો નહોતો. તેથી તે અત્યારે ઘણીજ અજાયબીમાં પડી ગયો.

'થોડીવાર પછી તે અત્યંત વિસ્મિત અને ક્રોધિત થઇને પો-

તાને હવે શું કરવું જોઇએ, એનો કશો પણ નિશ્ચય કરી શકયો નહિ. આથી તે એક ક્ષણનો પણ વિલંબ કર્યાં વિના તરત જ તે ઓરડામાં દાખલ થયો.

જે પુરુષ ઓરડામાં દાખલ થયો હતો, તે પણ ઘણો જ ખૂબસૂરત અને દેખાવડો યુવક હતો. તેનું નામ મણિલાલ હતું. મણિલાલનો પિતા પણ એક વહેપારી હતો, અને તે સાથે માણેકલાલના પિતાનો જૂનો દોસ્ત હતો. મણિલાલ, સુંદરજીના જેવો સુંદર નહોતો તેમ છતાં પણ તેનો સ્વભાવ ઘણો જ સારો હતો. મણિલાલ એક ચારિત્ર્યવાળો પુરુષ હતો. તેનું મૂળ વતન ગુજરાતના પ્રસિદ્ધ શહેર અમદાવાદમાં હતું અને તે પિતાના ધંધા–રોજગારમાં મદદ કરવા માટે ભૂષણાનગરીમાં આવ્યો હતો રાત્રિ દિવસ મહેનત કરીને તે પિતાને પૂરતી મદદ પણ કર્યા કરતો હતો. ભણવા ગણવામાં તે જોઇએ તેઓ હોશિયાર નહોતો, એટલું જ નહિ, પણ તેનામાં તેવી શક્તિ પણ નહોતી. ઘણા દિવસ થયાં મણિલાલ ઈન્દુમતીના પ્રેમનો અનુરાગી થઇ પડયો હતો, તેનું આખું હૃદય ઈન્દુમતિના પ્રણયની જયોત્સ્નાથી પ્લાવિત થઇ ગયું હતું. પરંતુ વાર્ત્તાલાપમાં તે પોતાના પ્રેમને ઇન્દુમતિ પાસે કદાપિ પ્રકટ કરી શકયો નહોતો. હૃદય જેને મેળવવા માટે રાત્રિ દિવસ તત્પર રહેતું હતું અને સ્વપ્નમાં પણ જે પ્રિયતમા પ્રતિમાનાં અહર્નિશ દર્શન થયા કરતાં હતાં, તે પ્રતિમાને તે પોતાનો મનોભાવ વ્યક્ત કરી પોતાના પક્ષમાં લાવવાને સમર્થ થઈ શકયો નહોતો. મણિલાલ તેને પોતાનો પ્રેમ જણાવી શકયો નહોતો, એ ખરૂં; પણ તેમ છતાં પણ તેનું હૃદય ઇન્દુમતિના પ્રેમથી કેવું ભરાયલું રહ્યા કરતું હતું, તેના હૃદયનો પ્રેમ કેવો ઉછાળા મારીને મુખપર પ્રકટ થઇ રહ્યો હતો, તે ઈંદુમતિ કેવી એકાગ્રતાથી

ચહાતો હતો અને તેનો પ્રેમ કેટલો બધો વધી પડયો હતો, આદિ સર્વ તેનું વદન સ્પષ્ટ રીતે સર્વ કોઇને દર્શાવી આપતું હતું. તેનો મનોભાવ તેની બન્ને આંખોપરથી જ સહજમાં જણાઇ આવતો હતો. મણિલાલ પોતાના મનમાંને મનમાં જ સમજી ગયો કે, તે જે મનોહારિણી માનિની ઇંદુને ચાહી રહ્યો છે. તે પણ તેને તેટલા જ અનુરાગની સાથે ચાહે છે. ઘણા દિવસ થયાં તેણે ઇંદુમતિને પોતાનાં દિલનાં દ્વાર ઉઘાડાં મૂકીને 'તું શું મને ચાહે છે કે?' એવો પ્રશ્ન પૂછવાનો વિચાર કર્યો હતો, પરંતુ તેની મુલાકાત થતાં તથા તેના મુખની મધુર વાતો સાંભળતાં, તથા તેનું મુખ જોતાં જ મણિ-લાલ તે પ્રશ્ન પૂછવાનું સાહસ કરી શકતો નહોતો. કદાચ તે પ્રશ્ન તેના સ્મરણમાં પણ આવતો નહોતો. મનમાંને મનમાં જ તે મન-મોહિની સુંદર છબિને અંકિત કરીને તેના વિચારમાંને વિચારમાં જ તે પાછો પોતાને ઘેર ચાલ્યો આવતો હતો. પરંતુ આજે તે જ્યારે ઘરમાંથી બહાર નીકળ્યો હતો ત્યારે તે પ્રતિજ્ઞા કરતો આવ્યો હતો કે, આજે તો એ પ્રશ્ન અવશ્ય પૂછીશ. તે પ્રશ્ન પૂછયા સિવાય હવે મણિલાલ શાન્ત રહી શકે તેમ નહોતો. હમણાં કેટલાક દિવસ થયાં તેને પ્રિયતમાના પ્રણયને પ્રાપ્ત કરવાની આશાથી કયાંય પણ રુચતું નહોતું, કામકાજમાં પણ તેનું મન લાગતું નહોતું. રાત્રિ દિવસ તે ચિંતામાંને ચિંતામાં જ નિમગ્ન રહ્યા કરતો હતો, તે પોતાના મનમાં એવા જ વિચારો કર્યા કરતો હતો કે, જો મરવાનું હશે તો એક દિવસ અવશ્ય મરવું જ પડશે, પરંતુ જો મારા સદ્ભાગ્યયોગે હું ઇંદુને મારી અંકલક્ષ્મી કર્યા પછી મરીશ, તો જ મારા ચિત્તને શાંતિ વળી શકશે, નહિ તો તેનામાં રહેતી આસક્તિને લીધે મારે આ સંસારમાં ફરીવાર જન્મ ધારણ કરવો પડશે. ઇન્દુ જ હવે મારી

જિન્દગીનો સાર છે, એના વિના અફળ મારો અવતાર છે.

"સદ્‍ગુણથી ભરી સુંદરી, નહિ રૂપમાં ખામી જરી;
અવલોકતાં સૌન્દર્યને નજર મારી ત્યાં ઠરી;"

એ ઉપરાંત તે પોતાના મનમાં એમ પણ વિચાર કરતો હતો કેઃ—"જો એ મનોહારિણી ઈન્દુ મારી થશે, મારી સાથે લગ્ન કરવાની અનુમતિ આપશે. તો હું તેના સિવાય ત્રિભુવનને મોહાવનારી રતિ સમાન રમણીય રમણીનો પણ અંગિકાર કરીશ નહિ. કારણ કે, એ મોહિનીના મંજુલતાભર્યા મોહક વાક્યોએ મારા જિગરને પ્રેમની સજ્જડ સાંકળથી બાંધી લીધો છે, મને પરવશ કરી દીધો છે.

"પ્રણયના પાશમાં બાંધી મને બંદી બનાવ્યો છે;
મધુરા ભાવ દર્શાવી મને તેણે નમાવ્યો છે;"

ઈંદુના મિલનથી મારો સંસાર સુધામય બની જશે, મારા હૃદયમાં નવીન બળ અને નવીન સાહસનો સંચાર થશે. હું સંસાર ક્ષેત્રમાં એ રૂપની રાણીને લઇને આનંદપૂર્વક વિચરણ કરીશ અને એના જ ગાનમાં, એનાજ ધ્યાનમાં તલ્લીન રહીશ."

મણિલાલ આવો સંકલ્પ કરી, ઈન્દુમતિને ત્યાં આવી લાગ્યો, પણ ઘરમાં આવ્યા પછી તેણે જે કાંઇ જોયું, તે જોઇને તેનું હૃદય સ્તંભિત થઇ ગયું. તેના મુખપર જે પ્રસન્નતાની છટા છવાયલી હતી, તે અદૃશ્ય થઇ ગઇ. હૃદયની ઉંચી ઉંચી અનેક આશાઓ નિરાશાના રૂપમાં બદલાઇ ગઇ. ઘરમાં જઇને મણિલાલે જોયું કે, ઇન્દુમતિ દેવતાના જેવી સુંદર કાન્તિવાળા એક સુંદર યુવકની સાથે બેસીને હાસ્ય તથા મૃદુ વાર્ત્તાલાપ કરી રહી છે. તેનું મન તે યુવકની વાર્ત્તામાં એટલું બધું તન્મય બની ગયું છે કે, તે બીજી કોઇ પણ દિશામાં પોતાની દૃષ્ટિ પણ દોડાવતી નથી. એ યુવકને મણિલાલે

આ પહેલાં કદાપિ જોયો નહોતો. યુવકના શરીરની અદ્ભુત સુંદરતા વાર્ત્તાલાપ કરવાની અનુપમ છટા તથા હાસ્યની મધુરતા આદિ સર્વ જોઇને મણિલાલ એક પ્રકારના આશ્ચર્યમાં આવી પડયો. તેનું આશ્ચર્ય એટલું બધું વધી પડયું કે તરત જ તેના મનમાં તે યુવકનો પરિચય મેળવવાની પ્રબળ ઇચ્છા પણ થઇ આવી.

મણિલાલે જોયું કે, ઇન્દુમતિ તેને જોઇને જાણે કાંઇક શરમાઇ ગઇ હતી અને તે સાથે તેમનો વાર્ત્તાલાપ તથા હાસ્યવિનોદ પણ બંધ પડી ગયો હતો. પરદેશી યુવક જાણે સહજ કોપિત થઇને મણિલાલના મુખ તરફ જોવા લાગ્યો. તેના જોવાનો મર્મ માત્ર એટલો જ હતો કે, અસભ્ય માણસની પેઠે કોઇની પણ પરવાનગી લીધા વિના મણિલાલે ઇન્દુમતિના ખાનગી ઓરડામાં શા કારણથી પ્રવેશ કર્યો હશે ? શું તેને આમ એકાએક પરાયા મકાનમાં પ્રવેશ કરતાં જરા શર્મ પણ નહિ આવી હોય ? મણિલાલ પણ એ યુવકને જોઇને સહજ જંખવાણો પડી ગયો. તે જે આશાથી, જે અભિલાષાથી અને જે પ્રતિજ્ઞાથી ઇન્દુમતિની સાથે વાતચીત કરવા તથા પોતાના હૃદયનો ગુપ્ત ભાવ પ્રકટ કરવા આવ્યો હતો, તે આશા, અભિલાષા અને પ્રતિજ્ઞા આદિ સર્વ સૂર્યના ઉદયની સાથે જ જેવી રીતે ઝાકળનાં બિન્દુઓ સૂકાઇ જાય છે, તેવી જ રીતે વિશુષ્ક થઇ ગઇ. તે તરત જ ત્યાંથી પાછો ફરવાની ચેષ્ટા કરવા લાગ્યો. એ જોઇને ઇન્દુમતિએ પોતાના આસનપરથી ઉઠી તેને બોલાવી કહ્યું કેઃ—" મણિલાલ ! તમે આમ તરત જ કેમ પાછા ચાલ્યા જાઓ છો ? હમણાં ઘણા દિવસ થયાં તમે અહીં આવ્યા નથી, એમ ધારીને હું આજે તમને તેડવા માટે ખાસ માણસ મોકલવાની હતી. તમે આમ ચાલ્યા ન જાઓ, આવો, આસનપર બેસો. પણ હા—આ યુવક મહાશયનો પ-

રિચય કરાવવાનું તો હું છેક જ ભૂલી ગઇ. આ કોણ છે, તેમને તમે ઓળખો છો ખરા કે ?"

મણિલાલે જવાબ આપ્યો કેઃ—" ના, મેં આ પહેલાં કદી પણ એમને જોયા હોય, એવું મને સાંભળતું નથી. આ મહાશય કોણ છે વારુ ?"

ઇન્દુમતિએ કહ્યું કેઃ—" તેઓ એક મોટા માણસ છે; જેવા વિદ્વાન છે, તેવા જ સારા વક્તા પણ છે. એમના જેવી વાતચીત કરવાની ઢબ તો મેં મારી આખી જિન્દગીમાં પણ કદાપિ જોઇ નથી. તેમની એક એક વાત એવી રસીલી અને છટાદાર છે કે, જેને સાંભળતાં મારૂં મન સંતુષ્ટ જ થતું નથી. હું આજે તેમની મીઠી મીઠી વાતો સાંભળીને ખુશ ખુશ થઇ ગઇ છું."

" ત્યારે હવે મને અહીંથી જવાની રજા છે કે ?" મણિલાલે ઉત્સુકતાની સાથે પૂછ્યું.

" કેમ ! અહીં બેસવામાં તમને કાંઇ હરકત છે ?"

" ના—ના, હરકત તો કાંઇ નથી, પણ તેમ છતાં પણ તને અને તારા આ મિત્રને અવશ્ય અડચણ આવે તેમ છે. કારણ કે, મારા આવવાથી તમારી વાતચીત પણ બંધ થઈ ગઇ છે. માટે હવે તમારા વાર્ત્તાવિનોદમાં વિઘ્ન નાખવાનું હું કોઇ પણ રીતે ઉચિત ધારતો નથી !" મણિલાલે સ્પષ્ટ ઉત્તર આપી દીધો.

" મણિલાલ ! આમ ધારવામાં તમારી ભૂલ થાય છે. તમે આ યુવકની વાતચીત સાંભળીને અવશ્ય પ્રસન્ન જ થશો, એમ ધારીને હું તમને બોલાવવા માટે માણસ મોકલવાની હતી. તમારા આવવાથી અમારી વાતચીતમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવી શકે તેમ નથી, પણ ઉલટો આનંદ જ મળી શકે તેમ છે. તમે આજે આવી વૃથા

શંકા શા કારણથી કરી રહ્યા છો ? તમારી આવી વાર્ત્તા સાંભળીને મને ઘણી જ અજાયબી થાય છે. ”

“ જો તમને કોઈ પણ જાતની અગવડ અથવા અડચણ ન હોય, તો હું ઘણી જ ખુશીની સાથે અહીં બેસવાને તૈયાર છું. ” મણિલાલે કહ્યું.

“ એમ કેમ કહો છો ? અમને શી અડચણ થવાની છે ? આ એક ઘણા જ ભલા માણસ છે. એમની સઘળી મિલ્કતને લુટારાઓ લુંટી ગયા છે. એથી તેઓ ઘણી જ આફતમાં આવી પડ્યા છે. આ એક ધનવાન અને ખાન્દાન કુટુંબના માણસ છે. એમનો સંકોચ રાખવાનું કશું પણ કારણ નથી, માટે આવો, બેસો અને સુખેથી એમની મનોહર વાર્ત્તાને સાંભળો. ” ઇન્દુએ કહ્યું.

મણિલાલે એક આસનપર બેસી, તે યુવકના તરફ મુખ ફેરવીને કાંઇક નમ્ર અવાજથી કહ્યું કેઃ—“ મહાશય, આપનાપર આવી પડેલી આફતની વાર્ત્તા સાંભળીને હું ઘણો જ દિલગીર થયો છું. પરંતુ જે દાનવ જેવા દુષ્ટ દસ્યુઓનું દમન કરવાની આખી ભૂષણા-નગરીમાં તો શું, પરંતુ આખા દેશમાં પણ નથી, તેને મારા જેવો એક સામાન્ય માણસ શું કરી શકે વારુ ? આજકાલ આખા હિન્દુ-સ્તાનની જે પાયમાલી થઇ રહી છે, તે જોતાં સર્વની છાતી ફાટી જાય છે. અત્યાચારી ઔરંગજેબે શાહજાહાં જેવા ન્યાયી શહેનશા-હને કેદ કરવાથી દેશનું સત્યાનાશ વળી ગયું છે. હિન્દુઓના ઘેરઘેર રડારોળ થવા માંડી છે, રૈયતનાં ધનમાલ લુટાવા લાગ્યાં છે, સતી-ઓના શીલનો ક્ષય થવા માંડયો છે અને સર્વત્ર કાળો કેર વર્તવા માંડયો છે. હું નથી સમજી શકતો કે ભારતના ભવિષ્યના ગર્ભમાં શું સમાયલું છે ? જે દેશની પ્રજા પોતાનું રક્ષણ કરવાને પણ સમર્થ

નથી, તે દેશની અવનતિ થાય, તો તેમાં આશ્ચર્ય પણ શું હોઇ શકે ? આપની આવી અફસોસજનક અવસ્થા જોઇને મને ઘણી જ દિલગીરી થાય છે. ”

આ વાર્ત્તા કહેતી વેળાયે મણિલાલનું મન ખરેખર ઘણું જ દિલગીર થયું હતું. બીજાનું દુઃખ દેખી દુઃખી થનાર સરળ હૃદયના મણિલાલની આંખોમાં એ વખતે આંસૂનાં બે ચાર બિન્દુઓ પણ ઉભરાઇ આવ્યાં હતાં.

સુંદરજીએ સહજ ગંભીર અવાજથી કહ્યું કેઃ—“ આપની ભૂષણાનગરીના નિવાસીજનોની હું કોઇ પણ પ્રકારે પ્રશંસા કરી શકું તેમ નથી. એકાદ બે લુટારાઓએ મળીને અહીંની સઘળી ઇજ્જત આબરૂને બરબાદ કરી નાખી છે, તે પાપાત્માઓ સતીના સતીત્વનો નાશ કરવા માંડયા છે, ધનવાનોનાં ધન લૂટવા માંડયા છે, મુસાફરોનો સર્વનાશ કરવામાં પ્રવૃત્ત થયા છે, ગરીબ અને ભૂખ્યાં તરસ્યાં માણસોના મ્હોંમાંથી અનાજના કોળીયા પણ છીનવી લેવા માંડયા છે, અને તે સર્વને ભૂષણાનગરી એક સામાન્ય સ્ત્રીની પેઠે બેઠી બેઠી જોઇ રહી છે, એ જોઇને મને તો ઘણી જ અજાયબી થાય છે. શું આખા શહેરમાં એક પણ વીર પુરૂષ નથી, કે જે તેમના આવા જાલિમ જુલ્મોને અટકાવી શકે ? ભૂષણાનગરીની સ્થિતિનો વિચાર કરતાં કરતાં હૃદય પણ અવસન્ન થઇ જાય છે. માણસની જિન્દગીમાં મરણ કાંઇ બે વાર આવતું નથી, સહુને એક દિવસને એક દિવસ આ ફાની દુનિયા છોડીને ખાલી હાથે ચાલ્યા જ જવું પડે છે, તો પછી પોતાના દેશને શાયતાનોના સપાટામાંથી છોડાવવા જતાં તુચ્છ જીવનને બચાવવાનો ભય શા માટે ધારણ કરવો જોઇએ ? આ ભૂષણાશહેરમાં તો લાખો માણસો વસે છે, તેઓ સર્વ નિર્માલ્ય છે ! કોઇ પણ

પુરૂષના હૃદયમાં વીરતાનો વાસ નથી, દેશની દાઝ નથી, માતૃભૂમિના કલ્યાણની કામના નથી ? જો સહુ એકી સાથે એકઠાં મળીને એક જ નિશ્ચયપર આવીને માતૃભૂમિના રક્ષણ માટે કમર કસીને તૈયાર થાય, તો પછી દસ્યુઓનું દમન કરવામાં કેટલીક વાર લાગે ? લૂટારાઓને જડમૂળથી ઉખેડી નાખવામાં શો વિલંબ થાય ? મને જો ભૂષણાવાસીઓ મદદ કરે, તો હું છાતી ઠોકીને કહું છું કે, તે લુટારાઓને ક્ષણમાત્રમાં પાંજરામાં પૂરીને પ્રજા સમક્ષ ઘણી જ સરળતાની સાથે લાવી શકું તેમ છું. હાય !

"રીબાય રૈયત રાંકડી, જોવાય ના આંખો થકી;
ધન માન ને લજ્જા લૂટાતી દસ્યુ કેરા હાથથી;
જ્યાં જોઉં ત્યાં સંભળાય છે પોકાર તો દુઃખના થતા;
અબળા તણા ઉત્તાપથી ધ્રુજતી જણાયે આ ધરા."

આમ કહેતાં કહેતાં તે યુવકના ગાલપરથી જાણે લોહીની ધારા વહેવા માંડી હોયની એમજ જણાવા લાગ્યું. તેનાં વિશાળ અને વિસ્તાર પામેલાં નયનોમાંથી જાણે આગની ચિનગારીઓ વરસવા માંડી હોયની ! એવો જ ભાસ થવા લાગ્યો. તેના સુંદર હોઠ પણ થરથર કંપવા લાગ્યા. ઈન્દુમતિ અત્યાર સુધી એ યુવકના મુખપર જે જે જૂદા ભાવો જણાઈ આવતા હતા, તેનું અવલોકન કરી રહી હતી. છેવટે તે તે યુવકને બોલતો બંધ થયેલો જોઇ મણિલાલને ઉદ્દેશીને બોલી કેમ મણિલાલ, તમો આ તરુણના મતને મળતા છો ખરા કે નહિ ? હું ધારૂં છું કે, તમારો અભિપ્રાય પણ લગભગ એવા જ પ્રકારનો હશે, ભૂષણાનગરીની શોકાતુર સ્થિતિ જોતાં ઘણીવાર મારૂં કાળજું પણ કંપી ઉઠે છે. હું નથી સમજી શકતી કે, એ રાક્ષસી લુટારાઓના હાથમાંથી આ ભૂષણાનગરીનો હવે કોણ જાણે ક્યારે

છૂટકારો થશે ? ખરેખર ! આ યુવકના કહેવા પ્રમાણે અત્યારે આપણું નગર તદ્દન નિર્માલ્ય જ બની ગયું છે. આપણા શહેરમાં વીરતાનો અંશ માત્ર પણ રહ્યો નથી.

મણિલાલે સહજ ધીમા અવાજથી જવાબ આપ્યો કે:—"તમારી બન્નેની વાતને હું કબુલ રાખું છું, પણ તે સાથે શું તમો નથી જાણતાં કે લૂટારાઓની શક્તિ કેટલી બધી પ્રબળ છે, જેનાથી આખી મોગલ સલ્તનત પણ કંપી ઉઠે છે, તેવા પ્રબળ લૂટારાઓની સ્હામે સામાન્ય ભૂષણાવાસીઓથી શું કોઇ પણ રીતે ટક્કર ઝીલી શકાય તેમ છે ખરી કે ? ના—કદાપિ નહિ. કારણ કે; એ સર્વ લૂટારાઓ બડા વીર પુરુષો છે, સહજમાં તેઓ કોઇનાથી ગાંજયા જાય તેવા નથી. જેમને જીવન એ છેક નજીવી વસ્તુ જણાય છે, તેમની સ્હામે બિચારા ભૂષણાવાસીઓ શી રીતે થઇ શકે વારૂ ? મારી ધારણા પ્રમાણે આ યુવક તો શું પરંતુ એમના જેવા બીજા હજારો યુવકો મળીને પણ તેમની સ્હામા થાય તો પણ તેમને હારજ ખાવી પડે તેમ છે."

સુંદરજીએ કહ્યું કે:—"હું તેમની બહાદુરીને બહુ સારી રીતે જાણું છું. ઘણું કરીને તે પાપાત્માઓએ જ મારો સર્વનાશ કર્યો છે, મને અન્યનો આશ્રિત બનાવ્યો છે; રસ્તાનો રઝળતો રખડતો ભિખારી બનાવી દીધો છે. પણ મહેનત અથવા કોશિશ કરવાથી શું નથી થતું ? કેટલાંક તણખલાંઓને એકઠાં કરી તેનું દોરડું બનાવવાથી હાથી જેવા મદોન્મત્ત પ્રાણીને પણ વશ કરી શકાય છે, ટીપું ટીપું પાણી એકઠું થવાથી મોટું સરોવર ભરાઇ જાય છે, ત્યારે સેંકડો માણસો એકઠાં થવાથી એવા એકાદ બે લૂટારાઓને વશ કરવા એમાં તે શી મોટી વાત સમાયલી છે ?"

આ પ્રમાણે લુટારાઓના સંબંધમાં કેટલીક વાતચીત થયા પછી, ફરીવાર અસલ વાર્તા શરૂ થઇ. સુંદરજી ઉમદા ઉમદા વાતો કહીને ઇન્દુમતિને કોઇ કોઇ વેળાયે અજાયબીના દરિયામાં ડુબાડવા લાગ્યો. કોઇ વેળાયે હસાવી હસાવીને પેટ ફુલાવવા લાગ્યો. યુવતી ઇન્દુમતિ વાર્ત્તા સાંભળતી સાંભળતી વારંવાર મણિલાલના મુખ તરફ જોતી હતી. તે વખતે તેને જણાતું હતું કે, મણિલાલના મનમાં આજે કાંઇ શાંતિ નહોતી. તેના હૃદયમાં બીજી કોઈ ચિંતાએ ઉત્પન્ન થઇને તેને જાણે ગભરાવી દીધો હતો. ધીમે ધીમે વાતમાંને વાતમાં જ સંધ્યા થઇ જવા આવી. આખા શહેરમાં દીવાની હારોની હારો એકી સાથે પ્રકટી ઉઠી. દેવાલયોમાં શંખ તથા ઘંટાનાદ થતો સંભળાવા લાગ્યો.

મણિલાલે વિચાર્યું કે, આજે ઇન્દુમતિની સાથે વાતચીત કરવાનો કાંઇ પણ અવસર મળી શકશે નહિ. આથી તેણે ઘણાજ દિલગીરી ભરેલા મનથી ઈન્દુ પાસેથી પોતાના ઘર તરફ જવાની રજા માગી. ઇન્દુમતિ તેને રજા આપીને બોલી કેઃ—“ આવતી કાલે બપોરે તમો પાછા જરૂર આવજો. તમારા આવ્યા સિવાય મને બિલ્કુલ ચેન પડશે નહિ. તમારા આવ્યા પછી આપણે આજની પેઠે પાછો વાર્ત્તાલાપ કરીશું. હમણાં ઘણા દિવસ થયાં હું ચિંતાતુર રહ્યા કરતો હતો, એવામાં આ યુવકે આવીને મને એ ઉદાસિનતામાંથી ઠીક મુક્ત કરાવી છે ઠીક, જાઓ ત્યારે, હવે વખત ઘણોજ વીતી ગયો છે. પણ જોજો આવતી કાલે આવવાનું ભૂલશો નહિ.”

મણિલાલ ઇન્દુમતિના મુખ તરફ જોઇ, એક ઉંડો નિઃસાસો મૂકી, તરત જ ત્યાંથી બહાર ચાલ્યો ગયો. જતી વેળાયે તેણે પોતાના મનમાં જ વિચાર્યું કેઃ—“ હાય! ઇન્દુ ! હું તને મારા જિગરથી પણ વધારે ચાહતો હતો, તેને શું તું એકજ ભૂલી ગઇ ? પ્રિયા !

તારા પ્રેમિકને આમ નિરાશની નદીમાં ફેંકી દેતાં તને જરા પણ દયા ન આવી ? શું સ્ત્રી જાતિનો સ્વભાવ આવો ચંચલ જ હોતો હશે ? તેઓ સ્નેહની અનુરાગી ન હોતાં ફક્ત રૂપ અને સૌન્દર્યની જ આકાંક્ષી હશે ? મહોબ્બત ! તું પણ કેવા અજબ રંગો બતાવે છે ? હાય !

" હૃદયમાં જે હતી આશા, બધી પલટાઈ છે આજે;
પ્રિયા જે પ્રેમથી કહેતી, પિયુજી પ્રેમથી આવો;
'પધારી પ્રેમથી પ્યારા પ્રિયાના પ્રેમને ધારો;
. થઈ છે હાય તે તત્પર બીજાના પ્રેમને કાજે.
નહિ વિશ્વાસ નારીનો જગત્‌માં આજથી કરવો;
મૂકીને પ્રેમ નારીનો પ્રભુના પ્રેમને ધરવો. "

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં મણિલાલના હૃદયમાં એક પ્રકારના ભયનો અગ્નિ સળગી ઉઠ્યો. જ્યારે પોતાની પ્રિયતમા પોતાના પ્રેમનો પરિત્યાગ કરીને અન્યમાં આસક્ત થાય, પોતાના પ્રણયને ત્યાગી જાય, ત્યારે કયા વીર્યવાન પુરુષના હૃદયમાં અગ્નિ ન પ્રકટી ઉઠે ? જેને હૃદય ચાહતું, તેજ ' લલના જ્યારે પોતાના પ્રતિ અનાસક્તિ દર્શાવે ત્યારે કયા પ્રેમિકના પ્રેમ ભરેલા હૃદયપર આઘાત ન થાય ? નારીના પ્રેમને માટે તો સંસારમાં સેંકડો યુદ્ધો થયાં છે. જગત્‌માં દરેક વસ્તુની અને દરેક વ્યવસાયની હરિફાઈ હોય છે, તેવી જ હરિફાઈ પ્રમદાના પ્રેમની પણ હોય છે. પણ બીજી હરિફાઈઓ કરતાં એ હરિફાઈમાં ઘણો જ તફાવત હોય છે. કારણ કે, એ હરિફાઈના યોગે પુરુષો એક બીજાનાં માથાં લણવાને પણ તૈયાર થઈ જાય છે. પ્રકૃતિનો એ એક સ્વાભાવિક નિયમ જ છે અને એ નિયમ અનુસાર આજે પોતાની પ્રિયાને સુંદરજીની સાથે બેસીને વાત-

ચીત કરતી જોવાથી મણિલાલનું હૃદય પણ સળગી ઉઠયું. તેના મનમાં સુંદરજી તરફ એક પ્રકારના વૈરાગ્યની જવાળા આપોઆપ સળગી ઉઠી.

મણિલાલ વિચારવા લાગ્યો કેઃ—"બસ આજે મારી આશા નિરાશાના રૂપમાં બદલાઇ ગઇ છે, હવે ઇન્દુમતિને મેળવવાની આશા રાખવી, વૃથા છે. હવે એને મેળવવાની આશા રાખવી, એ એક પ્રકારની ભ્રાંતિ ભિન્ન બીજું કશું પણ નથી. કારણ કે સુંદરજી મારાથી સુંદર અને દેખાવડો પુરુષ છે. તેના જેવી મધુર ભાષા પણ મારા મુખમાં નથી. સુંદરજી જ્યારે સુંદરતામાં મદન સમાન છે, ત્યારે ઇંદુમતિ પણ રતિ સમાન જ છે. હું તો એક કાળો કુબડો સાધારણ પુરુષ છું. મારામાં સુંદરજીના જેવી સુંદરતા કે ખૂબસુરતી પણ નથી. સુંદરજી ભણેલો ગણેલો, કેળવાયલો, વાચાળ અને ચાલાક છે, ત્યારે હું અભણ, ચૂપકી પકડી બેસી રહેનાર સાધારણ માણસ છું. ઇંદુમતિ પણ સુંદરજીના જેવી જ કેળવાયલી અને સુંદરી છે. મારાથી તેમની તુલનામાં આવી શકાય તેમ નથી. આવી સ્થિતિમાં ઇંદુમતિ સુંદરજીને ન ચાહતાં, મને શા માટે ચાહે વારૂ ! પણ ત્યારે તે મને આ પહેલાં શા માટે ચાહતી હતી ! જો કે, મારાથી ચોકસ કહી શકાતું નથી કે, તે મને ચાહતી હતી, પણ અનુમાનથી તો એટલું અવશ્ય કહી શકું છું કે, તેના મનમાં મારા પ્રતિ પ્રેમની ભાવના અવશ્ય ઉત્પન્ન થઇ હતી. તેણે મને સ્નેહ ભરી નજરથી જોયો હતો. પણ હવે તે મને સહજમાં જ ભૂલી જશે ? ભૂલવામાં બાકી પણ શું રહ્યું છે, એ તો મને છેક ભૂલી જ ગઈ છે. તેને માટે યોગ્ય વર આવી મળ્યો છે, તેને તે હંમેશાં આનંદમાં રાખે છે, તેના મનને પ્રસન્ન રાખવાની કોશિશો પણ કર્યા કરે છે. સુંદરજી ઇંદુમતિને પો-

તાની વિદ્યા તથા બુદ્ધિના બળથી સંતુષ્ટ કરે છે, વાચાળતાથી વિમોહિત કરે છે, હમેશાં તેની પાસે ને પાસે જ રહે છે, ત્યારે હવે તો ઇન્દુ મને સ્મરણમાં પણ શા માટે લાવે? પણ હું તો ઇન્દુમતિને બહુ જ ચાહું છું. હું તેને કોઇ પણ રીતે ભૂલી શકું તેમ નથી, એટલા માટે જ હું તેને ભૂલવાનો નથી. હવે હું બીજી કોઇ પણ સ્ત્રીને સાથે લગ્ન પણ નહિ કરૂં. જ્યાં સૂધી જીવતો રહીશ, ત્યાં સૂધી ફક્ત ઇન્દુમતિના રૂપનું ધ્યાન ધરીને, તેની સુંદર છબિની પૂજા કરીને જ મારા દિવસો નિર્ગમન કરીશ. પિતાના વંશનો વિસ્તાર, નાનો ભાઇ છે, તેને પરણાવીને જ કરાવીશ, વંશની રક્ષા કરીશ. "

"હા, ઇંદુમતિ! મને વાત કહેતા આવડતી નથી, તેથી જ હું તને કશું પણ કહી શકતો નથી કે, હું તને કેટલી બધી ચાહું છું. શું એ સ્નેહનો કાંઇ બદલો જ મળી શકે તેમ નથી? ના, ના હું બદલો માગતો જ નથી. તને ચાહીને જ હું સુખી થઇશ."

તે રાત્રે મણિલાલને બિલકુલ ઉંઘ આવી નહિ.



# પ્રકરણ ૬ ઠું

—:૦:—

## એક મ્યાનમાં બે તલ્વાર

—:—

હૈ ઔર ઇલ્મ અદબ મક્તબ—એ મુહબ્બતસે;
કિ હૈ વહાંકા મોઅલ્લિમ જુદા અદીબ જુદા;
જુદા ન દર્દ જુદાઈ હો ગર મેરે આજા;
હસફ઼ દર્દ કી સૂરત હો ઐ તબીબ જુદા;
હજૂમ અશ્કકે હમરાહ ક્યોં ન હો નાલા;
કિ ફ઼ૌજ સે નહીં રહતા કભી નક઼્બ જુદા.

ઉસ્તાદ જ઼ૌક઼.

—*—

બીજે દિવસે વેળાસર મણિલાલ ઈન્દુમતિના ઘર તરફ રવાના થયો. જતાં પહેલાં તેણે એકવાર પોતાના મનમાં વિચાર્યું હતું કે, “ હવે જઇને હું શું. કરીશ, જેને માટે હું ત્યાં જઇ રહ્યો છું, તે તો હવે મને મળવાની નથી. તે અત્યારે અન્ય પુરુષમાં આસક્ત થઇ ગઇ છે. અન્યની સાથે બેસવાની, અન્યની સાથે વાર્ત્તાલાપ કરવાની, અને અન્યના પ્રણયને પ્રાપ્ત કરવાની અત્યારે તેના મનમાં પ્રબળ વાસના થઈ આવી છે. તેમ છતાં પણ હું તેને મળવા માટે આવી દોડાદોડ શા માટે કરી રહ્યો છું. જે વસ્તુ મળવાની હવે સ્વપ્નમાં પણ આશા નથી, તે વસ્તુને મેળવવા માટે મારા મનમાં આટલો બધો ગભરાટ કેમ છવાઇ ગયો છે ? હજી સુધી મારા મનમાંથી એનો અનુરાગ કેમ દૂર થતો નથી ! તેને મળવાની મારા મનમાં

આટલી બધી પ્રબળ ઇચ્છા શા કારણથી થયા કરે છે? શું તેણે મને મોહની મંત્ર લગાડયો છે? પ્રણયના બંધનમાં બાંધી દીધો છે! તે ગમે તેમ હો, પણ તે દિલરૂબાના દિદાર વિના મને જરા પણ ચેન પડે તેમ નથી."

આવા આવા અનેક વિચારો કરવા છતાં પણ મણિલાલ પોતાના મનને સમજાવી શકયો નહિ, ઇન્દુની મુલાકાત લેવું અટકાવી શકયો નહિ. તે બિચારો મનની પ્રબળતાને શી રીતે અટકાવી શકે! મને જેને ચાહતું હોય, જેના માટે મરી જતું હોય, તેના પર રાગ કરી શકે ખરૂં કે? આશાનો પરિત્યાગ કરવો એ કાંઇ સહજ કાર્ય નથી. વિશ્વામિત્ર જેવા મહામુનિવર પણ જ્યારે મેનકાના પ્રેમની પ્રબળતાને અટકાવાને અસમર્થ થઇ પડયા હતા. ત્યારે મણિલાલ જેવા એક સાધારણ પુરૂષનું શું ગજું? મદનનો પ્રભાવ જ એવો અલૌકિક છે, તે ગમે તેવા બુદ્ધિમાન મનુષ્યને પણ નિર્બોધ બનાવી દે છે, દેવતાને માનવ બનાવી દે છે અને માનવને દાનવના રૂપમાં બદલાવી દે છે. પૃથ્વીના ઇતિહાસ ભણી નજર નાખતાં એવા એક નહિ, પણ અનેક દષ્ટાંતો મળી આવે છે. મધ્યપ્રાન્તમાં મધુ અને યામિની નામનાં આશક-માશૂક પણ એ પ્રણયના રોગથી જ જીવન-પર્યન્ત નિરાશાની નદીમાં તણાયા ગયાં હતાં. લયલી અને મજનૂની પણ તેવી જ દશા થઇ હતી. પ્રેમ એ કાંઇક અજબ વસ્તુ જ છે. કોઇ એક કવિએ પ્રેમના સંબંધમાં ખરૂં જ કહ્યું છે કે:—

"પ્રબલ નૃપતિ આતંક, વાહિની વિશ્વવિજયિની;
પ્રલય કારિણી તોપ રણધરા કાલ પ્રણયિની;
નિધિ ઉત્તાલ તરંગ માનગિરિ પાવક આવી;
જન સમૂહ આર્ત્તનાદ પાહન ઉરદ્રાવી;

જિન વીરોં કે પવિ ઉરો કો ન પ્રભાવિત કર સકે;
કિસી પ્રેમ ધારામયી રૂચિ કે હાથોં વે બિકે.
પ્રતિ હિંસા પ્રિય હનુજ દેવતા હૈ બન જાતા;
વિવિધ વિભવ મદ અંધ દિવ્ય લોચન હૈ પાતા;
પર સ્વતંત્રતા હરણ પિપાસા કુટિલ પિશાચી;
પ્રબલ રાજ્ય વિસ્તાર કામના સુમુખી ઘૃતાચી;
બન જાતી હૈં દેવિયાં સકલ સદા શમતામયી;
પડકર પ્રેમી–પ્રવાહ મેં પાહનતા પર હો જયી."

" જો હજી પણ તે મણિલાલને ચાહતી હોય, જો ફક્ત વાતો સાંભળવા માટે અથવા કેવળ કૌતુકની કથાઓ સાંભળવા માટે જ તે તે પરદેશી યુવકની પક્ષપાતી થઈ હોય, તો પછી હું અત્યારથી જ તેની આશાનો પરિત્યાગ શા માટે કરૂં ? એકવાર તેને બધી બીના સ્પષ્ટ રીતે શા માટે ન પૂછી લઊં ? તેમ કરવાથી પણ મને બધું જણાઇ આવશે. " મનમાં ને મનમાં જ આવા અનેક વિચારો કરતો મણિલાલ ઈન્દુમતિના મકાનપર આવી પહોંચ્યો.

તે વખતે ઈન્દુમતિ તેજ ઓરડામાં બેસીને યુવક સુંદરજી તથા ઇન્દુમતિ ઉભય ગઈ કાલની પેઠે વાર્ત્તાવિનોદ કરી રહ્યાં હતાં. ઇન્દુમતિના આનંદનો અવધિજ નહોતો. તેનું કમળ જેવું કોમળ મુખ ખીલી ઉઠયું હતું. સુંદરજીની મીઠી અને મોહક વાતો સાંભળવામાં તે એટલી બધી તલ્લીન થઇ ગઇ હતી કે, તેને તેની વાતો સિવાય બીજી કોઇ પણ દિશામાં દૃષ્ટિ દોડાવવાનું મન પણ થતું નહોતું.

વાતનો વાતમાં ઇન્દુમતિએ તે યુવકને પ્રશ્ન પૂછયો કેઃ—"પ્રેમની ઉત્પત્તિ શી રીતે થાય છે વારૂ ? "

યુવકે જવાબ આપ્યો કેઃ—" પર્વતના હૃદયના પડે પડ તોડી

નાખીને જેવી રીતે જ્વાળામુખી ઉત્પન્ન થાય છે અને આજુબાજુની વસ્તી તથા જંગલનો વિનાશ કરીને ભસ્મરાશિ બનાવી દે છે, તેવી જ રીતે પ્રેમીના હૃદયમાંથી પ્રેમનો જ્વાળામુખી સળગી ઉઠે છે અને આજુબાજુના ઈર્ષાળુ, દ્વેષીલા, કપટી, દમ્ભી, દગાબાજ, સ્વાર્થી તથા લોભીજનોના મૂળ સ્વરૂપનો વિનાશ કરીને પોતાનામાં એકચિત અથવા પરિણુત કરી લે છે અથવા પોતાનું રૂપ આપી દે છે," પ્રેમનો પ્રભાવ શો છે, પ્રેમનો ખોરાક શો છે?" ઇન્દુમતિએ પૂછ્યું.

સુંદરજીએ જવાબ આપ્યો કે;—"પ્રેમનો પ્રભાવ ઘણો જ બળવાન છે. યમ સ્વર્ગનું ધન છે, ચાંદી સોનું અને સંસારની સંપત્તિ છે. તે અક્ષય છે, શાશ્વત છે. એ નશ્વર છે. ક્ષણિક છે. પ્રેમ એક અમૂલ્ય નિધિ છે. કોઈ પણ પ્રકારના દ્રવ્યોથી તેને ખરીદી શકાતા નથી. પ્રેમનું માહાત્મ્ય વર્ણવ્યું વર્ણવાય તેમ નથી. એક પ્રેમિક કવિ તો એટલે સુધી કહે છે કેઃ—

"પ્રેમ છે દાની મહા ને હું ભીખારી છું સદા;
પ્રેમ છે તલ્વાર તો હું મ્યાન છું તેનું સદા;
પ્રેમ છે જો તીર તો હું બનું તરકસ સદા;
પ્રેમ છે વટવૃક્ષ તો હું શ્રાન્ત પથિક છું સદા;
પ્રેમ જો સાગર બને તો હું બનું ગાગર સદા;
પ્રેમ જો સરવર બને તો થાઉં છું હું સરોજ સદા;
પ્રેમ જો સિતાર છે તો મિજરાબ છું હું સદા;
પ્રેમ જો નૌ હોય તો નાવિક છું તેનો સદા."

જ્યારે સુંદરજી ઇન્દુમતિને તેના પ્રશ્નનનો ઉત્તર આપી રહ્યો હતો, બરાબર તેજ વખતે મણિલાલ તે ઘરમાં દાખલ થયો. તેને

જોઇને સુંદરજીએ મૃદુ તેમ જ ગંભીર સ્વરથી સહ જ હસીને તેને બેસવાનું કહ્યું. તેમ છતાં પણ મણિલાલ બેઠો નહિ. ઇન્દુમતિ આંખો ફાડીને મણિલાલના મ્હોં તરફ જોઇ રહી. થોડીવાર સુધી જોયા પછી તેણે મણિલાલને ઉદ્દેશીને કહ્યું કેઃ—" મણિલાલ, આવોને, બેસતા કેમ નથી ? શું આ યુવકના આગ્રહનો અનાદર કરવામાં તમે તમારી મોટાઇ માનો છો ? આવો, બેસો, આ આસનપર વિરાજો."

"હા, બેસું છું." આમ કહીને મણિલાલ તે ઓરડાના એક આસનપર બેસી ગયો.

મણિલાલને તેની પ્રેમિકા સમક્ષ જંખવાણો પાડી દેવાના ઇરાદાથી સુંદરજીએ તેને સંબોધીને કહ્યું કેઃ—" મહાશય મણિલાલ, વિદુષી કુમારી ઇન્દુમતિ એક પ્રશ્ન પૂછે છે કે, " પ્રેમની પ્રભુતા કેવી હોય છે ?"

મણિલાલ ઇન્દુમતિના પ્રેમનો ઉમેદવાર હતો, એ વાતને સુંદરજી ઘણી સારી રીતે જાણી ગયો હતો, એ વિષયમાં ઇન્દુમતિ પાસેથી પણ કાંઇક સાંભળી શકયો હતો. આવી સ્થિતિમાં અત્યારે પ્રતિસ્પર્ધી પ્રેમિકને ઝાંખો પાડવા માટે બીજો એક પ્રેમિક કાંઇ કોશિશ કરે, તો તેમાં અજાયબી પણ શી કહેવાય વારૂ ? સંસારનો સ્વાભાવિક નિયમ જ એવો હોય છે કે, પોતાના જ્ઞાનદ્વારા બીજાને પરાજિત કરીને તેના લાભને દરેક બુદ્ધિમાન કે બળવાન માણસ છીનવી લે છે, તો પછી સુંદરજી જેવો એક યુવક પોતાની પ્રિયતમાની પાસે તેના બીજા પ્રેમિકને પરાજિત કરવાનો પ્રયત્ન કરે, તો તેમાં આશ્ચર્યનો વિષય પણ શો હોઇ શકે ?

મણિલાલે સુંદરજીના પ્રશ્નના ઉત્તરમાં માત્ર એટલું જ જણાવ્યું

કે:—"મહાશય, તમે પોતે જ એ પ્રશ્નનો ઉત્તર આપો. મારાથી તેનો ઉત્તર આપી શકાય તેમ નથી.

સુંદરજીએ કહ્યું કે:—"બહુ સારૂં, જ્યારે તમારી એવી જ ઇચ્છા છે, ત્યારે હુંજ જવાબ આપું છું. પ્રેમ એક અપૂર્વ ઈંદ્રજાળ છે, સ્વર્ગ, પાતાળ, નાના મોટા, સાધુ, અસાધુ, દેવતા, મનુષ્ય, મુનિ, ગાંધર્વ, રાક્ષસ આદિ–વિશ્વચરાચર તમામ એ કૌતુહલને વધારનારા કૌતુકને વશીભૂત છે. એ અસંભવિતને ક્ષણમાત્રમાં સંભવિત કરી દે છે. એની પાસે સહુનાં શિર નમી પડે છે. એ ક્ષણવારમાં લોહને કાંચન કરી દે છે. પ્રેમની તુલના કોઇપણ પદાર્થની સાથે થઇ શકતી નથી. પરમાત્માની પાસે પણ એને પ્રવેશ કરવાની સત્તા હોતી નથી. સર્વત્ર એની ગતિ એક સરખી જ હોય છે. પ્રેમરાજ્યમાં એકજ ઘાટપર વાઘ અને બકરી, વરુ અને ઘેટું પાણી પી શકે છે. સાપ અને નોળીયામાં દોસ્તી બંધાય છે. પત્થરમાં ઉગેલાં કમળપર ફૂલ ખીલેલાં જોવામાં આવે છે. એક જ માળામાં બાજ અને કબૂતર રહી શકે છે. પ્રેમનો પ્રભાવ આવો અદ્દભુત અને અલૌકિક છે. પ્રેમની પ્રભુતા પાસે પરમાત્માને પણ સહાનુભૂતિ પ્રકટ કરવી પડે છે."

ઈન્દુમતિ સુંદરજીના મુખેથી પ્રેમની પ્રભુતાના સંબંધમાં આવી સ્પષ્ટ વ્યાખ્યા સાંભળીને મુગ્ધ થઇ. તેણે ફરીવાર સુંદરજીને ઉદ્દેશીને પૂછ્યું કે:—"પણ એ પ્રેમની ઉત્પત્તિ ક્યારે અને કયી રીતે થતી હશે વારૂ?"

સુંદરજીએ જવાબમાં સ્પષ્ટતાથી જણાવવા માંડ્યું કે:—"સ્નેહ અથવા પ્રેમનો જન્મ ત્રણ પ્રકારે થાય છે. એક તો રૂપના દર્શનથી, એને રૂપથી ઉપજેલો મોહ પણ કહેવાય છે. બીજું ગુણથી, ગુણથી

પ્રીતિનો સંચાર થાય છે, અને પ્રીતિમાંથી સ્નેહનો જન્મ થાય છે, ત્રીજો પ્રકાર એવો છે કે, સંબંધના ગુણથી સ્વામી અને સ્ત્રીની વચ્ચે સ્નેહ બંધાય છે, તે સ્નેહ પણ એક આદર્શ સ્નેહ કહેવાય છે. ”

ઈન્દુમતિએ પૂછયું કેઃ—“ ત્યારે શું ચાહના અને પ્રેમ બેઉ એક જ ગણાય છે ? ”

સુંદરજીએ મણિલાલના તરફ મ્હોં ફેરવીને પૂછયું કેઃ—“ કેમ, મણિલાલ, આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે, તમો એની શી વ્યાખ્યા કરવા માગો છો ? ”

મણિલાલે જવાબ આપ્યો કેઃ—“ હું તો એ વિષયમાં કશું પણ જાણતો જ નથી. ”

સુંદરજીએ સહજ હસીને કહ્યું કેઃ—“ હા, પ્રીતિ અથવા ચાહનાને પણ પ્રેમ કહી શકાય છે. પરંતુ કેટલીકવાર સ્થળપરત્વે ચાહનાને પ્રેમ કહી શકાતો પણ નથી. ”

“ તમારા કહેવાના આશયને હું બરાબર સમજી શકી નથી. ” ઈન્દુમતિએ કહ્યું.

“ સુંદરજીએ કહ્યું કેઃ—“ ભાઈના પર ભગિનીનો જે પ્રેમ હોય છે, તેને ભ્રાતૃસ્નેહ કહેવામાં આવે છે. સંતાન પ્રતિ માતાનો જે સ્નેહ હોય છે, તેને પ્રેમ ન કહેતાં વાત્સલ્ય જ કહી શકાય છે. સારાંશ કે, પ્રીતિ, પ્રેમ, સ્નેહ, ચાહના આદિ સર્વમાં સ્થળપરત્વે અમુક અમુક તફાવત રહેલો છે. ”

ઈન્દુમતિએ કહ્યુંઃ—“ સ્વામીપર પ્રેમ હોય, સ્વામીને ચાહવામાં આવતો હોય અને સ્વામીની ભક્તિ કરવામાં આવતી હોય, તો શું તે સર્વને પ્રીતિ કે ચાહના પણ કહી શકાય ખરી કે ? કે હું ધારું છું

કે, સ્ત્રીઓને તો સ્વામીના ચરણોમાં પ્રેમ–ભક્તિ જ સમર્પણ કરવી જોઇએ. કેમ સુંદરજી, આ બાબતમાં તમારો શો મત છે ? "

સુંદરજીએ કહ્યું:—" એટલે, તમે શું કહેવા માગો છો ? "

" પ્રેમ ભક્તિ તો અન્ય એક જણને જ સમર્પણ કરવી જોઇએ." ઇન્દુમતિએ કહ્યું.

" હું ધારૂં છું કે, તમે તે ભગવાનની જ વાત કરી રહ્યાં છો ખરૂં ને વારૂ ! " યુવકે પૂછયું.

" હા, તેની વાત જ કહી રહી છું. " ઇન્દુમતિએ ધીમા અ-વાજથી જવાબ આપ્યો.

સુંદરજીએ કહ્યું:—" ના, ઇન્દુ, આમ ધારવામાં તમારી કાંઇક ભૂલ થાય છે. કારણકે સ્ત્રીઓનો સ્વામી સિવાય બીજો કોઇ દેવતા છે જ નહિ. માનવ સાન્ત એટલે કે અંતવાળા છે, ત્યારે ભગવાન અનંત અથવા અંત વગરનો છે. સમસ્ત માનવ, અનંતના પ્રેમને હૃદયમાં ધારણ કરી શકતાં નથી, તેથી જ આપણે હિન્દુઓ, અનં-તદેવને અંતવાળો ધારીને તેના રૂપનું ધ્યાન ધરીએ છીએ. વળી સ્ત્રીઓને માટે તો ખાસ ખુલ્લો દેવતા સાન્ત રૂપ સ્વામી જ છે. સ્વામીની ભક્તિ કરવાથી, સ્વામીના ઉપર જ સઘળો પ્રેમ ઢોળો હોવાથી જ, રમણીઓને ઇશ્વરની પ્રેમભક્તિ પ્રાપ્ત કરવા જેટલું ફળ પ્રાપ્ત થઇ શકે છે. સ્ત્રીઓને માટે યજ્ઞ યાગાદિ બીજી કોઇ પણ ક્રિયાઓ કરવાની આવશ્યકતા રહેતી નથી.*

---

× બંગાળાના દાર્શનિક પંડિત સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્યના 'પ્રેમેર વિકાશ' નામના પુસ્તકમાં આ સર્વ વિષયોને વિસ્તાર પુર્વક વર્ણવામાં આવ્યા છે, માટે અમો અમારા બંગાળી જાણનાર વાચકોને એ પુસ્તક વાંચવાની ભલામણ કરીએ છીએ. લેખક.

ઇન્દુમતિએ કહ્યું કેઃ—" સ્વામી દેવતા છે, સ્વામી યાગ તથા યજ્ઞ છે, સ્વામી જ સર્વસ્વ છે, એ સર્વને તો સ્ત્રીઓ બહુ સારી રીતે સમજી શકે છે, પરંતુ હાય ! અનેક સ્વામીઓ તેને સમજતા નથી, તેઓ તે ભક્તના હૃદયમાં અનંત યાતના પ્રજાળાવીને બીજીમાં આસક્ત થઇ જાય છે. જગત્માં એવા પુરુષોનો કાંઇ તોટો જ નથી દૃષ્ટાંત તરીકે અમારા આ ભૂષણાનગરીના ન્યાયાધીશ હરગોવિંદ તથા જમીનદાર નવલવિહારીજ હજી સુધી જીવતા જાગતા છે. તેમની સ્ત્રીઓ મહાસતી અને ધાર્મિક હોવા છતાં, તેઓ અન્ય અબળાઓમાં આસક્ત થઇને તેમનું સત્યાનાશ વાળવા માંડયા છે. હજી હમણાં થોડા વખત પહેલાં જ મારી પ્રિય સખી અંબાલિકાને સુંદરીમોહન નામના એક શરાબી જમીનદારની સાથે લગ્ન કરાવવા માટે એ દુષ્ટ ન્યાયાધીશ તેના પતિ ઇંદ્રનાથને તેના લગ્નના દિવસેજ વિનાવાંકે કેદ કર્યો છે અને તે બિચારો તદ્દન નિર્દોષ હોવા છતાં કારાગૃહમાં સડી રહ્યો છે. નવલવિહારીએ મનોહરા નામની પવિત્ર વારાંગનાના ધર્મને ભ્રષ્ટ કરવા માટે પોતાના કાળા કિલ્લામાં કેદ કરી છે. શું આ પુરુષોનો અત્યાચાર નથી ?"

સુંદરજીએ કહ્યું કેઃ—"તેઓ મૂર્ખ છે, અજ્ઞાની છે. સ્ત્રી અને પુરુષે બન્નેએ એક બીજાના હૃદયને એક કરીને જ આ સંસારમાં વિચરણ કરવા તથા સ્ત્રીધર્મ અને સ્વામી ધર્મ બજાવવા માટે જ ભગવાને સ્ત્રી પુરુષોનો જન્મ આપ્યો છે. જેઓ ઇશ્વરના એ નિયમનું ઉલ્લંઘન કરે છે, તેઓ મનુષ્ય નહિ, પણ જીવતાં જાગતાં રાક્ષસો જ છે. સંસારમાં સ્ત્રીથી પુરુષ શોભે છે અને પુરુષથી સ્ત્રી શોભે છે. જો, સ્ત્રીઓ એમ ધારતી હોય કે, અમારાથી જ સંસાર ચાલી રહ્યો છે અથવા પુરુષો એમ ધારતા હોય કે, અમારાથી જ આ

અવની ટકી રહેલી છે, તો તેમાં તેમની સર્વની ભયંકર ભૂલ થાયછે. જેવો અનુરાગ સ્ત્રીઓ સ્વામી પ્રત્યે રાખે છે, તેવો જ અનુરાગ પુરુષોએ પણ પ્રમદાઓ પ્રતિ અવશ્ય રાખવો જ જોઇએ. જેઓ એ નિયમનો ભંગ કરે છે, તેઓ સંસારમાં કદાપિ સત્ય સુખનો અનુભવ કરી શકતાં નથી. તેમનો સંસાર શૂન્ય બની જાય છે."

"કેમ, એનેજ તમે શ્રેષ્ટ ધર્મ શા કારણથી ગણો છો વારૂ ? યજ્ઞયાગાદિ ક્રિયા અથવા સંન્યાસાદિ આશ્રમ, શું એના કરતાં અધિક શ્રેષ્ઠ નથી વારૂ ?" ઇંદુએ પૂછ્યું.

સુંદરજીએ જવાબ આપ્યો કેઃ—"ના, શ્રેષ્ઠ નથી, સર્વના કરતાં ગૃહસ્થાશ્રમ જ શ્રેષ્ઠ છે. એનાથી જ ભગવાનની અત્યંત પ્રીતિ સંપાદન કરી શકાય છે. સ્ત્રી અને પુરુષનો જે નિઃસ્વાર્થ સ્નેહ, તથા નિષ્કામ સંસાર વ્યવહાર, તે જ ઇશ્વરની પ્રીતિ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન મનાય છે. એટલા માટે જે તે સર્વથી શ્રેષ્ઠ મનાય છે.'

ઇન્દુમતિ યુવક સુંદરજીની આવી વિદ્વતા ભરી વાણી તથા સિદ્ધાંતવાળો વિષય સાંભળીને અત્યંત મુગ્ધ થઇ ગઇ. તેના હૃદયમાં સુંદરજીની સુંદર વાર્ત્તાઓ જાણે સુધા વરસાવવા લાગી. કેટલાક દિવસ પહેલાં મણિલાલના તરફ ઇંદુમતિ અનુરાગિની થઇ હતી, ધીમે ધીમે મણિલાલના સાધુચરિત્રથી, શાન્ત સ્વભાવથી અને ધીમે ધીમી મીઠી વાતોથી તે થોડી થોડી મુગ્ધ પણ થઇ હતી. પરંતુ હવે મણિલાલને તે તેવી ચાહતી નહોતી. મણિલાલ અત્યારે તેની દૃષ્ટિમાં કાંઇક હળવો પડી ગયો હતો. જેવી રીતે સૂર્યની પાસે ખદ્યોત ઝાંખો પડી જાય છે, તેવી જ રીતે સુંદરજીની પાસે મણિલાલ પણ ઇન્દુમતિની દૃષ્ટિમાં ઝાંખો પડી ગયો હતો. મણિલાલ રૂપાળો 'નહોતો, સુંદરજી શરદ્ ઋતુની ચંદ્રમાના પૂર્ણકળા જેવો સુંદર અને તેજસ્વી

હતો. મણિલાલ સારી રીતે કેળવાયલો નહોતો અને સુંદરજીનાથી કોઈપણ શાસ્ત્ર અજાણ્યું નહોતું. મણિલાલને બોલતાં ચાલતાં કે મીઠી મીઠી વાતો કહીને મનુષ્યના મનને મોહિત કરતાં બિલકુલ આવડતું નહોતું, ત્યારે સુંદરજી તે સર્વ વિષયોમાં એક મોટો પંડિત હતો. એ સર્વ જોઈને યુવતી ઇન્દુમતિ શું કરવું અને શું ન કરવું, કોના પ્રેમનો સ્વીકાર કરવો અને કોના પ્રેમનો અસ્વીકાર કરવો, કોને આશાના ઉચ્ચ શિખરપર ચઢાવી દેવો અને કોને નિરાશાની નદીમાં ગબડાવી દેવો, એનો કશો પણ નિશ્ચય જ કરી શકી નહિ. મણિલાલને તેણે પ્રથમથી જ પોતાના પ્રેમની આશા આપી હતી, તેની પાસે પ્રેમાનુરાગની અનેક વાર્તાઓ પણ કરી હતી; તેથી અત્યારે તે કેમ કરીને સરલ હૃદયના અને શાન્ત પ્રકૃતિવાળા મણિલાલને સંબોધીને કહી શકે કે, " હું તને ચાહતી નથી." વળી બીજી તરફ તેનું હૃદય. તેની ઇચ્છાથી વિરૂદ્ધ થઇને, તેની અજાણતામાં જ સુંદરજીના તરફ ખેંચાવા માંડયું હતું હાય! તે બિચારી શું કરે? એવો દિવસ સર્વની જિંદગીમાં એકવારતો અવશ્ય આવ્યો જ હશે-આ સળગતા સ્નેહના સંસારમાં એવો દિવસ સહુને એક દિવસને એક દિવસ આવ્યો જ હશે, કે જે દિવસે ઇન્દુમતિની પેઠે સહુને 'હાય! હું શું કરૂં?' એમ કહેવું જ પડતું હશે! સંસારમાં સ્નેહના જેવી ભયંકર બીજી કોઇ પણ વસ્તુ જ નથી. જગતમાં એવું એક પણ મનુષ્યજ નથી કે, જે એ સ્નેહને સ્વાધીન થયા સિવાય કદાપિ રહી જ શકે."

ઇન્દુમતિ કોઇ કોઇ વેળાયે વિચારતી હતી કે, મણિલાલનું હૃદય, ઘણું જ ભોળું છે, તે મને ઘણો જ ચાહે છે, આ દુનિયામાં તે મારા સિવાય બીજી કોઇ પણ અબળાને ચાહતો જ નથી; માટે

હું તેને જ ચાહીને અથવા તેને જ મારો પતિદેવતા બનાવીને હું આ સંસારના સુખનો લ્હાવો લઇશ; સુખી થઇશ. વળી પાછો તેના મનમાં એવો વિચાર આવતો હતો કે, સુંદરજીના જેવી સુંદરતા, સુંદરજીના જેવા ગુણો, તેનામાં ક્યાં છે? એવી સરસ વાર્તાઓ, એવી શાસ્ત્રની કથાઓ, મને તેનાથી ક્યાં સંભળાવી શકાય તેમ છે. હું તો સુંદરજીની જ થઇશ. સુંદરજીના હૃદયમાં પણ મારા પ્રતિ પ્રેમ ઉત્પન્ન થયો છે, તેનો એકાંતિક અનુરાગ, સર્વદા મારો સહવાસ રાખવાની ઇચ્છા, એ જો તેના પ્રેમને માટે પૂરતું છે. પિતાજી પણ તેને બહુ જ ચાહે છે. સ્નેહ કરે છે. તેથી અમારા બન્નેનાં લગ્નમાં તેઓ કદાપિ અસમ્મત થશે નહિ—મેં સાંભળ્યું છે કે. સુંદરજી અમારા ગુજરાત દેશનો અને અમારી જાતિનો જ છે એટલે અમારા લગ્નમાં કશો વાંધો આવશે નહિ. ત્યારે હવે મારે શું કરવું?

" વ્હાય છે આ જિગર મારૂં પ્રેમી બેને પ્રીતથી;
ધાય છે મૂકી એકને વરવા બીજાને વેગથી;
છે રૂપમાં ને ગુણમાં બેઉ ભર્યા એક રીતથી;
ખેંચી જતા આ દિલને બેઉ જણા બહુ બહુ મથી;
કોની થવું, વરમાળ કોના કંઠમાં આરોપવી;
મમબુદ્ધિ આ કુંઠિત થઇ, સૂઝતું મને કાંઇ નથી. "

મનોહારિણી યુવતી આ પ્રમાણે વિચાર કરી રહી હતી, અને બંને પ્રેમના પ્રતિસ્પર્ધિઓ, તેના ચિંતાથી ગભરાયલા સુંદર મુખ તરફ વારંવાર જોયા કરતા હતા. એ વખતે ત્યાં આગળ યુવતીનો પિતા માણેકલાલ આવી પહોંચ્યો. તેને જોઇને જાણે સહુ ગભરાઇ ગયાં અને પોતપોતાના આસનપરથી ઉઠીને ઉભાં થઇ ગયાં.

મણિલાલે કહ્યું કેઃ—"કેમ મહાશય, આપ અત્યારે દુકાનપરથી આવો છો?"

માણેકલાલે જવાબ આપ્યો કેઃ—" હા, હું દૂકાનમાંથી બહાર નીકળીને મારા મિત્ર તારા પિતાને મળવા ગયો હતો, પરંતુ તેમની ઘણી જ દિલગીરીભરેલી દુ:ખી વાર્તા સાંભળીને હું અત્યારે ઘણા દુ:ખી મનથી અહીં આવ્યો છું. અત્યારે તને આમ શાન્ત તથા બેફિકર રહેલો જોઈને મને ઘણી જ નવાઈ થાય છે, શું તને તારા ઘરપર આવી પડેલી આફતની હજી સૂધી કશી ખબર જ મળી નથી? શું તું તારા ઘરની કાંઇ સંભાળ જ રાખતો નથી? હાય! આજે તમારા સુખના સોના જેવા સંસારમાં એવી અણધારી આફત આવીને ક્યાંથી ઉભી રહી? શો જુલ્મ? કેવો ગજબ!"

મણિલાલનું મુખ આ વાર્ત્તા સાંભળતાંની સાથે જ તદ્દન સુકાઇ ગયું. તેના મનમાં ચિંતાના તરંગો ઉછળવા લાગ્યા. તેણે પોતાના પિતાપર શી આફત આવી પડી હશે, એનો વિચાર કરી ગળગળા સ્વરથી માણેકલાલને ઉદ્દેશીને પૂછ્યું કેઃ—" ના, મહાશય, મને તો હજી સૂધી કશી ખબર જ નથી. આપ શું સાંભળી આવ્યા છો? જે કાંઈ સાંભળી આવ્યા હોય, તે મને જલ્દી કહી દો. મારૂં મન અત્યારે ઘણું જ ચિન્તાતુરં બની ગયું છે? જ્યાં સૂધી આપના તરફથી મને બરાબર જવાબ મળશે નહિ, ત્યાં સૂધી મારા મનમાં કોઈપણ પ્રકારે શાન્તિ વળશે નહિ."

માણેકલાલે જવાબ આપ્યોઃ—" એ આફતને હું ફક્ત સાંભળી આવ્યો છું, એટલું જ નહિ પણ મારી નજરોનજર જોઈ આવ્યો છું. એ આફત કાંઇ નાનીસૂની નથી. પણ ઘણી જ ભયંકર છે. એમાંથી તમારો શી રીતે છૂટકારો થઇ શકશે, એની કલ્પના પણ અત્યારે મારા મગજમાં આવતી નથી. હાય તમારા ભાગ્યમાં વળી શા નવા રંગો જોવાના લખાયા હશે!"

" શું જોઇ આવ્યા છો ? મારા પૂજનીય પિતાને શું કાંઇ દુઃખ થયું છે ? " મણિલાલે પૂછયું.

" ના, તેમને કાંઇ વ્યાધિ થયો નથી; પણ તેમ છતાં પણ અત્યારે તેમના પર જે આફત આવી પડી છે, તે ઘણી જ ભયંકર છે. " માણેકલાલે જવાબ આપ્યો.

" હું તો તેમાંનું કશું પણ જાણતો નથી. માટે મને જલ્દી કહી દો, મારૂં મન ઘણું જ ગભરાઇ ગયું છે. મારા ઘર પર એવી તે શી ભયંકર આફત આવી પડી છે વારૂં ? " મણિલાલે પૂછયું.

" તેમની દૂકાનના દ્વારપર તે ભયંકર લુટારા કાળને પણ કંપાવનારા લાલ છરાનું ચિન્હ જોવામાં આવે છે. લુટારાઓએ તેમની લક્ષ્મીપર તરાપ મારવાનો ઇરાદો કર્યો હોય તેમ જણાય છે. હું નથી જાણી શકતો કે, એનું પરિણામ કેવું વિપરીત આવશે. " માણેકલાલે કહ્યું.

આ સાંભળીને મણિલાલનું આખું શરીર કમ્પી ઉઠયું. મુખ સૂકાઇ ગયું. તે ઘણી જ અજાયબી અને ગભરાયલી નજરથી માણેકલાલના મ્હોં તરફ જોઇને બોલ્યો કેઃ—" તે ચિત્ર જોઇને મારા પિતાજીએ શો ઈલાજ યોજવાનું નક્કી કર્યું છે વારૂ ? "

માણેકલાલે જવાબ આપ્યો કેઃ—" તેઓ ઘણા જ ગભરાયલા માણસની પેઠે હાહાકાર કરી રહ્યા છે. એ ચિન્હ જોઇને કોનું ચિત્ત ચંચળ ન થાય વારૂં ? જ્યાં જિન્દગી આખીની મહેનતે મેળવેલી મિલ્કત નષ્ટ નવા બેસતી હોય, જ્યાં જીવન મરણનો સવાલ આવીને ઉભો રહેતો હોય, ત્યાં કોના મનમાં ભયનો સંચાર ન થાય વારૂ ? જગતમાં જીવન જેવી મૂલ્યવાન વસ્તુ બીજી કોઇ જ નથી. જ્યારે એ જીવનને જ શયતાનો પોતાના અત્યાચારથી નષ્ટ કરવા માગે,

ત્યારે કયા પુરૂષનું મન સ્થિર રહી શકે વારૂ ?"

આ સમયે સુંદરજીએ માણેકલાલના મ્હોં તરફ જોઈને પૂછયું કે:—" આપ જે ચિન્હની વાત કહી રહ્યા છો, તે ચિન્હમાં એવી તે શી ભયંકરતા છે કે જેથી આપનું તથા આ યુવકનું મન આટલા બધા ગભરાટમાં આવી પડયું છે ? વળી તે ચિન્હનું પરિણામ શું આવે તેમ છે, તે પણ મને કહી સંભળાવો. તે છુરાનું ચિન્હ જોઈને મારા મિત્ર મણિલાલના પિતાજી એટલા બધા વ્યાકુળ કેમ બની ગયા છે ? એ ચિન્હ અથવા નિશાનમાં શો ભેદ સમાયલો છે, તથા તેનાથી આપને સર્વને આમ ભયભીત થવાનું શું પ્રયોજન છે વારૂ ?"

માણેકલાલે જવાબ આપ્યો કે:—" ભાઇ, એ નિશાનની ભયંકરતાનું વર્ણન પણ મારાથી કરી શકાય તેમ નથી કારણ કે:—

" એ ચિત્રને જોવા થકી શૂરવીર પણ ગભરાય છે;
નર—નાર નિરખી ચિત્રને મનમાં બહુ મુંજાય છે;
ધન-માનને મિલ્કત બધી બરબાદ સહુની થાય છે;
આશા બધી માનવતણી પળવારમાં પલટાય છે;
બાળો બિચારાં તરફડી માતા—પિતા હીન થાય છે;
અટકાવવા એ જુલ્મને નહિ અન્ય કો ઉપાય છે. "

એ છુરાનું લાલ ચિહ્ન ભૂષણવાસીઓને માટે કરાળ કાળ સમું મનાય છે; એનો પડઘો કાળના મહા દુન્દુભિના કરતાં પણ અધિક ભયાનક છે. દુર્દાન્ત લુટારો મોનાહાતિ જેના દ્વારપર એ ચિત્ર આલેખી જાય છે, તેનો સર્વનાશ થવામાં કશું બાકી રહેતું નથી. થોડા થોડા દિવસના અંતરે દરેક ધનવાન મનુષ્યને ત્યાં એ પાપી લુટારો એ ચિત્ર ચિતરી જાય છે. પત્રમાં તે જે કાંઇ માગે છે, તે તેને આપ્યા સિવાય ચાલી શકતું નથી. જે મનુષ્ય તેના પત્રમાં લખ્યા મુજબ

ચાલતો નથી, તેનું શરીર રસ્તાપર રગદોળાતું જોવામાં આવે છે. સરદાર મોનાહાતિ પોતાનું વૈર લેવામાં અથવા અપમાનનો બદલો વાળવામાં મહા ભયંકર ગણાય છે. આજ સુધીમાં તેણે આ શહેરનાં અનેક માણુસોનો ઘાણ કાઢી નાખ્યો છે, હજારો ધનવાનોને ધૂળમાં મેળવી દીધા છે. જે કોઈ વ્યક્તિ તેના પત્રમાં લખ્યા પ્રમાણે તેને દ્રવ્ય આપવામાં આનાકાની કરે છે, તેનાં ઘરબારને લુંટી લઇને, તેની સ્ત્રીઓને ઉપાડી જઇને, તેનાં બાળકોને રડતાં મૂકીને તે દુષ્ટ દસ્યુ તે વ્યક્તિને ધરાના ધામમાંથી નાબુદ કર્યા સિવાય જંપીને બેસતો નથી. તમારી પાસે ઉભેલા તમારા મિત્ર મણિલાલના પિતાની પણ આજે તેવી જ બુરી હાલત થઇ છે. "

આ વાર્ત્તા સાંભળીને સુંદરજીએ ઘણી જ દિલસોજી દેખાડી. ઇન્દુમતિનું મ્હોં પણ ઘણું જ ફીકું પડી ગયું. મણિલાલના શિરપર આવી પડેલી આપત્તિએ સહુના મનમાં એક પ્રકારની વિષમ વેદનાની જ્વાળા સળગાવી દીધી. માણેકલાલ હવે ત્યાં એક ક્ષણવાર પણ ન રોકાતાં તરતજ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

ત્યાર પછી મણિલાલ, સુંદરજી અને ઇન્દુમતિની રજા માગીને બોલ્યો કે.—" હું હવે મારા પિતાને આશ્વાસન આપવા જાઉં છું. અત્યારે આમ એકાએક ચાલ્યા જવાથી જો મારાથી તમારી પાસે કાંઇ બેઅદબી થતી હોય, તો માફ કરશો. અત્યારની સ્થિતિ અને આપત્તિનો વિચાર કરીને તમો મને અવશ્ય ક્ષમા જ આપશો, એવી મને દૃઢ આશા છે. "

લુટારાની આવી જાલિમ વાત સાંભળીને સુંદરજીની આંખોમાંથી જાણે આગની ચિનગારીઓ વરસવા માંડી. તેણે ગંભીર અવાજથી કહ્યું કે:—" અહા, કેવો અંધાધુંધી વાળો દેશ છે ! ચોર, લુટારા

અને ધાડપાડુઓનો આવો અસહ્ય અત્યાચાર તથા બળાત્કાર મેં મારી આખી જિન્દગીમાં બીજા કોઇ પણ દેશમાં કદાપિ જોયો જ નથી. હાય !

" નથી આ પ્રેમભૂમિ પણ રાક્ષસોની રાજધાની છે;
વિષમ વ્યાધિ અને પોકાર અહીં તો ત્રાસ ભારી છે;
બિચારાં બાળ રડવડતાં હૃદયથી હાય નાખે છે;
બની અબળા પતિહીના સદા આંસૂ વહાવે છે;
નથી આ દેશમાં માયા, બધે અંધાર વ્યાપ્યો છે;
મહા વિકરાળ દસ્યુએ મહા ઉન્માદ મચાવ્યો છે. "

હા, ભગવાન ! શું આ અત્યાચારનો કાંઇ પ્રતિકાર જ નથી ? આ દેશમાં શું કોઇ રાજા જ નથી ? શું આ દેશ મનુષ્યથી સર્વથા વંચિત બની ગયો છે ? એ દુષ્ટ દસ્યુઓનું દમન કરે એવો એક પણ વીર પુરૂષ આ દેશમાં અસ્તિત્વ ધરાવતો નથી ? હાય ! કેવો જુલ્મ ! કેવો ત્રાસ ! જાઓ ભાઈ, ભગવાન તમારૂં કલ્યાણ કરો, આવી પડેલી આફતમાંથી ઉદ્ધાર કરો. મારા શરીરનું સઘળું લોહી રેડવાથી પણ જો તમારૂં કાર્ય થઇ શકતું હશે, તો હું તેમ કરવામાં પણ કદાપિ પાછો પડીશ, ઘેર ગયા પછી જો તમને મારા લાયક કાંઇ પણ કામકાજ જણાય તો મને જરૂર ફરમાવજો. "

તેનાં આવાં મધુર તેજવાળાં મિત્રતાનાં વચનો સાંભળીને મણિલાલ મોહિત થયો. ઇન્દુમતિ પણ મુગ્ધ થઈ. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે, અહા કેવું ઉદાર હૃદય છે. આવું ઉદાર હૃદય હું ધારૂં છું કે, આખા જગતમાં બીજું એક પણ નહિ હોય. આ હૃદયની સાથે જે હૃદય વિનિમય કરી શકે તેમ નથી, તેનો મનુષ્યાવતાર જ અફળ છે. બસ.

"હૃદયનું દાન આપીને કરૂં ભરથાર હું મારો;
ચરણુ સેવા સ્વીકારીને કરૂં ભરથાર હું મારો;
થયો છે રાજવી મારો, હૃદયના રાજ્યનો પ્યારો;
લગાડી મોહની મુંજને બન્યો છે આંખનો તારો;
પૂજીશ હું દેવની પેઠે ચઢાવી પ્રીતિના હારો;
થશે એ નાથ મારો તો સફળ અવતાર છે સારો,"

પણ આ બિચારા મલિન મુખવાળા મણિલાલનું શું થશે? એ સરલ હૃદયનો મણિ મને શી રીતે વિસરી શકશે? મારા વિના તેનાથી કેમ કરીને રહી શકાશે?"

મણિલાલ પણ ઇન્દુમતિને ચાહતો હતો, તેના મનમાં ઇન્દુમતિને મેળવવા સિવાય બીજી કોઇ પણ રમણીને મેળવવાની આશાજ નહોતી. જ્યારે તે જવાને તૈયાર થયો, ત્યારે ઇન્દુમતિ પણ તરત જ એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના ત્યાંથી ચાલી ગઇ.

મણિલાલ વિદાય લઇને ઇન્દુમતિના મકાનમાંથી બહાર નીકળી રહ્યો હતો, એવામાં બાજૂના ઓરડામાંથી હાથનો ઇશારો કરીને ઇન્દુમતિએ તેને પોતાની પાસે બોલાવ્યો. મણિલાલ પાછો ફરીને તે મકાનમાં દાખલ થયો. ત્યાર પછી તે ઈંદિપર જેવાં સુંદર લોચનવાળી લલનાના, પ્રેમમયી પ્રિયતમાના—ઇન્દુ જેવી ઇન્દુના મુખ તરફ જોઇને બોલ્યો કે:—"કેમ, શું કહે છે, ઇન્દુમતિ!

ઇન્દુમતિએ કહ્યું કે;—"હું તમને આમ મલિન કેમ જોઇ રહી છું, મણિલાલ?"

', મારા પર આજે જે આફત આવી પડી છે, તેના સમાચાર સાંભળીને જો મારૂં મ્હોં મલિન ન થઇ જાય, તો પછી બીજા શા કારણથી મલિન થાય વારૂ?" મણિલાલે જવાબ આપ્યો.

"ના, મણિકાન્ત, આવું ન બોલો. જ્યારથી તમો મારા ઓરડામાં આવીને બેઠા હતા, ત્યારથી જ હું તમારા મુખપર નિરાશા અને મલિનતાની છાયા છવાયલી જોઇ શકી હતી. મારી પાસે તમે છળ–કપટ કરશો નહિ, કહો શું થયું છે? તમારા મનમાં જે કાંઇ હોય તે મને કહી સંભળાવો. જો જો, મારાથી કશું પણ છુપાવશો નહિ."

ઈન્દુમતિ મણિલાલને મણિકાન્તના નામથી બોલાવતી હતી, માટે હવેથી અમો પણ એને મણિકાન્તના નામથી અમારા પાઠકોને ઓળખાવીશું તો, તે અનુચિત તો નહિ જ ગણાય. મણિકાન્તે જવાબ આપ્યો કે:—"છળ–છળ એટલે શું, એને હું હજી સુધી જાણતો જ નથી, ઇન્દુ. મારી બુદ્ધિ તેના જેવી ચપળ નથી. હું મીઠી મીઠી વાતો પણ કહી શકતો નથી, મને વાકચાતુરી કરતાં પણ આવડતી નથી. હું તો સીધી–સાદી વાત જાણું છું. તેમ છતાં પણ તારી પાસે હું છળ–કપટ શા માટે કરૂં? જેને માટે મારૂં મન આટલું બધું ખરાબ થઇ ગયું છે, જેને માટે મારૂં મન અતિશય મ્લાન "થઇ" ગયું છે, તેનું કારણ માત્ર તું પોતે જ છે. તું મને ભૂલી ગઇ છે, ઇન્દુ! તને યોગ્ય પતિ મળી ગયો છે, તને તારા યોગ્ય પંડિત પ્રાપ્ત થયો છે, એક સારો વક્તા તને આવી મળ્યો છે, માટે હવે તું મને શી રીતે સ્મરણમાં રાખી શકીશ? પરંતુ ચિંતા નહિ, તું મને ચાહે અથવા ન ચાહે એની મને કશી પણ પરવા નથી. હું તો તારા ચરણોમાં જ મારૂં સર્વ હૃદય સમર્પણ કરી ચૂક્યો છું. આ જિન્દગીમાં તારા વિના બીજી કોઇ પણ વનિતાની સાથે લગ્ન કરીને હું સંસાર સુખનો આનંદ ભોગવવા ઇચ્છતો જ નથી. ઇન્દુ! મારી ચિંતાનું કારણ

તારા સિવાય બીજું કશું પણ નથી. મારી મિલ્કત ફના થવા બેઠી છે, એથી મારા મનમાં જે દારુણ વેદના સળગી ઉઠી છે, તેના કરતાં પણ વધારે વેદના તારા માટે મારા મનમાં ઉત્પન્ન થઇ છે. તું જ મારી જિન્દગીનું નૂર છે, હૃદયનો આરામ છે.

" સંસારમાં તારા વિના નહિ સુખનું કંઇ સ્થાન છે;
આ જિગર મારૂં રૂપ તારામાં સદા ગુલ્તાન છે;
છે તારા માંહિ એક વસ્તુ એવી, તુલના તેની નથી;
તું સ્વામિની ગુણની તથા આનંદનો આધાર છે. "

ઇન્દુમતિ ઘણીવાર સુધી ઉદાસ નેત્રે મણિકાન્તના મુખ તરફ જોઇ રહ્યા પછી બહુ જ ધીમા અવાજથી બોલી કે:—" હું સુંદરજીની સાથે વાતચીત કરવાનું તથા તેની મીઠી મીઠી વાતો સાંભળવાનું બહુ જ પસંદ કરૂં છું. તે ઘણો જ બુદ્ધિમાન પંડિત છે. મેં અત્યાર સુધી એના જેવો છટાથી બોલનાર પુરુષ બીજે ક્યાંય પણ જોયો જ નથી. "

મણિલાલે કહ્યું કે:—" પણ તું એ સુંદરજીને જેટલો વિદ્વાન ધારે છે, તેટલો વિદ્વાન હું ધારી શકતો નથી. મારી આ ધારણામાં મારાથી કદાચ કાંઇ ભૂલ થતી હોય, તો મને માફ કરજે. પરંતુ મને તો જણાય છે કે, તારા મનમાં તેના મુખથી કેવળ શાસ્ત્રની કથાઓ સાંભળવા ઉપરાંત પણ બીજી કાંઇક વાસના ઉભરાઇ આવી છે. તારૂં હૃદય પ્રથમના જેવું સ્થિર જણાતું નથી, અત્યારે તે ડામાડોળ થઇ ગયું હોય, એમ તારા મુખનો ભાવ જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે. ઇન્દુ ! હું નથી સમજી શકતો કે, એકાએક એક પુરુષના સામાન્ય સહવાસમાં જ આવવાથી તારૂં હૃદય આટલું બધું બદલાઇ કેમ ગયું છે. શું તું એના રૂપમાં મોહિત થઇ છે ! હા—હા,

મને તો એમ જ લાગે છે. રૂપનો પ્રભાવ જ કાંઇક અલૌકિક છે. મોહ મનુષ્યના મનુષ્યત્વને હરણ કરનાર છે, રૂપ માનવ હૃદયને અસ્થિર કરનાર છે. ઇન્દુ! તું તારા જિગરની માલિક છે, તારા હૃદય-રાજ્યના સિંહાસનપર ગમે તે પુરુષને પ્રતિષ્ઠિત કરવાને સ્વતંત્ર છે, પણ તેમ છતાં પણ એ સિંહાસનને યોગ્ય પુરુષ શોધવામાં એકદમ ઉતાવળ કરીશ નહિ. રૂપના કૂપમાં પડીને જિન્દગીને ધૂલ કરીશ નહિ."

ઇન્દુમતિએ કહ્યું:—"હા, મણિકાન્ત, તમારી ધારણા અમુક અંશે ખરી છે. મારા મનની સ્થિતિ અત્યારે કાંઈક અસ્થિર જ થઇ ગઇ છે. હું એની પાસે રહીને બહુ જ સુખી થઇ છું. એનાં એક એક વચન અમૃતના પ્રવાહની પેઠે મને તૃપ્ત કરે છે. એનું આપેલું એક એક દૃષ્ટાંત મારા મનમાં અદ્ભુત આનંદની ધારા રેડી રહ્યું છે. એના મુખપર નિરંતર ઝળકયા કરતી પ્રસન્નતાની છાયાએ મને એનામાં વિમોહિત અને વિમુગ્ધ કરી દીધી છે."

"હવે તારે એમ કહેવાની શી જરૂર છે? હું તારા મનોભાવને પ્રથમથી જ જાણી ચૂકયો છું. મારૂં કપાળ ફૂટી ગયું છે, મારા ભાગ્યના સિતારા અંધકારની કાળાશમાં છુપાઈ ગયા છે.

"છવાયો ભાગ્યનો ભાનુ મહા અંધારથી આજે;
મહા ગગડાટ આફતનો હવે છે વેગથી ગાજે;
થયું છે શુષ્ક જીવન ને બધી આશા દબાઈ છે;
પ્રિયા મારી મને ત્યાગી બની આજે કસાઇ છે;
હવે એ રોષનું ખંજર નહિ સ્હેવાય મારાથી;
થશે બીનું જિગર મારૂં હવે તો રક્તધારાથી."

જો તેમ ન હોય તો જો ઇન્દુ મને આવેલો જોઇને મહા

આનંદથી ઘરના દ્વાર સુધી મને લેવા માટે સ્હામી આવતી હતી, મને વળાવવા માટે ઘરના દરવાજા સુધી બહાર આવતી હતી તે આવી નિષ્ઠુર કેમ બની જાય ? જે ઇન્દુ મને કેટલીક મીઠી મીઠી વાતો સંભળાવતી હતી, એકાંતમાં બેસીને પ્રેમકથાઓ કહેતી હતી, તે અત્યારે આવો રોષ લઇને શા માટે બેસે ? ઈન્દુ ! હું તારા હૃદયના ભાવોમાં કાંઇક પરિવર્તન થયેલું અવસ્ય જોઇ શકું છું, પણ કેવળ તને કોઇ પણ પ્રકારનું દુઃખ ન થાય, એટલા માટે જ આમ ચૂપચાપ ચાલ્યો જાઉં છું." મણિકાન્તે જવાબ આપ્યો.

ઇન્દુમતિ એક ઉંડો નિઃસાસો મૂકીને બોલી કે:—" ખરૂં કહો છો, મણિલાલ, પ્રથમ હું તમને વાતો સંભળાવીને હસતી હતી, તમને દરેક વાત સંભળાવીને સમજાવી દેતી હતી, પણ હવે તો હું ઉલટી વાતો સાંભળાને મુગ્ધ થઇ છું. તેમાં અને તમારામાં ઘણો તફાવત છે. આજે હું જાણી શકી છું કે, મારી પંડિતાઈનો ગર્વ ગળી ગયો છે."

" ત્યારે શું તું મને ખરેખર નિરાશ જ કરીશ, ઇન્દુ ? હવે શું મારે તારી કશી પણ આશા જ ન રાખવી ? મારી બધી આશાને નિરાશાના રૂપમા પલટાવી નાખવી ?" મણિકાન્તે પૂછ્યું

"મને થોડોક વખત આપો. આ કાર્ય એકદમ ઉતાવળ કરવાથી બની શકતું નથી. મેં હજુ સુધી મારા ચિત્તને કોઇની પાસે પણ વેચ્યું નથી. પણ હા, મેં એટલો નિશ્ચય તો અવશ્ય કરી રાખ્યો છે કે તમારા અથવા સુંદરજીના સિવાય હું બીજા કોઇ પણ પુરુષને મારા પતિ તરિકે કબૂલ કરી શકીશ નહિ. હજી સુધી તમારા બન્નેમાંથી કોને મારા સૌભાગ્યનો આધાર બનાવીશ, એ વિષયમાં હું કશું પણ નિશ્ચિત કરી શકી નથી, અરે, સમજી પણ શકી નથી. મારો

ખરો પ્રેમી કોણ છે, એની મને કશી ખબર પડતી નથી."

મણિલાલ એક પ્રકારનું મૃદુ અથવા અતલનો સ્પર્શ કરનારું ધીમું હાસ્ય કરી, ઉંડો નિઃશ્વાસ મૂકી ઘણા જ નિરાશ મનથી બોલ્યો કેઃ—"સુંદરજીની તુલનામાં હું અવશ્ય પરાજિત જ થઇશ, એવો મને દૃઢ વિશ્વાસ છે. કારણ કે, હાવ, ભાવ, ચાતુરી આદિ હું કશું પણ જાણતો જ નથી. મનુષ્યના મનને મોહિત કરે તેવી મીઠી વાતો પણ મને આવડતી નથી. શાસ્ત્ર કે ધર્મના ગ્રંથોનો પણ મને કશો અભ્યાસ નથી. આ સર્વ કારણોથી કેવળ તારો અનુગ્રહ એજ મારી આશાનો આધાર થઇ પડયો છે. જો તું તારી કૃપા નહિ દર્શાવે તો હું તને મેળવવાને કદાપિ ભાગ્યશાળી થઈ શકીશ નહિ."

તે વખતે ઇન્દુમતિ કાંઇક વિચાર કરી રહી હતી. મણિલાલને બોલતો બંધ થયેલો જોઇને તેણે અસ્થિરતાથી કહ્યું કેઃ—"તમારા ઘરપર લૂટારાઓ ધાડ પાડવાના છે, એ વાત સાંભળીને સુંદરજીના મુખપર કેવી વીરતા અને ગર્વ ભરેલી તેજસ્વિતા ઝળકી આવી હતી, તેના મુખમાંથી નીકળેલો પ્રત્યેક શબ્દ આપણા હૃદયપર કેવી સચોટ અસર કરતો હતો.? તેના ક્રોધથી કમ્પતા હોઠ કેવા મનને મુગ્ધ કરી રહ્યા હતા? પણ એ વખતે તમારી શી દશા થઇ હતી? તમે પણ નવયુવક છો, છતાં પણ જાણે રમણીની પેઠે, જડની પેઠે મારા પિતાના મ્હોં સ્હામું તાકીને જોઈ રહ્યા હતા. સુંદરજી પંડિત હોવાની સાથે મહાવીર પુરુષ પણ છે. તમારામાં પાંડિત્ય નથી તેમ જ વીરતાનો રંચમાત્ર પણ નથી. સુંદરજીની સાથે તમારી સરખામણી જ થઇ શકે તેમ નથી."

હું મોટા બણુગાં ફૂંકી, આસ્માનને તોડી નાખે તેવી વાતો

કરવાનો ખોટો આડંબર બિલ્કુલ પસંદ જ કરતો નથી. જેઓ ખરા વીરજનો હોય છે, તેઓ તો મૂંગે મોઢે ફક્ત કાર્ય જ કરી બતાવે છે. આત્મપ્રશંસા કરવામાં વીરતા સમાયલી નથી.

"છે વીર નર જે વિશ્વમાં મુખથી કદી વદતો નથી;
નિજ માન કે શક્તિ તણાં બણગાં કદી ફુંકતો નથી;
આવી પડે જો આપદા તેથી જરી ડરતો નથી;
એ આપદા સંહારવા હિમ્મત કદી હરતો નથી;
મુખથી વદે જે માનવી, કામો કદી કરતો નથી;
છાનો રહે જે વીર તે, મૃત્યુ થકી ડરતો નથી."

આ સાંભળીને ઇન્દુમતિએ કહ્યું:—"તેમ છતાં પણ હું પુરુષના પુરુષોચિત કાર્યને બહુ જ પસંદ કરૂં છું. મને સંપૂર્ણ શ્રદ્ધા છે કે, સુંદરજી એક વીર પુરુષ જ છે. તેનું મુખ, બોલવાની છટા વગેરે બધું તેની વીરતાને સાબીત કરી આપે છે."

"હું જ્યાં ત્યાં મારાં ખોટાં બણગાં ફૂંકવાને નારાજ છું. આત્મપ્રશંસાપર મને સખ્ત નફરત છે. પણ—હા. જો પ્રસંગ આવે તો સર્વથી પ્રથમ હું મારૂં માથું આપવામાં લેશમાત્ર પણ કુંઠિત થાઉં તેમ નથી. મારા મનમાં મેં દઢ નિશ્ચય કરી રાખ્યો છે કે.

"જગતમાં જન્મ લીધો છે નકી દિન એક મરવાને;
જવાનું છે જગત્ છોડી મરણને શર્ણ ઠરવાને;
નથી આ વિશ્વની માયા સદા સ્થાયી જ રહેવાની;
નથી આ કાચની કાયા અમરપટ્ટો લખાવાની;
ફના સંસારના ખેલો સદા દિન એક થાવાના;
જહાંના રાયને રંકો મરણને શર્ણ થાવાના."

તો પછી હું કાયરતાને શા માટે હૃદયમાં સ્થાન આપું? મરણ

જેવી શાશ્વત વસ્તુથી શા માટે ડરૂં ! પણ–ઇન્દુ ! હૃદયમાં પ્રત્યેક કામ કરવાની હામ હોય, તો પણ તેને મુખથી વદી નાખવામાં કશો સાર જ નથી. શું કુરુક્ષેત્રમાં કંપનો આવિર્ભાવ કરનાર મહાવીર ભીષ્મ કોઇપણ સ્થળે પોતાની વીરતાના બણગાં ફૂંકવાને ગયા હતા ખરા કે ?"

" તમારી આ વાર્ત્તા ખોટી નથી. પરંતુ સુંદરજીના જેવું પુરુષોચિત કાર્ય તો ઊંચી કોટિનાં માણુસો જ કરી શકે છે. જેઓ દશ પંદર માણુસોને પોતાના તાબામાં રાખતા હોય, દશ પંદર જણુપર હકુમત ચલાવતા હોય, તેમને તો આવા વીરતાવાળાં વચનો અવશ્ય બોલવાંજ જોઇએ, વીરતાનો દેખાવ જરૂર દેખાડવો જોઇએ, પણુ તમે જે કાંઈ કહી રહ્યા છો તે તો હાથતળેનાં–તાબાનાં માણુસોના મોઢામાં શોભી શકે તેવાં છે." ઇન્દુમતિએ કાંઇક કટાક્ષવાળાં વચનો કહી સંભળાવ્યાં.

આ સાંભળીને એક ઊંડો નિઃસાસો મૂકી મણિકાન્તે કહ્યું કેઃ—" ઇન્દુ હું એ બધું બહુ સારી રીતે જાણું છું; પણુ તેમ છતાં પણુ તારી આશાનો ત્યાગ કરી શકતો નથી. મારામાં બીજો કોઇ ગુણુ જ નથી. જો ફક્ત અલંકાર વગરનું હૃદય લઇને તારા પ્રાણુની અને પૂજા કરવા દઇશ, તોજ મારી આશા જીવી શકશે, નહિ તો નિરાશાના રૂપમાં બદલાઈ જશે. અરે કેવળ આશા જ નહિ, પરંતુ મારી સર્વ વાસના, પ્રવૃત્તિ, ઇચ્છા, સુખ, સ્વચ્છંદતા આદિ નષ્ટ થઇ જશે, મારી આંખોમાંથી આંસુના પૂર ઉભરાવા માંડશે. તને જેમ યોગ્ય લાગે તેમ કરજે, તારા હૃદયપર બળાત્કાર કરીને મને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરીશ નહિ. હું તને જોર જુલ્મથી મારી ભાર્યા કરવા માગતો નથી, બળાત્કારે તારી પ્રીતિ પ્રાપ્ત કરવા ઈ-

અજતો નથી. તને ત્રાસ આપવાની મારી ઇચ્છા જ નથી. પણ તે સાથે તું અવશ્ય યાદ રાખજે કે, તારા સિવાય હું આ સંસારમાં બીજી કોઇ પણ પ્રેમદાની સાથે પ્રેમ કરીશ નહિ, અન્ય કોઇ પણ અબળાને મારી અર્ધાંગનાનું સ્થાન આપીશ નહિ. જો મને તારી સાથે લગ્ન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે, તો જ હું લગ્નના બંધનમાં બંધાઇશ નહિતો આખી જિન્દગીને બ્રહ્મચર્યાવસ્થામાં જ વીતાડીશ. તારા વિના હું સંસાર સુખને સંપાદન કરવાનો પ્રયત્ન પણ કરીશ નહિ."

ઇન્દુમતિએ કહ્યું કેઃ—" હા, મનના ઉપર કોઇ પણ મનુષ્યનો અધિકાર નથી, એ તમે ઠીક જ કહો છો. મને હજી બીજા કેટલાક દિવસનો અવસર આપો, હું તમને થોડા દિવસ પછી મારો મનનો ભાવ અવશ્ય વ્યક્ત કરીશ."

ઘણા જ દિલગીરી ભરેલા મુખથી નિરાશાનો ઉંડો નિઃસાસો નાખીને મણિકાન્ત પ્રિયતમાના ઘરમાંથી બહાર નીકળ્યો અને એકદમ પિતા પાસે જવા માટે રવાના થયો.

આ તરફ ઇન્દુમતિ તે ઘરમાંથી બહાર નીકળીને જે ઘરમાં તેનો પિતા બેઠો હતો, ત્યાં જઇને ઉભી રહી. પિતાને અત્યારસૂધી મલિનમુખથી ચિંતા કરતો જોઇને તેણે ઘણા જ સ્નેહભર્યા સ્વરથી પૂછ્યું કેઃ—" પિતાજી, આપ અત્યારે શા વિચારમાં ગુંથાઈ ગયા છો, આપના મુખપર ચિંતાની છાયા શાથી છવાઈ ગઇ છે?"

માણેકલાલે સૂકાયલા મુખથી જવાબ આપ્યો કેઃ—" બેટા, ચિંતાની વાત જ શા માટે પૂછે છે? આજકાલ ભૂષણપુરીમાં જે અંધાધુંધી ચાલી રહી છે, જુલ્મ, દગો, પ્રપંચ, મારામારી, ખૂનરેજી, ચોરી અને લૂટફાટના એક પછી એક જે અનેક અદ્ભુત બનાવો

બનતા જાય છે, એ જોઇને કોને રડવું ન આવે વારૂ ? આ વ્યાપાર વાણિજ્યને માટે નંદનકાનન સમાન ગણાતી મહાનગરી અત્યારે શ્મશાન સમાન વેરાન અને ઉજ્જડ બનવા માંડી છે, પ્રજાનો પીડાજનક પોકાર કાળજાં કંપાવી રહ્યો છે, એ સર્વ જોતાં કોની આંખોમાંથી આંસુ ન ઉભરાઈ જાય વારૂ ? હવે આરામ લેવાના દિવસો સ્વપ્નસમા થઈ પડ્યા છે અને કેવળ ચિંતા કરવાના તથા આંખમાંથી આંસુ વહાવવાના દિવસો જ આવી લાગ્યા છે. આવી સ્થિતિમાં આપણે સામાન્ય માણસો આપણી સાધારણ શક્તિ વડે શું એ અત્યાચારને કોઇ પણ પ્રકારે અટકાવી શકીએ તેમ છીએ ખરા કે ? તેમ છતાં પણ મને વારંવાર એવી ઇચ્છા થઇ આવે છે કે, જો મારૂં સર્વ બળ, સમસ્ત શક્તિ અને સઘળી મિલ્કતના બદલામાં જો ભૂષણાનગરીનું કાંઇ પણ કલ્યાણ થઈ શકતું હોય, અરે, ભૂષણાનગરીના એક પણ કુટુંબનું કાંઇક પણ ભલું થઇ શકતું હોય, તો તેમ કરવાને પણ હું તૈયાર છું. મારાથી ગરીબોની હાય્ જોઇ શકાતી નથી. મારા સાંભળવા પ્રમાણે સૂરત તથા અમદાવાદમાં પણ સામન્તરાય નામના જબરદસ્ત જુલમી લૂટારાએ પણ કાળો કૅર વર્ત્તાવવા માંડ્યો છે. હું નથી સમજી શકતો કે હિન્દુસ્તાન દેશની દશા શી થવા બેઠી છે. રાજ્યલોભી ઔરંગઝેબના અત્યાચારથી શાહજહાં જેવો સમ્રાટ્ મરણ પથારીએ પડ્યો છે અને આખા હિન્દમાં ત્રાહિ ત્રાહિના પોકારો સંભળાવા માંડ્યા છે. મારી ધારણા પ્રમાણે તો સહુથી પહેલાં એ લૂંટારાઓને જ નાબૂદ કરવાની ખાસ જરૂર છે, પણ તેવો વીર પુરુષ જ ક્યાં છે ? ભીષ્મ અને કૃષ્ણનાં સંતાનો આજે નિર્વીર્ય બની ગયાં છે, સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવનાર ભારતભૂમિ અત્યારે માંહોમાંહેના કુસંપથી પાયમાલ થવા બેઠી છે, પિશાચોનું પરિબળ પ્રબળ પ્રમાણમાં

વધી પડયું છે. સર્વત્ર નિરાશાના પોકારો થતા જ સંભળાય છે.

" જે વીરતાના મંત્રથી ધરણી બધી ધ્રુજાવતા; "
પાપો પ્રજાળી પુણ્યથી વીરતા બહુ દર્શાવતા;
શૂરવીરતાના શસ્ત્રથી આકાશને કંપાવતા;
જુલ્મી જનોના જુલ્મને જેઓ સદા સંહારતા;
એ આર્ય બાળો ત્રાસને પીડા વિશે આવી પડયાં;
નિર્વીર્ય થઇ આજે સહુ ભર ઉંઘમાં આવી પડયાં."

પિતાના હૃદયમાં આપેલા વિશાળ સ્વદેશપ્રેમને જોઇને ઇન્દુમતિને ઘણો જ આનંદ થયો. તેણે પિતાને ઉદ્દેશીને પૂછયું કેઃ—" હું ધારૂં છું કે, આપ કદાચ આપના મિત્ર મણિકાન્તના પિતાના ઉપર આવી પડેલી આપત્તિથી દિલગીર થઇને જ આ સર્વ હૃદય-જ્વાળાને પ્રકટ કરી રહ્યા હશો ? આપની વાર્ત્તા સાંભળીને મને પણ ઘણી જ દિલગીરી થાય છે. દેશની સ્થિતિ, સમાજની સ્થિતિ અને રાજ્યની સ્થિતિનો વિચાર આવતાં પ્રત્યેક મનુષ્યના પ્રાણ કંઠે આવી જાય તેમ છે. હું પણ આ આપત્તિમાંથી આપણા દેશનો કયારે ઉદ્ધાર થશે, એ વિષયમાં કશી પણ કલ્પના કરી શકતી નથી. "

" ઘેર ઘેર આવી આફત આવી પડી છે. ' જેના હાથમાં તેના મ્હોંમાં' અને મારે તેની તલ્વાર" એ ઇન્સાફે આજકાલ આખો દેશ પાયમાલ થઇ રહ્યો છે. "

બીજા કોઇને ત્યાં પણ લૂંટારાઓએ આવો પત્ર મોકલ્યો છે ખરો કે ?" ઇન્દુએ પૂછયું

" હા, એ દાનવ દસ્યુએ ગઇ કાલે અહીંના વિખ્યાત જમીનદાર નવરત્નના મહેલના દ્વારપર પણ એ રાક્ષસી છરાનું ચિન્હ ચિતરીને તેની સાથે મોતનો પયગામ પણ મોકલી આપ્યો છે. એ

લૂટારાઓ જ ફક્ત અત્યાચાર ચલાવતા નથી, પરંતુ અનેક મોટા મોટા અમલદારો પણ તેમાં ભાગ લે છે. મારા સાંભળવા પ્રમાણે અહીંનો કાજીસાહેબ તથા હરગોવિંદ શાસ્ત્રી પણ એ શયતાની ટોળામાં મળી ગયો છે. તેમના ઉત્તેજનથી જ રતનદાસ તથા મોનાહાતિ નામના બન્ને લૂટારાઓ આવા જાલિમ જુલ્મો ગુજારી રહ્યા છે. તે ઉપરાંત બીજા ઘણા ઘણા લૂટારા વસે છે અને તેઓ સમાજમાં રહીને જ લૂટફાટનો ધંધો ચલાવે છે. નવરત્નના દ્વારપર જે ચિત્ર આલેખવામાં આવ્યું છે, તેમાં ન્યાયાધીશ હરગોવિંદનો જ મુખ્યત્વે હાથ રહેલો છે, કારણ કે, નવરત્ને એને ધાર્મિક વારાંગના મનોહરાપર અત્યાચાર કરતો અટકાવ્યો છે, એનું વૈર વાળવા માટે એણે તથા પાપી જમીનદાર નવલવિહારીએ લૂટારા સરદાર મોનાહાતિ સાથે મળીને આ કારસ્થાન કરેલું છે. લોકોનો સર્વનાશ કરવામાં કામાંધ, દુરાચારી, લક્ષ્મીલોભી હરગોવિંદ જ મોટો ભાગ ભજવી રહેલ છે. લૂટારાઓ તો બિચારા ભલા માણસો છે, પણ તેમને શયતાન બનાવનારા હરગોવિંદ જેવા બદનામધારક અધિકારીઓ જ છે. એ અધિકારીઓ જ્યાં સુધી દેશપર સત્તા ભોગવશે, ત્યાં સુધી દેશમાં શાંતિ કે સુખ કદાપિ મળી શકશે નહિ.” આણેકશાલે કહ્યું.

“હરગોવિંદે એવો બીજો કોઈ પણ અત્યાચાર કર્યો છે ખરો કે ?” ઇન્દુમતિએ પૂછ્યું.

“અરે, એ અધમના અત્યાચારોની સીમા જ ક્યાં છે ? હજી હમણાં એકાદ વર્ષ પહેલાં જ પંડિત કામદેવના એક અતિ સજ્જન અને ચારિત્ર્યવાન ઇંદ્રનાથ નામના એક મુનીમને એ પાપાત્માએ વિનાવાંકે કેદ કર્યો હતો અને રીબાવી રીબાવીને તેને બિચારાને અધમુઓ કરી દીધો હતો. ત્યાર પછી કેદખાનામાં જ તે બિચારાનો

સર્પ ડંસવાથી કાળ આવ્યો હતો. ત્યાર પછી તેના પિતા—ના—ના, પિતા નહિ, પણ પોષણ કરનાર પિતા પણ એના શોકમાં ને શોકમાં માર્યો ગયો હતો. ઇંદ્રિનાથનો પાલક પિતા તેનો ખરો પિતા ન હોવા છતાં પણ તે તેને પોતાનો પિતા જ ધારતો હતો અને 'પિતા' કહીને જ બોલાવતો હતો. એ ઉપરાંત રામચરણ નામના એક ગરીબ વૃદ્ધની કન્યા મેના તથા બીજી ત્રણ ચાર કન્યાઓનું હરણ કરાવવામાં હરગોવિંદનો જ હાથ હતો, એવું સર્વ સ્થળે સંભળાય છે. આ સિવાય તેણે તથા કાજીસાહેબે કોણ જાણે કેટલાએ છુપા જુલ્મો કર્યા હશે, એ જુલ્મોને કોનાથી જાણી શકાય તેમ છે ? શાહ સમશીરખાંના ધર્મનિકેતનમાં પણ ધર્મને બહાને જે ધતીંગો ચાલી રહ્યાં છે, તેનાથી પણ તું જાણીતી જ છે, એટલે હવે તારા મનમાં જ વિચારી જો કે, હવે આ ભૂષણાનગરીમાં અને પિશાચપૂરીમાં શો તફાવત છે ? અત્યારે સર્વ દેશોમાં લૂટારાનો જે જુલ્મ વધી પડયો છે, તેમાં અમલદારો અને રાજ્યના માણસોનો જ મોટે ભાગે દોષ હોય, એમ જણાય છે, તેમના ઉત્તેજનથી જ સર્વત્ર કાળો કેર વ્યાપી ગયો છે."

"પણ, જ્યારે તેના પાલક પિતા અને તેની વચ્ચે પિતાપુત્રનો સંબંધ હતો અને ઇંદ્રિનાથ તેને પોતાનો ખરો પિતા જ જાણતો હતો, ત્યારે આપ શી રીતે જાણી શકયા કે, ઇંદ્રનાથ તે તેમા પાલક પિતાનો પુત્ર જ નહોતો વારુ ?" ઇન્દુમતિ એ પૂછ્યું.

"એવામાં એક સંન્યાસી આવ્યો હતો, તે જ પંડિત કામદેવને તે વાત કહી ગયો હતો તથા તેના હાથમાં એક શીલબંધ પત્ર આપીને કહી ગયો હતો કે;—" જો કોઇ પણ વેળાયે ઇંદ્રિનાથના વંશનો પરિચય મેળવવાની જરૂર પડે, તો આ લિફાફામાંથી તે સંબંધી

બધી હકીકત લખેલો એક પત્ર મળી આવશે અને એ પત્ર વાંચવાથી ઈંદ્રનાથનો પરિચય સહજમાં જ સર્વના જાણવામાં આવી જશે. ”

“ઇંદ્રનાથ જ્યારે મરી ગયો છે, ત્યારે હવે તેનો પરિચય મેળવવાની શી જરૂર છે”? ઈન્દુમતિએ પિતાને સંબોધીને ઉત્સુકતાથી પૂછ્યું.

“ હા, પંડિત કામદેવે પણ એ પ્રશ્ન પૂછ્યો હતો, પરંતુ જવાબમાં તે સંન્યાસીએ જણાવ્યું હતું કે, મરેલા માણસના વંશનો પરિચય પણ કોઇ કોઇ વેળાએ બહુ જ અગત્યનો થઈ પડે છે. કદાચ વખત આવ્યે તે બહુ જ ખપ લાગી જાય છે. ”

“ હા, આપ બીજી કંઇ જુલ્મની વાર્તા કહેવા માગતા હતા વારૂ ? ” ઇંદુમતિએ અજાયબીથી પુછ્યું.

“ આ શહેરમાં લોકનાથ નામનો એક માણુસ રહેતો હતો તેની એક પાળેલી કન્યા છે, તેનું નામ અંબાલિકા છે. અંબાલિકાના પિતાને પણ કોઇએ કદાપિ જોયો નથી. લોકનાથના મુખથી વારંવાર લોકોના સાંભળવામાં આવ્યું છે કે, એ કન્યા તેના એક નજીકના સગાની છે. લોકનાથને પુત્રાદિ બીજું કોઇ પણ ન હોવાથી તે કહી ગયો હતો કે, હું મારી સઘળી સંપત્તિ અંબાલિકાને આપતો જાઉં છું. એથી એનાપર એનો જ સંપૂર્ણ અધિકાર રહે છે. આમ કહ્યા પછી થોડા વખતમાં જ તે પરલોકવાસી થઇ ગયો અને અંબાલિકા જ તેની સઘળી સંપત્તિની વારસ થઇને તેનો ઉપભોગ કરવા લાગી. ત્યાર પછી ઇંદ્રનાથની સાથે તેનો સ્નેહ થવાથી તેણે તેની સાથે પોતાનો વિવાહ-સંબંધ કરી લીધો. ત્યાર પછી તેનાં લગ્નનો દિવસ પણ નક્કી થઇ ગયો, પરંતુ તેનાથી બે દિવસ પહેલાં જ સુંદરીમોહન નામના એક શયતાન જમીનદાર તથા તેના સોબતીઓના કારસ્થાનમાં ફસાઇને ઇંદ્રનાથને સરકારી અદાલતમાં ગુન્હે-

ગાર તરીકે હાજર થવું પડયું. એ વખતે તેને છોડાવવા માટે પંડિત કામદેવે ઘણી ઘણી કોશિશો કરી. પરંતુ દુષ્ટ દુશ્મનોએ ન્યાયાધીશ હરગોવિંદને લાંચ આપીને ફોડી નાખવાથી તેનો કોઇ પણ રીતે છૂટકારો જ થઇ શકયો નહિ. હરગોવિંદે તેના શિરપર રાજદ્રોહનું ખોટું તહોમત મૂકી તેને રાજદ્રોહી ઠરાવ્યો તથા કેવળ ગેરઇન્સાફથી જ તે બિચારાને સદાને માટે કેદખાનાનો કેદી બનાવી દીધો."

"અહા! કેવી અજાયબીની વાત! પણ ત્યાર પછી એ બિચારી અંબાલિકાનું શું થયું વારૂ?" ઇંદુમતિએ પૂછયું.

માણેકલાલે જવાબમાં જણાવ્યું કેઃ—" તે રડી રડીને પોતના દિવસો વીતાડવા લાગી. જેને ઇંદ્રિનાથ પોતાનો પિતા કહીને બોલાવતો હતો, તે પણ શોકનો માર્યો મરી ગયો."

ઇંદુમતિએ કહ્યુંઃ—"કેવી ભયાનક ઘટના? હં—ત્યાર પછી શું થયું વારૂ, પિતાજી? અંબાલિકા હમણાં શું કરે છે? શું તે ફરીવાર લગ્ન કરીને સુખી થઇ છે ખરી કે?"

માણેકલાલે જવાબ આપ્યો કેઃ—" ના, તેણે ફરીવાર લગ્ન કરવાનો વિચાર પણ નથી કર્યો. સુંદરીમોહન નામના એક જમીનદારની નજર પહેલેથી જ તેનાપર પડી હતી, અને અત્યારે કોઇ કોઇ માણસો એવું અનુમાન કરે છે કે, એ સુંદરીમોહનના કારસ્થાનથી જ તે બિચારા નિર્દોષ ઇંદ્રિનાથની એવી ભયંકર દુર્દશા અને મૃત્યુ થયું હતું. તેની ઇચ્છા એવી હતી કે, ઇંદ્રનાથને દૂર ખસેડવાથી જ તેને અંબાલિકા સહજમાં જ મળી શકશે. પરંતુ એતો ફક્ત તેની દુરાશા જ હતી તેના મનની મુરાદ બર આવવા પામી નહિ. ધ્રુવ નક્ષત્રના જેવી સ્થિર હૃદયવાળી અંબાલિકા ઇંદ્રનાથના પ્રેમમાં અટલ અને અચલ જ રહી. તેણે સુંદરીમોહનના પ્રેમનો અસ્વીકાર કર્યો.

અને જે આશાથી તે પિશાચે ઈંદ્રનાથનો નાશ કરાવ્યો હતો, તે આશાપર પાણી ફેરવી દીધું. સુંદરીમોહને જ્યારે તેની પાસે તેનાં લગ્ન કરવાની માગણી કરી, ત્યારે તેણે જવાબમાં જણાવી દીધું કે;–" ઈંદ્રનાથને જ મારૂં તન–મન–ધન વગેરે બધું અર્પણ કરી દીધું છે. તેને જ મનમાં ને મનમાં મારા સ્વામીના પદપર સ્થાપી દીધો છે, તેથી હવે મારાથી તારી સાથે લગ્ન કરી શકાય તેમ નથી. હિન્દુશાસ્ત્રમાં વિધવા–વિવાહ કરવાની છૂટ નથી, જો એવી છૂટ હોત તો હિન્દુઓના દેશનું જે માહાત્મ્ય દેશો દેશમાં આજ સૂધી જળવાઇ રહ્યું છે, તે કદાપિ જળવાત જ નહિ. આર્યાવર્ત્તપર અનંત સંકટો આવવા છતાં તે પોતાના ધર્મમાં જેવો ને તેવો જ દઢ રહ્યો છે, તેનું મુખ્ય કારણ તે દેશની અબળાઓની એકાગ્ર સ્વામિભક્તિ જ છે. સંસારમાં ઇશ્વરે સ્ત્રીઓને પોતાની કામપરાયણાને તૃપ્ત કરવા માટે જન્મ આપ્યો નથી, પરંતુ કેવળ એક પતિના પ્રેમને સંપાદન કરી દેવતારૂપે તેની પૂજા કરવા તથા સ્નેહનો આદર્શ દર્શાવવા માટે જ જન્મ આપ્યો છે. સંસારમાં જે સ્નેહ સ્ત્રીઓ દર્શાવી શકે છે, માતા–ભગિની–કન્યા કે પત્નીરૂપે પ્રેમની જે પરાકાષ્ટા પ્રમદાઓ બતાવી શકે છે, તેવો સ્નેહ બીજા કોઇનાથી કદાપિ બતાવી શકાતો નથી. કદાચ કોઇ એવો સવાલ કરે કે, જ્યારે સ્ત્રીઓ સ્વામીના સ્નેહનો ત્યાગ કરી ગર્ભપાત જેવા મહાપાપનો પ્રચાર પણ કરે છે, તો તેને ફરીવાર લગ્ન કરવામાં શી હરકત છે તો તેમના જવાબમાં માત્ર એટલું જ જણાવવું પૂર્ણ થઇ પડશે કે, જે સ્ત્રીએ સ્વામિના ચરણોમાં બધો સ્નેહ સમર્પણ કર્યો નથી, તથા સ્વામિને ઇશ્વરરૂપે માન્યો નથી તે સ્ત્રી, સ્ત્રી નહિ પણ કુલટા છે અને કુલટાઓ જો એકી સાથે અનંત પતિઓનો સ્વીકાર કરે તો તેઓ સ્વતંત્ર છે. પણ સંસારીઓ જેવી રીતે ઇશ્વરને એક જ

માનીને તેની આરાધના જિન્દગી સુધી કર્યા કરે છે, તેવી રીતે સ્ત્રીઓએ પણ એક જ પતિની જીવન પર્યંત પૂજા કરવી અગત્યની છે. ઇશ્વરને કોઇએ જોયો નથી, ઇશ્વર કોઇને પોતાનું અસ્તિત્વ જણાવવાને આવ્યો નથી, છતાં મનુષ્યો તેનાં કાર્યો તથા અનંત ઉપકારો જોઈને કેવળ તેના ધ્યાનમાં જ લીન રહે છે, તેવી જ રીતે સ્ત્રીઓએ પણ સ્વામિ જીવતો હોય કે મરણાવસ્થા થયો હોય, તો પણ તેનામાં જ નિમગ્ન રહેવાની અગત્ય છે. આ વિશાળ વિશ્વમાં જન્મ ધારણ કર્યા પછી સ્નેહનો વિક્રય થઇ શકતો જ નથી. સ્નેહ એ એવી વસ્તુ છે કે, જે વેચી વેચાતી નથી અને ખરીદી ખરીદાતી નથી. જો સ્ત્રીઓ સ્નેહનો વિક્રય કરી વારંવાર અનેક પુરુષોને પોતાના પતિરૂપે સ્વીકારતી હોય, તો બાઝારમાં બેસી સૌન્દર્યનો વિક્રય કરનારી વેશ્યા તથા તેવી સ્ત્રીઓમાં કશો પણ ભેદ જ નથી. આર્ય લલનાઓ પતિને દેવતા માને છે અને દેવતાઓના સ્નેહની સમસ્ત સંસાર આકાંક્ષા રાખે છે. જેવી રીતે ઇશ્વર એક જ છે અને તેના સ્નેહની આકાંક્ષા રાખનાર આખું જગત્—જગતનાં સમસ્ત પ્રાણીઓ છે, તેવી જ રીતે એક પુરુષ દેવતાના પ્રેમની ઇચ્છા ધરાવનારી એકી સાથે અનેક અબળાઓ હોય અને એ એ દેવતા તેમને સર્વને પોતાના પ્રેમનો થોડો થોડો અંશ આપે તો, એમાં કાંઇ દોષ જેવું નથી. પરંતુ સ્ત્રીઓને માટે તો એ નિયમ લાગુ પડે તેમ નથી જ. કારણ કે, સ્ત્રીઓનો સ્વભાવ સ્વાભાવિક જ ચંચળ હોય છે અને પુરુષો કરતાં તેમની કામવૃત્તિ આઠ ગણી પ્રબળ હોય છે, એટલે જો તેઓ એક પતિના મુઆ પછી બીજા પુરુષને પતિ તરીકે સ્વીકારવાની છૂટ લે તો તેની હયાતી અથવા બિન હયાતીમાં સ્વાભાવિક જ ત્રીજા કે ચોથા સ્વરૂપવાન પુરુષમાં આસક્તિ બંધાય છે અને એના યોગે સંસારમાં મહા અ-

નર્થ ઉત્પન્ન થાય છે, તથા આ સંસાર કે જે સ્નેહનું સદન કહેવાય છે, તે કેવળ કામપરાયણુતાની પાપભૂમિ રૂપ જ બની જાય છે. રાજર્ષિ ભર્તુહરિ યોગ્ય જ કહે છે કેઃ—

जल्पन्ति सार्धमन्येन पश्यन्त्यन्यं सविभ्रमाः
हृदयेचिन्तयन्त्यन्यं प्रियः को नाम योषिताम् ।

અર્થાતઃ " વિલાસવાળી સ્ત્રીઓ એકને જૂવે છે, બીજાની સાથે વાત કરે છે અને ત્રીજાનું હૃદયમાં ધ્યાન ધરે છે, માટે સ્ત્રીઓને કાણુ પ્રિય છે ? "

સારાંશ કે, સ્ત્રીઓને સર્વથા કોઇ પણુ પ્રિય નથી. માટે પતિહીના સ્ત્રીઓએ તો કેવળ સ્વર્ગીય પતિને દેવતા માની તેની આરાધનામાં જ જિંદગી પૂરી કરવાની આવશ્યક્તા છે. મારા પતિ ઇંદ્રનાથ મરી ગયા છે, પણુ હું મરી નથી, જ્યાં સુધી હું જગતમાં જીવીશ, ત્યાં સુધી તેમના રૂપનું ધ્યાન ધરીને જ મારા જીવનને પૂર્ણ કરીશ. "

"સુંદરીમોહન જ્યારે તે પ્રયત્નમાં નિષ્ફળ નિવડયો, ત્યારે તેણે બીજો કોઇ પણુ ઇલાજ લેવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના મનમાં ઘણું કરીને એવો વિચાર કર્યો કે, અંબાલિકાની સઘળી મિલ્કત છીનવી લેવાથી, તે ભૂખની મારી તથા પેટની બળી મારા તાબામાં અવશ્ય આવી શકશે, આવો વિચાર કરીને તેણે ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીની અદાલતમાં મુકર્દમો રજૂ કરી દીધો. તેના મુકર્દમામાં તેણે જણાવ્યું કે, ઇંદ્રનાથની પત્ની અંબાલિકાનો પિતા કોણુ છે, એ કોઇનાં જાણુવામાં નથી. લોકનાથના નામપર જ સઘળી મિલ્કત તથા કારભાર રહેલો છે. અંબાલિકા અત્યારે પતિ કે પુત્ર વિનાની

એક નિરાધાર અબળા છે, માટે હવે તેનો પાલન પોષણના કરતાં વિશેષ એ મિલ્કતપર કશો પણ અધિકાર નથી. હું તેનો નજીકનો સગો છું, તેથી તેની સઘળી સંપત્તિનો અધિકાર મને જ મળવો જોઇએ. તે ઉપરાંત આ બાલિકાએ મારે ઘેર રહેવું જોઈએ અને જયાં સૂધી એ જીવતી રહે, ત્યાં સૂધી મારે તેનું પાલન પોષણ પણ કરવું જોઇએ. ”

આ બધી હકીક્ત સાંભળીને ઇન્દુમતિએ અજાયબી સાથે પૂછયું કેઃ—“ ત્યાર પછી શું થયું, વારૂ ? આવું અદ્‌ભુત રહસ્ય તો મેં મારી આખી જિન્દગીમાં કદાપિ સાંભળ્યું જ નથી. હું નહોતી જાણતી કે, દુનિયામાં આવા આવા કારસ્થાનીઓ પણ પડયા હશે અને બિચારી નિરાધાર અબળાઓપર પણ આવો અત્યાચાર ચલાવી રહ્યા હશે.”

“ ત્યાર પછી બીજું શું થાય ? આજકાલ ભૂષણાનગરીમાં જેવો ઘોર ઇન્સાફ ચાલી રહ્યો છે, તેવો જ ઇન્સાફ બિચારી અંબાલિકાને પણ મળ્યો. રામનું સોણું ભરતને ફાવ્યું, એવો પ્રસંગ આવીને ઉભો રહ્યો. દુરાચારી અને લાંચીયા ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીએ ચાળીસ હજાર રૂપિયા લાંચ લઇને અંબાલિકાની સઘળી દૌલત સુંદરીમોહનને અપાવી દીધી. આજકાલ એ સુંદરીમોહન મોટો ધનવાન થઇ પડયો છે અને ધન મળવાની સાથે તેનો જોરજુલ્મ પણ પુષ્કળ વધી પડયો છે. હમણાં તેણે તથા તેના જેવા જ દુરાચારી નવલવિહારીએ બન્નેએ મળીને મધુમતી કિનારે એક મોટો આરામ–બાગ બનાવ્યો છે, તથા તેમાં એક લાખો રૂપિયાનું આંધણ મૂકીને જબરદસ્ત બંગલો બંધાવ્યો છે. એ બંગલામાં નિત્ય સેંકડો રૂપિયાની મદિરાનો ઉપયોગ થાય છે, હજારો રૂપિયા દેશ દેશની વારાંગનાઓ મેળવી જાય છે અને અત્યારે ત્યાં અનાચારનો એક મોટો

અખાડો થઈ પડ્યો છે, અનેક કુમારિકાઓ બળાત્કારે કલંકિત થઇ રહી છે. " માણેકલાલે જવાબ આપ્યો.

" આ બનાવ ક્યારે બન્યો છે?" ઇન્દુમતિએ અજાયબીથી પૂછ્યું.

" હજી, આજથી ત્રણ દિવસપર જ એ બનાવ બની ગયો છે " માણેકલાલે કહ્યું.

" અંબાલિકા હમણાં ક્યાં રહે છે?"

" તે બિચારી પોતાને ઘેર જ રહે છે.

" હું ધારું છું કે, અત્યારે તે ઘણી જ શોકમગ્ન રહ્યા કરતી હશે!"

" ના, મેં સાંભળ્યું છે કે, તે લેશ માત્ર પણ શોક કરતી નથી, પણ હંમેશાં પ્રફુલ્લ મુખથી કહે છે કે, મારો ઇંદ્રિનાથ જ જ્યારે ગયો છે, ત્યારે પછી ધન કે રત્નની મને શી જરૂર છે? હિન્દુ વિધવાને ધનરત્નની શી જરૂર છે. તે વારંવાર પ્રલાપો કર્યા કરે છે કે,

" હૃદયનું રાજ્ય જવાથી, હવે શૃંગાર શા સજવા;
મણિ સૌભાગ્યનો જાતાં, વિલાસો કાં નહિ તજવા;
નથી આલમ તણી પરવા, હવેથી રામને ભજવા;
વિકારો વિશ્વના સઘળા, હૃદયથી કાં નહિ તજવા.
પ્રભુનો પ્રેમ ધારીને, સકળ આશા વિદારીને;
ધરીશ હું સ્નેહની માળા સકળ સ્મરણો વિસારીને. "

ત્યારે શું સુંદરીમોહન બળાત્કાર કરશે, તો પણ તેની સાથે લગ્ન નહિ કરે?" ઇંદુએ પૂછ્યું.

" ના, નહિ જ કરે. તેણે લગ્ન ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી છે. ", માણેકલાલે કહ્યું.

" હવે, ત્યારે એ બિચારી ક્યાં રહેશે વારુ?" ઇંદુએ અજા-

ચ્ચીથી પૂછ્યું.

"કોઇ સારા કુટુંબમાં દાસી તરીકે રહીને તે બિચારી પોતાનું ગુજરાન ચલાવશે.

કદાચ તેના માથે સંકટના પહાડો તૂટી પડશે, આફતનું આસ્માન તૂટી પડશે અને અજનાં સાંસાં પડશે, તો પણ તે સુંદરીમોહનના સ્નેહનો સ્વીકાર કદાપિ નહિ કરે તે નહિ જ કરે." માણેકલાલે અંબાલિકાની દઢતાનો પરિચય કરાવી કહ્યું.

"અહા, એક કુલીન કન્યાપર કેવી વિષમ વિપત્તિ આવી પડી છે ! પિતાજી—"

"કેમ ?"

"તેને આપણે ઘેર શા માટે નથી તેડી લાવતા ? હું એકલી જ રહું છું, તેથી ઘણીવાર મને ગોઠતું નથી, તેથી જો અમે બન્ને સખીઓ એકી સાથે રહીશું, તો અમારા દિવસો ઘણા જ સુખ પૂર્વક વીતશે. અમો બન્ને જણીઓ બેનની પેઠે હળી મળીને રહીશું." ઇંદુમતિએ અંબાલિકાનો સહવાસ રાખવાની ઇચ્છા દર્શાવી.

"એવી એક સત્યશીલા અને કુલીન કન્યાના રક્ષણ માટે જો કદાચ મારી સઘળી સંપત્તિ બરબાદ થશે, તો પણ મને તેથી લેશ માત્ર પણ દુઃખ થશે નહિ, પરંતુ—"

"કેમ, પરંતુ— કહીને અટકી કેમ પડયા વારૂ ?" ઇંદુમતિએ ઉત્સુકતાથી પૂછ્યું.

"તે મારાથી તદ્દન અજાણી છે, તેથી મારે ત્યાં આવશે કે, કેમ, એની મારા મનમાં શંકા રહે છે, તેથી હું તેને અહીં લાવવાનો વિશેષ પ્રયત્ન કરતો નથી."

હું પણ આપની સાથે જ આવીશ, એટલે તે આપણે ત્યાં

આવવામાં કોઇ પણ પ્રકારની નાખુશી બતાવશે નહિ. હું તેને આગ્રહ કરીને લઈ આવીશ. ”

માણેકલાલે ઈંદુમતિના કહેવા પ્રમાણે કબૂલ થઇને, કન્યાને પોશાક પહેરવાનું કહી, ગાડીવાળાને ગાડી તૈયાર કરવાનો હુકમ ફરમાવ્યો.

—*+*—

## પ્રકરણ ૭ મું.

—*—

## શયતાનના સદનમાં

હવે આપણે ઘણા સમય થયાં વિસરી ગયેલા આપણા પરમ ધાર્મિક અને નીતિવાન નવરત્નના કાર્યક્રમનું અવલોકન કરીશું, તો તે અનુચિત તો નહિ જ ગણાય. કારણ કે, તેના કાર્યની સાથે આપણી આ વાર્તાનો સંબંધ બહુ જ નિકટનો હોવાથી આપણને તે જોવાની પરમ આવશ્યકતા પણ છે.

વારાંગના મનોહરાને દુષ્ટ જમીનદાર નવલવિહારીના પાપસદનમાંથી છોડાવવા માટે નવરત્ન રાત્રિ દિવસ ચિંતાતુર રહ્યા કરતો હતો, પરંતુ તેને તેવો કોઈ સરળ ઉપાય જ મળી આવતો નહોતો. એક દિવસ સાંઝે ભૂષણાનગરીના પૂર્વકથિત ઉદ્યાનના સરોવરપર કે જ્યાં આગળ પાંપાત્મા હરગોવિંદના પંજામાંથી બચવા માટે વારાંગના મનોહરાએ પાણીમાં ઝંપલાવ્યું હતું, ત્યાં બેસીને તે તરેહ તરેહવારના વિચારો કરી રહ્યો અને તે સાથે મનોહરાને મુક્ત કરાવવાની અનેક યુક્તિઓ પણ શોધી રહ્યો હતો; પરંતુ તેના મનમાં એવી કોઇ ઉત્તમ યુક્તિ મળી આવતી નહોતી. ચિંતાથી તેનું સુંદર વદન સહજ મલિન થઇ ગયું હતું અને મગજ પણ કાંઇક શિથિલ થઇ

ગયું હતું. તે તે સરોવરના પત્થરબંધ કિનારાપર બેસી મંદમંદ વાયુની લહરીઓથી લહેરાતા સરોવરના સ્ફટિક સમાન સુંદર અને નિર્મળ જળ તરફ જોતો પોતાના મનમાં જ વિચારી રહ્યો હતો કેઃ—" અહા ! સંસાર પણ કેવી વિચિત્રતાથી ભરેલો છે. આ ધરામાં આજકાલ આટલાં બધાં પાપો શા કારણથી પ્રસરી રહ્યાં છે, ? એક તરફ લૂટારાઓએ દેશને બરબાદ કરવા માંડયો છે, પ્રજાના જાન-માલની ખુવારી કરવા માંડી છે, બીજી તરફથી લૂટારાઓને પણ શરમાવી દે તેવા જાલિમ જમીનદારોએ અત્યાચાર કરવા માંડયો છે, કાળો કેર વર્તાવવા માંડયો છે. હિન્દની શી દશા થવા બેઠી છે, એ વિષયમાં કશું પણ સમજી શકાતું નથી. ઘેર ઘેર કુસંપનાં બીજ રોપાઇ ગયાં છે, ભાઇ ભાઇનાં ગળાં કાપવાને તૈયાર થયાં છે અને બિચારી આધારહિના અબળાઓનો ધર્મ નષ્ટ થવા માંડયો છે ! શું સંસારમાં પાપનો વિજય અને ધર્મનો પરાજય થતો હશે ? ઇશ્વરના કાયદા કાનુનો નાબુદ થતાં હશે ? ગમે તેમ હો, પણ આ સર્વ લક્ષણો ભારતની ભાવિ આશામાં મહા અંતરાયરૂપ થઇ પડે તેમ છે. દેશમાં રહ્યો નથી સંપ કે ધર્મ,. કાળના પ્રવાહની સાથે સર્વ વિલુપ્ત થવા માંડયું છે હાય ! રાજકર્ત્તાઓ પણ આંધળા બની ગયા છે. પાપાત્મા હરગોવિંદે તો ન્યાયાધીશના નામને રસાતળમાં મૂકી સાક્ષાત્ શયતાનનું સ્વરૂપ ધારણ કરી લીધું છે. બિચારી મનોહરા એ રાક્ષસના સપાટામાં સપડાઇને નિસ્તાર મેળવી શકી, પણ એવામાં અધર્મને આધીન થયેલો નરાધમ નવલવિહારી તેને બળાત્કારે પોતાના પાપભવનમાં ઉપાડી ગયો ? હવે તેનાપર શા શા જુલ્મો થતા હશે ? તે નિર્દોષ અને નિરાધાર અબળાના ધર્મને બચાવે, તેવું ત્યાં કોણ હશે ? "

"હાય ! તે બિચારીનો બધો આધાર અને વિશ્વાસ ફક્ત મારામાંજ છે. મને એક ચારિત્ર્યવાન પુરુષ ધારીને તે બિચારી મારામાં શ્રદ્ધા રાખે છે, પણ હું તો તેને છોડાવવાનો હજી સુધી કશો ઇલાજ પણ કરી શક્યો નથી. આટલો બધો વખત વીતી જવા છતાં મેં તેને બચાવવાની કશી કોશિશ પણ કરી નથી."

"પણ હવે મારે એને શી રીતે બચાવવી ? એનો બચાવ કરવામાં કોની સહાયતા લેવી" આ પ્રમાણે અનેક વિચારોએ આવીને નવરત્નના હૃદયને ઘેરી લીધું. તે કશો પણ નિશ્ચય કરી શક્યો નહિ. છેવટે તે તે સરોવરના કિનારાપરથી ઉઠીને બગીચામાં આમતેમ ફરવા લાગ્યો, પણ ફરવામાં પણ તેને રૂચિ પડી નહિ, તેથી ફરીવાર તે તે સરોવરના કાંઠાપર આવીને જ બેસી ગયો. એ સમયે તેના મનમાં એક નવીન કલ્પનાનો ઉદ્ભવ થઇ આવ્યો. તેણે ફરીવાર વિચાર્યું કે:-"શું ઇશ્વરે મને કરોડો રૂપિયાની મિલ્કત આપી છે, તે ફક્ત મારા ઉપભોગ માટેજ આપી છે ? એમાંથી અમુક રૂપિયાનો વ્યય કરવાથી હું મનોહરાનો ઉદ્ધાર કરાવી શકું તેમ નથી ? હા-હા. અવશ્ય કરાવી શકું તેમ છું. લક્ષ્મીથી શું નથી થતું ?

"માયા મનોહર લક્ષ્મીથી રાજા સદા લોભાય છે;
એ લક્ષ્મીની લાલચ થકી કામો બધાંયે થાય છે;
યોગી ચળે, ભોગી ચળે એ લક્ષ્મીના આભાસથી;
છે વિશ્વ સઘળું બંધમાં એ લક્ષ્મીકેરા પાશથી;
મોહ્યા મુનિવર લક્ષ્મીમાં, એમાં કશી શંકા નથી;
આશા સહુ પૂરી થતી એ લક્ષ્મીના વ્યાપારથી."

પણ એનો વ્યય શી રીતે કરવો ? એની લાલચમાં કોને લેવો ? શું લૂટારો રતનદાસ એ લાલચમાં નહિ ફસાય ? અવશ્ય ફસાશે.

એ લક્ષ્મીનો પૂરો લોભી છે. લક્ષ્મીના લોભથી જ તે અત્યારે આ લૂટફાટનો ધંધો લઇ બેઠો છે. વળી આજકાલ એને હરાવી દેવા મોનાહાતિ નામનો તેનો એક હરિફ લૂટારો તેના ધંધામાં ભારીખલ નાખી રહ્યો છે, એથી તેનો ધંધો પણ કાંઇક મંદ પડી જવા આવ્યો છે, માટે તેને સાધવાથી તે મનોહરાને નવલવિહારીના પંજામાંથી અવસ્ય મુક્ત કરાવશે. બસ, આ ઉપાયજ સર્વથી શ્રેષ્ઠ છે. પણ હવે એ રતનદાસની મુલાકાત શી રીતે કરવી ?"

જ્યારે નવરત્ન આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો, ત્યારે એક સોળ સત્તર વર્ષનો નવયુવક સુંદર પોશાક પહેરી તેની પાસે આવી પહોંચ્યો અને તેના મુખપર ચિંતાની છાયા છવાયલી જોઇને તરતજ બોલી ઉઠયો કેઃ—"કેમ, મહાશય! જમીનદાર નવરત્ન આપનું નામ જ છે કે ? આપ આટલા બધા ચિંતાતુર શાં કારણથી બની ગયા છો ?"

આ સાંભળીને નવરત્ન તો અજાયબીમાંજ પડી ગયો. તેણે એ યુવકને આ પહેલાં કદાપિ જોયો જ નહોતો. વળી તે આ નગરપારના બગીચામાં આવ્યો છે, એવી વાત તેણે પોતાની પ્રિયતમા પત્ની મંજુલા સિવાય બીજા કોઇને જણાવી પણ નહોતી. આથી તે પુરુષ કોણ છે તથા તે તેને શી રીતે ઓળખી શક્યો છે, એવા એવા અનેક વિચારો આવવાથી નવરત્નની અજાયબીની કાંઇ હદજ રહી નહિ, વળી જ્યારે તેણે તેના મુખ તરફ તાકી તાકીને જોયું, ત્યારે તેના જોવામાં આવ્યું કે, આવનાર યુવકનું મુખ સ્ત્રી સમાન સુંદર હતું અને તેના પર સ્ત્રીનાંજ સર્વ ચિન્હો ઝળકી રહ્યાં હતાં. તેનો તીણો અવાજ પણ અબળાના જેવોજ હતો. આ જોઇને, નવરત્ન એકદમ બોલી ઉઠયો કેઃ—"કેમ, ભાઇ! તમે કોણ છો ? તમારૂં

નામ શું છે, મારૂં તમારે શું કામ પડયું છે, અત્યારે તમો અહી ક્યાંથી આવો છો ? મારા અહી હોવાના સમાચાર તમને કોણે આપ્યા ?"

એકી સાથે આટલા બધા સવાલો સાંભળવા છતાં પણ તે યુવક બિલકુલ ગભરાયો નહિ. તેણે એક પછી એક બધા સવાલોના જવાબ આપતાં કહ્યું કે; હું એક રાજપૂત છું મારૂં નામ સુભદ્રસિંહ છે, મારે તમારૂ એક ખાસ જરૂરનું કામ પડયું છે. હું અત્યારે તમારે ઘરેથીજ આવું છું. મને તમે આજે સવારના કોઇક કામ પ્રસંગે ઘરમાંથી બહાર નીકળી પડયા છે, એવા સમાચાર તમારા પત્ની દેવી મંજુલાએજ આપ્યા છે, આજે મારે તમારૂં એક ઘણુંજ મહત્વનું કામ પડયું છે, મને આશા છે કે તમે મારા તે કાર્યમાં બનતી મદદ અવશ્ય આપશોજ. મારા સાંભળવા પ્રમાણે આ નગરમાં તમે એક મહા પરોપકારી પુરુષ ગણાઓ છો, દરેક દુઃખી દરિદ્રીને યથેષ્ઠ સહાયતા પણ કરો છો, તો શું મને પણ તમારાથી બનતી સહાયતા નહિ કરો કે ?

"પણ તમે કોણ છો, કયા કાર્યમાં મારી સહાયતા લેવા માગો છો ? એ બધું જાણ્યા સિવાય મારાથી તમોને સહાયતા આપવાનું શી રીતે કહી શકાય વારૂ ?" નવરત્નને આવનાર યુવકનાપર સશંય પડવાથી તે સંશયનું નિવારણ કરવાના ઇરાદાથી તેને પુછ્યું કે:—"તમારી સાથે આજ સૂધીમાં મારી કદાપિ મુલાકાત પણ થઇ નથી, એટલે મારા તરફથી તમો કેવા પ્રકારની સહાયતા મેળવવા માગો છો, એ હું શી રીતે જાણી શકું ?કહો, મારા તરફથી તમારૂં કયું કાર્ય સિદ્ધ થઇ શકે તેમ છે."

"એ બધું તો હુ તમને અવશ્ય કહી સંભળાવીશ, પણ હું પ્રથમ તમને જે કાંઇ પૂછું, તેનો જવાબ આપવાની ઉદારતા દર્શાવશો કે ?" યુવક સુભદ્રાસિંહે પૂછ્યું.

"હા, ઘણીજ ખુશીની સાથે જવાજ આપીશ. કહો મને

શું પૂછવા માગો છો ? "

"તમને હિંદુધર્મ તથા હિંદુધર્મમાં દર્શાવેલા પરોપકાર વ્રતપર પૂર્ણ શ્રદ્ધા છે ખરી કે ? "

"કેમ, આવો સવાલ શાથી પૂછો છો, એવો તે કયો હતભાગી હિન્દુ હશે કે જેને પોતાના ધર્મ તથા ધર્મશાસ્ત્રપર શ્રદ્ધા નહિ હોય વારૂ ? મને તેમાં સંપૂર્ણ શ્રદ્ધા છે."

"ત્યારે મારાપર એક ઉપકાર કરવાની કૃપા કરશો કે ? "

"હા, ઘણીજ ખુશીથી, પણ શો ઉપકાર કરવાનો છે, તે જણાવો જોઇએ. "

"પ્રથમ તમે હું તમને જે વાત કહું તેને બહુજ ગુપ્ત રાખવાનું વચન આપો, તો હું તમને હમણાંજ તે સંબંધી બધી હકીકત જણાવું છું." સરદાર સુભદ્રસિંહે કહ્યું.

એ યુવકના હાવભાવ, મીઠી મીઠી વાણી તથા અનુપમ સૌંદર્ય જોઇને તેનો પરિચય મેળવવાની નવરત્નના મનમાં પ્રબળ ઇચ્છા થઇ આવી હતી, તેથી તેણે કાંઇપણ વિચાર કર્યાવિના તરતજ જવાબ આપ્યો કે :— "હા, હું તમને વચન આપીને કહું છું કે, જ્યાં સુધી મારી આ કાયામાં પ્રાણ હશે, ત્યાં સુધી હું તમારી વાત બીજા કોઇને પણ કદાપિ જણાવીશ નહિ. "

"બહુ સારૂં સાંભળો, તમે આ શહેરમાં મનોહરા નામની જે વારાંગના રહે છે, તેને ઓળખો છો ખરા કે ? " સુભદ્રસિંહે પૂછ્યું.

"હા, બહુ સારી રીતે ઓળખું છું, પણ તેના સંબંધમાં તમે શું કહેવા માગો છો વારૂ ? "

"કહું છું, જરા સબૂર કરો. તેના ઉપર હમણાં જે આફત આવી પડી છે તે જાણો છો કે ? "

"હા, તે પણ જાણું છું, પણ તેથી તમે શું કહેવા માગો છો, એ હું સમજી શકતો નથી."

"હું તેનો ઉદ્ધાર કરવા માગું છું."

"ક્યાંથી, કોના હાથમાંથી—નવલવિહારીના હાથમાંથી ઉધ્ધાર કરવા માગો છો ?"

"હા, તે શયતાનના સરદાર, અધમતાના અવતારના હાથમાંથીજ હું એનો ઉદ્ધાર કરવાની ઇચ્છા ધરાવું છું. મનોહરાને તમારામાં કાંઇક શ્રદ્ધા તથા તેને તમારો પરિચય હતો, તેથીજ હું આજે તમારી સહાયતા લેવા આવ્યો છું." સુભદ્રસિંહે કહયું.

"પણ તમારે તેનો ઉદ્ધાર કરવાનું શું કારણ છે વારૂ ?" નવરત્ને અજાયબીથી પૂછ્યું.

"હું તેમનો નોકર છું, એટલે વફાદારી ખાતર મારે તેમનો બચાવ કરવો એ મારી મુખ્ય ફરજ છે. અત્યાર સૂધીમાં અમે તેમને છૂટાં કરવાના ઘણા ઘણા ઇલાજ કર્યા છે, પણ તેમાનાં એક પણ ઇલાજમાં સફળતા ન મળવાથી આજે એક છેવટનો નિશ્ચય કરીને હું તમારી પાસે આવ્યો છું." સુભદ્રસિંહે જવાબ આપ્યો.

"બહુ સારૂં, હું પણ અત્યારે અહીં એજ વિચારમાં બેઠોછું, મેં પણ મનોહરાને એ પાપાત્મા નવલવિહારીના પંજામાંથી છોડાવવા માટે ઘણા પ્રયત્નો કર્યા છે, પણ મને તેમાંના એક પણ પ્રયત્નમાં સફળતા મળી નથી, તેથી છેવટે આજે હું કોઇપણ પ્રકારનો એક દૃઢ નિશ્ચય કરી તેને છોડાવવાના વિચારમાં ગુંથાયો છું. જયારે તમે અહીં મારી પાસે આવ્યા, ત્યારે હું એજ વિચારમાં હતો ઘણા ઇલાજો યોજયા પછી છેવટે એવોજ નિશ્ચય કર્યો છે કે, અહીંના પ્રખ્યાત લૂટારાને તે માગે તેટલું દ્રવ્ય આપીને પણ આજે

તો મનોહરાને અવશ્ય મુકત કરાવવીજ. પરંતુ એ લૂટારાની મુલાકત શી રીતે કરવી, એ સંબંધી મારા મનમાં કશો પણ વિચાર આવતો નથી" નવરત્ને પોતાની મુશ્કેલી યુવક સુભદ્રસિંહની પાસે રજૂ કરી.

એ સાંભળીને સુભદ્રસિંહે કહ્યું કે :—"એ બાબતમાં તમારે ચિંતા કરવાનું કશું પણ કારણ જ નથી. હું એનો બધો બંદોબસ્ત કરી આવ્યો છું. ઘણી તપાસ કરતાં મને અહીંના એક પ્રખ્યાત દરજી મુસ્તફાની સાથે મુલાકાત થઇ હતી. એ મુસ્તફા અને લૂટારા રતનદાસની વચ્ચે સારી દોસ્તી છે. મુસ્તફા રતનદાસને મોટા મોટા શિકારો સપડાવી આપે છે, એટલે તે તેનાપર ઘણોજ રાજી રહે છે અને તેની સલાહ પ્રમાણેજ વર્ત્તે છે. મેં એ મુસ્તફાને આજે રાત્રિના નવેક વાગ્યાના શુમારે આ બગીચામાં મળવાનો ઠરાવ કર્યો છે. તેના આવ્યા પછી તેને તેની મહેનતાણાના બદલામાં શું આપવું તથા રતનદાસને કેટલા રૂપિયા આપવા, એ બાબતનો ઠરાવ કરવાનો છે."

યુવકની આવી અદ્દ્ભુત યુક્તિ સાંભળીને નવરત્ન ઘણોજ પ્રસન્ન થયો. તેનું મન તે યુવકના વિષયમાં હજી સૂધી શંકાશીલ રહ્યું હતું, તે શંકાનું નિવારણ થયું. પણ તેમ છતાં પણ તે યુવક યુવક છે કે યુવતી છે, એ વિષયની શંકા તો તેના મનમાં જેવીને તેવી પ્રબળજ રહી. તેના મનમાં તેનો ખરો પરિચય મેળવવાની પૂર્ણ ઇચ્છા થઇ આવી તથા તે સ્ત્રી છે કે પુરુષ છે, એ જાણવા માટે અત્યંત ઉદ્વિગ્ન બની ગયો, પરંતુ તેનાથી તે વિષયમાં તેને કશોપણ પ્રશ્નજ પૂછી શકાયો નહિ, તેનાથી તેવું સાહસ પણ થઇ શક્યું નહિ. મનમાં ને મનમાંજ તે ઉત્સુકતાને દબાવી દઈને

તેણે કહ્યું કે:—"ઓહો, ત્યારે તો હવે તેનો બચાવ જરૂર થઈ શકશે. પણ જ્યારે તમે આટલો બધો બંદોબસ્ત કર્યો છે, ત્યારે મારી સહાયતા લેવાની તમને શી જરૂર પડી છે?"

તે કેમ આવો સવાલ શા કારણથી પૂછો છો! તેમને મુકત કરાવવા છતાં પણ એ દુષ્ટ નવલવિહારી તથા પાપાત્મા હરગોવિંદ શાસ્ત્રી તેમને સુખેથી જંપીને બેશવા દેશે નહિ, એટલા માટે અમને તમારા જેવા એક ધાર્મિક, ન્યાયી અને સદ્‌ગુણી પ્રબળ પુરુષની સહાયતાની ખાસ અગત્ય છે. તેમના છૂટયા પછી અમો તમારા સ્વરાજ આ પાપમયી ભૂષણાનગરીમાંથી અમો તેમને બીજા કોઈપણ શાન્ત-સ્થાનમાં મોકલી આપવાની ઇચ્છા ધરાવીએ છીએ. મને આશા છે કે, આપ અમારા એ કામમાં અવશ્ય મદદગાર થશોજ અને આપનાં માણુસોની સાથે તેમને તેવા કોઇ શાંતિમય સ્થાનમાં મોકલી આપવાનો બંદોબસ્ત અવશ્ય કરાવી આપશો." સુભદ્રસિંહે કહ્યું.

"હા, એ કાર્યમાં હું મારાથી બનતી મદદ અવશ્ય કરીશ. એ શયતાનોના જાણુવામાં ન આવે એવી રીતે રાત્રિના ઘોર અંધારાના વખતે હું તેને તેની ઇચ્છા પ્રમાણેના સ્થાનમાં મોકલી આપવાનો બંદોબસ્ત કરાવી આપીશ."

એ પ્રમાણે વાતચીત કરતાં કરતાં ઘણોજ વખત વીતી ગયો અને છેવટે રાત્રિના નવ વાગવાનો શુમાર થવા આવ્યો, એ વખતે બગીચાના માળી બગીચામાં બેઠેલાં થોડાં ઘણાં માણુસોને બગીચો બંધ કરવાનો વખત થઈ જવાનું કહી બહાર કાઢીને છેવટે નવરત્ન તથા સુભદ્રસિંહ પાસે આવી લાગ્યો અને તેમને પણ બગીચામાંથી ઉઠી જવાની સૂચના કરી. એ જોઇને નવરત્ને પોતાના ખીસામાંથી એક સોના મોહોર બહાર કાઢીને તેના હાથમાં આપી તથા તેને

અનુલક્ષીને કહ્યું કેઃ—" અમો કેટલાંક ખાસ અગત્યના કામ માટે રાત્રિના અગિયાર વાગ્યા સુધી અહીં બેસવાના છીએ, માટે 'અમને અહીં બેસવા દે અને જો દરવાજો બંધ કરવાનો રિવાજ હોય તો બંધ કરી દે. પણ જો સાંભળ, મુસ્તફા નામનો કોઈ માણસ સુભદ્રસિંહનું નામ પૂછતો આવે તો તેને અહીં અમારી પાસે મોકલી દેજે. એ વખતે પણ હું તને તારી મેહનતના બદલામાં ઇનામ આપીશ."

એકદમ અચાનક એક સોનામોહોર મળવાથી તથા બીજી મોહોર ઇનામ દાખલ મળવાની આશાથી માળી ખુશખુશ થઈ ગયો અને 'બહુ સારૂં નામદાર, જેવી આપ નામદારની આજ્ઞા." કહીને તરતજ નવરત્નને સલામ ભરી ત્યાંથી ચાલ્યો ગયો.

થોડીવાર પછી તે માળી મુસ્તફાને જે સ્થળે નવરત્ન તથા સુભદ્રસિંહ બેઠા હતા, તે સ્થળે લઇ આવ્યો. નવરત્ને તેને ફરીવાર એક સોનામોહોર આપીને કહ્યું કેઃ—" જા હવે તારે જવું હોય, ત્યાં ખુશીથી ચાલ્યો જા, અમો હમણાં અહીં જરા ખાનગી વાતચીત, કરવા બેસીએ છીએ, માટે બીજું કોઇપણ આવી ચડે નહિ તેની સંભાળ રાખજે,"

"બહુત અચ્છા, જનાબ." કહીને માળી તરત જ ત્યાંથી ચાલ્યો ગયો.

તેના ચાલ્યા જવા પછી મુસ્તફા પ્રથમ જણાવેલા 'સરોવરના કિનારા પર બેસી સુભદ્રસિંહને સંબોધીને પૂછ્યું કેઃ—" કેમ, સુભદ્રસિંહ, તમે અહીં કયારનાક આવ્યા છો ?"

" હું ઘણીવાર થયાં અહીં આવી, તમારી વાટ જોઇ રહ્યો છું. પણ તમને આવવામાં આટલો બધો વિલંબ શા કારણથી થયો વારૂ?" સુભદ્રસિંહે જવાબ આપ્યો,

"હા, મને આવવામાં સહજ ઢીલ થઇ છે, એ ખરૂં પણ તેમ છતાં પણ હું તમારા કામમાં રોકાયો હતો તેથી જ ઢીલ થઈ છે." મુસ્તફાએ કહ્યું.

"કેમ, અમારા શા કામમાં રોકાયા હતા વારૂ?"

"સરદાર રતનદાસના ભેદી ભોંયરાવાળા મકાનમાં જવું એ કાંઇ નાની સૂની વાત નથી. જ્યારે જે કોઇ મનુષ્યને ત્યાં જવું પડે છે, ત્યારે જતાં પહેલાં ત્રણ કલાક તેની મધુમતીના કિનારાપર નિરંતર રાત્રે ઉભી રહેતી યમુના નામની કાળા પોશાકવાળી એક સ્ત્રીને જાહિર કરવું પડે છે અને તે સાથે સરદારની મુલાકાત લેવાનું કારણ પણ જણાવવું પડે છે. ત્યારપછી તે દૂતી જઇને સરદારને ખબર આપે છે અને સરદારની પરવાનગી મળે તોજ તે તે માણસને લઇને સરદારના ગૃહમાં દાખલ થાય છે."

"હું ધારૂં છું કે, તમે તે ખબર આપવાજ ગયા હશો. પણ, આપણી સાથે સરદાર રતનદાસે મુલાકાત લેવાની પરવાનગી આપી છે કે નહિ, વારૂ?" સુભદ્રસિંહે પૂછ્યું.

"હા, પરવાનગી તો આપી છે, પણ તે સાથે એક જબરદસ્ત શર્ત્ત પણ કરી છે."

"શી શર્ત્ત કરી છે?"

"દસ હજાર રૂપિયા લેવાની. તે કહે છે કે, જો દસ હજાર રૂપિયા મારા હાથમાં પહેલેથી મૂકવામાં આવશે, તોજ હું આ કામમાં હાથ નાંખીશ. કારણ કે, નવલવિહારી તરફથી પણ મને વારંવાર મારૂં મોઢે માગ્યું ધન મળ્યા કરે છે, એટલે મારાથી એટલી રકમ મળ્યા સિવાય તેની સાથે શત્રુતા કરી શકાય તેમ નથી." મુસ્તફાએ કહ્યું

"બહુ સારૂં, અમને એમના ધર્મ કરતાં દસ હજાર રૂપિયા

કાંઈ વધારે નથી. પણ તે રૂપિયા તે ક્યારે અને કેવી રીતે લેવા માગે છે ?" સુભદ્રસિંહે પૂછ્યું.

"ઠરાવેલા રૂપિયાનો અર્ધો ભાગ અગાઉથી આપવો પડશે અને અર્ધો ભાગ પછીથી આપશો તો પણ ચાલી શકશે." મુસ્તફાએ જવાબમાં જણાવ્યું.

"ચાલો, તેમ કરવાને પણ અમો તૈયાર છીએ, પરંતુ રૂપિયા લીધા પછી તે અમારી સાથે દગાબાજીતો નહિ કરે ને ?" સુભદ્રસિંહે એક નવી શંકા રજૂ કરીને કહ્યું.

"ના, સરદાર રતનદાસ એવો નાલાયક અને દગાબાજ નથી. બોલેલા વચનથી તે કદાપિ ચળતો નથી, હું ઇમાનના કસમ ખાઇને કહું છું કે, જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે, ત્યાં સુધી તેને તમારી સાથે દગાબાજી ચલાવવા દઇશ નહિ. પણ એના બદલામાં તમારે મારી મેહનતનું ફળ પણ અવશ્ય આપવું જોઇશે." મુસ્તફાએ પોતાની લાલચ જણાવી.

"તમે તમારી મેહનતના બદલામાં શું લેવા માગો છો વારૂ ?" સુભદ્રસિંહે પૂછ્યું.

"એક હજાર સોના મોહોરો."

"અરે, આવા એક સાધારણ કામમાં એક હજાર સોના મોહોરો તે અપાતી હશે કે ?"

"ત્યારે તમારી ઇચ્છા કેટલીક મોહોરો આપવાની છે ?" મુસ્તફાએ આતુરતાથી પૂછ્યું.

"બસેથી અઢીસો મોહોરો."

"ત્યારે તો મારાથી આવા જોખમ ભરેલા કામમાં હાથ નાખી શકાશે નહિ." મુસ્તફાએ કહ્યું.

છેવટે નવરત્નને ચારસો મોહોરો આપવાનું ઠરાવીને મુસ્તફાને સંતુષ્ઠ કર્યો. મુસ્તફાએ કહ્યું કેઃ—"એ ચારસો મોહોરોમાંથી અર્ધી મોહોરો તમારે મને અગાઉથી આપવી પડશે?"

"શું ત્યારે તમને તથા સરદાર રતનદાસને એ બધી મોહોરો આજે ને આજે જ આપવી પડશે! એકાદ બે દિવસની પણ સબુર નહિ ચાલે?" સુભદ્રસિંહે પૂછ્યું.

"ના, એક મિનિટ પણ ચાલી શકશે નહિ. જો અત્યારે તમે સરદારની મુલાકાત લેવા માગતા હશો, તો રૂપિયા પણ અત્યારેને અત્યારેજ અમને બન્નેને ચૂકવી આપવા પડશે."

"બહુ-સારૂં, ત્યારે તમો હમણાં મારા મિત્રની સાથે અહીંજ બેસો, હું થોડીવારમાં મારી માલિકના ખજાનામાંથી તમારા માટે મોહોરો લઇને પાછો આવી પહોંચું છું." આમ કહી નવરત્નની રજા લઇ સુભદ્રસિંહ તરતજ તે બગીચામાંથી બહાર નીકળીને મનોહરાના મહાલય તરફ દ્રવ્ય લેવા માટે રવાના થયો.

સુભદ્રસિંહના ચાલ્યા જવા પછી નવરત્ન તથા મુસ્તફા તે બગીચામાં બેસીને તરેહ તરેહવારની વાતોચીતો કરવા લાગ્યા. પ્રથમ મુસ્તફાએ કહ્યું કેઃ—"ભાઇ! તમારે અને આ યુવકને શો સંબંધ છે? મનોહરાને છોડાવવા માટે તમે આવી કોશિશ કેમ કરી રહ્યા છો? શું એની ગુલાબી ખૂબસૂરતીપર તમે આશક તો નથી થયાને.?"

"અરે યાર! આ શું કહો છો, પારકી સ્ત્રીપર નિગાહ નાખવાનો આપણને શો હક છે? શું પોતાના ગામની એક નિરાધાર અબળાપર જુલ્મ ગુજારાતો હોય, તેને અટકાવવો એને તમો અઘટિત ધારો છો? મનોહરા તેના ઉત્તમ સદ્‌ગુણો અને સતીત્વને

લીધે મારી બહેન જેવો છે અને બહેન ધારીને જ હું તેનો છૂટકો કરાવવા માગું છું."

"વાહ–વાહ, તમારૂં જ્ઞાન તો ઘણું જ ઉંડું હોય, તેમ જણાય છે ને શું? વારૂ, તમારૂં નામ શું છે અને આ શહેરમાં કયે ઠેકાણે તમે રહો છો?" મુસ્તફાએ પૂછ્યું.

"મારૂં નામ નવરત્ન છે, હું કિશોરીમોહન નામના એક જમીનદારનો પુત્ર છું અને આ શહેરની 'સુલ્તાન શેરી' માં રહું છું." નવરત્ને જવાબ આપ્યો.

નવરત્નનું નામ સાંભળીને મુસ્તફા સહજ ઝંખવાણો પડી ગયો

તે આ પહેલાં એકે મોટા ધનવાન, આબરૂદાર અને ગુણવાન પુરૂષ તરીકે નવરત્નનાં ગુણગાન સાંભળી શક્યો હતો તથા તે ઉપરાંત સુલ્તાન સુજાની સાથે તેની સારી દોસ્તી છે, એવાતને પણ જાણી હતો. આસર્વ કારણોથી નવરત્નના માટે તેના મનમાં એક પ્રકારનું ઉચ્ચ માન ઉત્પન્ન થયું. તેણે વિનયની સાથે તેને ઉદ્દેશીને કહ્યું:—"હજુર, ગુલામની કસુર કે બેઅદબીને માફ કરશો. આપ નામદારને હું અત્યાર સુધી બરાબર આળખી શક્યો નહોતો, તેથીજ મેં આપની આવી સહજ મીઠી મશ્કરી કરી હતી."

"એમાં માફ કરવા જેવું શું છે? મનુષ્ય માત્રની મતિની રૂચિ જૂદી જૂદી હોય છે, કોઈ વિનોદમાં આનંદ માને જે, કોઇ મશ્કરીમાં મજા માણે છે. તમે મારી મશ્કરી કરો તેથી મને જરા પણ લાગી આવે તેમ નથી." વિનયવંત નવરત્ને મૃદુતા ભર્યા અવાજથી કહ્યું.

"પણ નામદાર, આપની પાસે પુષ્કળ નોકર ચાકરો હોવા છતાં, આપ સરદાર રતનદાસ મારફત મનોહરાનો છૂટકારો કરવાની

ખ્વાહિશ શા કારણથી ધરાવો છો ?" મુસ્તફાએ પૂછ્યું.

"એમ કરવાનું ખાસ કારણ છે. નવલવિહારી પ્રથમ મારો મિત્ર હતો, પરંતુ અત્યારે તેના બુરા વર્તનથી મેં તેની દોસ્તી છોડી દીધી છે. વળી તે મારો નજીકનો સગો હોવાથી મારાથી ખુલ્લી રીતે એના મકાનપર હુમલો કરી શકાય તેમ નથી. આ સર્વ કારણોથી જ મેં સરદાર રતનદાસની મારફત એનો છૂટકારો કરાવવાનો ઇરાદો કર્યો છે." નવરત્ને કહ્યું.

"પણ શું આ બાબતમાં આપ ફક્ત એકલા નવલવિહારીનો જ દોષ આપો છો ? જો તેમજ હોય તો તેમાં આપની ભુલ થાય છે. એમાં અહીંના પ્રખ્યાત ન્યાયાધીશ હરગોવિંદનો પણ હાથ છે. એ શયતાનની સલાહ તથા સહાયતાથીજ નવલવિહારીએ આવું જુલ્મી કામ કર્યું છે. હરગોવિંદ આવો મોટો પગારદાર હોવા છતાં અને લોકો પાસેથી હજારો રૂપિયાની લાંચ લેવા છતાં એટલો બધો લોભી છે કે, તે મારે ત્યાં કપડાં સીવડાવે છે, તેની સિલાઇના પણ પૂરતા પૈસા આપતો નથી. એ કમબખ્તે હવે તો કાળો કેર જ વર્ત્તાવવા માંડયો છે. ખુદાતાલા એ. શયતાનને એના જુલ્મોની સજા પણ કરતો નથી."

"હા, મુસ્તફખાં ! તમારૂં કહેવું બરાબર છે, પણ હવે તેના પાપનો ઘડો ભરાઇ જવા આવ્યો, પરમાત્મા તેને તેની કરણીનું ફળ ચખાડયા વિના રહેશે નહિ."

આ પ્રમાણે જ્યારે નવરત્ન તથા મુસ્તફાખાં વાતચીત કરવામાં રોકાયા હતા, ત્યારે સુભદ્રસિંહ એકાએક ત્યાં પાછો આવી પહોંચ્યો. એ જોઇને નવરત્ને તેને પૂછયું કે:—"કેમ, સુભદ્રસિંહ, આટલા થોડા વખતમાંજ તમે પૈસાની સગવડ શી રીતે કરી શક્યા ? શું

રતનદાસ તથા મુસ્તફાખાંને આપવાની મોહોરો લઇ આવ્યા છો કે?"

"એમાં સગવડ શી કરવી તી ? ઇશ્વર પ્રતાપે મારી સ્વામિની મનોહરાનો ખજાનો ભરપૂર છે, તેને ત્યાં દ્રવ્યનો કશો પણ અભાવજ નથી. હું તેમનો ખજાનચી છું, મારા હાથમાં જ તેમના ખજાનાની ચાવીઓ રહે છે, એટલે દ્રવ્ય લાવવામાં મને કશો વિલંબ ન થાય, તો તે સ્વાભાવિકજ છે. ચાલો હવે વિલંબ ન કરો, હું રતનદાસ તથા આ મુસ્તફાખાંને આપવાની મોહોરો મારી સાથે લેતો આવ્યો છું. લ્યો મુસ્તફખાં ! તમે તો તમારી મોહોરો ગણી લો અને જલ્દી અમને સરદાર રતનદાસ પાસે લઇ ચાલો. રાત્રિના બાર વાગી જવા આવ્યા છે અને તેની પાસે જતાં જતાંમાં તો સહજમાં જ બે કલાક વીતી જશે; માટે હવે વિના કારણ વિલંબ ન કરો. આમ કહીને તેણે મુસ્તફાને તેની ઠરાવેલી મોહોરો ગણી આપી. મુસ્તફાએ મોહોરો લઇને કહ્યું કેઃ—"ચાલો, હવે હું તમને એકદમ સરદાર રતનદાસની મુલાકાત કરાવી આપું છું. પણ હા—તેની પાસે જતાં પહેલાં તમને સૂચના આપી રાખું છું કે, તે એક ભયંકર પુરુષ છે જો તે નવરત્નભાઇને ઓળખી જશે, તો તેમની પાસેથી પણ દ્રવ્ય મેળવવાનો પ્રયત્ન કરશે, માટે નવરત્નભાઇ ! તમે તો તમારા પરિચયને છુપાવી જ રાખજો. કેમકે તે તમને ધનવાન ધારીને પૈસા માગ્યા વિના કદાપિ રહેશે નહિ. મારા ધારવા મૂજબ તમે આ સુભદ્રસિંહના નોકર તરીકે તમારો પરિચય આપશો, તો પણ ચાલી શકશે."

આમ કહ્યા પછી તેઓ સર્વ ત્યાંથી રવાના થઇને મધુમતીના કિનારાપર જે સ્થળે સરદાર રતનદાસની કાળા પોશાકવાળી દૂતી નિરંતર ઉભી રહેતી હતી અને જ્યાં ચંદ્રનાથની સાથે તેણે મુલાકાત

કરી હતી, ત્યાં આવી પહોંચ્યા. મુસ્તફાએ પહેલેથી જ તેમને ત્રણે રતનદાસ પાસે જવાની તેની કનેથી પરવાનગી માગી હતી, એથી તે સ્ત્રીએ કોઇપણ જાતનો વાંધો ઉઠાવ્યા વિના તરત જ તેમની ત્રણેની આંખોપર પાટા બાંધીને જે રસ્તેથી ચંદ્રનાથને રતનદાસના ભેદી ભોંયરામાં લઇ ગઇ હતી, તેવી જ રીતે તેમને પણ લઇ ગઇ.

એ સમયે સરદાર રતનદાસ ભોંયરાની અંદરના અને તેની અંદરના ત્રીજા ભેદી ભોંયરામાં બેસી હુક્કાની નળી હાથમાં ઝાલી ગુડગુડ શબ્દના ધ્વનીથી દિગ્મંડળને કંપાવતો તથા ધુમ્રરાશિના ગોટેગોટા બહાર કાઢી વાયુ મંડળને વિમલિન કરતો ધુમ્રપાન કરી રહ્યો હતો. તેની આસપાસ તેના સઘળા સરદારો, લૂટારાઓ અને લૂટારણો મદિરાપાનથી મસ્ત બનીને હમણાં થોડા વખત પહેલાં જ મુલ્તાન શહેરમાંથી પકડી લાવેલી એક વારાંગનાનું ગાયન સાંભળવામાં તલ્લીન બની ગયાં હતાં. વારાંગનાનું શરીર અતિ સુંદર નાજુક, નમુનેદાર અને ખૂબસુરત હતું. જાતિની તે મુસલ્માન હતી. તે પોતાના સુરીલા સ્વરથી ભોંયરાના ભૂમંડળને કંપાવતી, કોકિલાના ગાનને શરમાવતી એકે ઘણું જ મીઠું અને મૃદુગાન ગાઈ હતી;

“ કિસી કો દેકે દિલ કોઇ નબાસંજ—એ ફુગાં કયોં હો;
ન હો જબ દિલ હી સીનેમેં તો ફિર મુંહસે જુબાં કયોં હો;
વફા કૈસી કહાંકા ઇશ્ક જબ સર કા ફોડના ઠહરાં;
તો ફિર અય સંગ દિલ તેરા હો સંગ—એ આસ્તા કયોં હો;
ગલત હૈ જજબ દિલકા શિકવા દેખો જુર્મ કિસકા હૈ;
નખીંચો ગર તુમ અપને કો કશાકશ દમિયાં* કયોં હો.
યહ કિતના આદમી કી ખાના વીરાની કો કયા કમ હૈ;
હુએ તુમ દોસ્ત જિસકે દુશ્મન ઉસકા આસ્તાં કયોં હૈં,

યહી હૈ આજમાના તો સતાના કિસકો કહતે હૈ;
ઉઠૂકે હો લિયે જબ તુમતો મેરા ઈમુતહાં કયોં હો;'
કહા તુમને કિ કયોં હો ગૈર કે મિલન મેં રુખવાઈ;
બજા કહતે હો સચ કહતેં હોં ફિર કહિયો કિહાં કયોં હો;
નિકાલા ચાહતા હૈ કામ ક્યાં તાનોં સે તૂ ગાલિબ.
તેરે બે મેહેર કહનેસે તુઝ-પર મેહરબાં કયોં હો."

"આફ્રીન—આફ્રીન! ક્યાહી શીરીં અવાજ હય?' એવા અવાજોથી બરાબર રંગરાગ જામી રહ્યો હતો, એવામાં તેમાં ખલલ કરી એક નોકરે આવી સરદાર રતનદાસને સલામ કરી અદબવાળી કહ્યું કેઃ—"નામવર સરદાર સાહેબ! મધુમતીના કિનારાપરથી યમુનાજાન મુસ્તફાખાં તથા બીજા બે પુરુષોને લઇને આપની મુલાકાત કરવા માગે છે."

"જા, તેમને જલ્દી અહીં લઇ આવ." અનુચરને આ પ્રમાણે આજ્ઞા આપી વારાંગના તથા બધાં માણુસોને પોતપોતાના સ્થાનપર જવાનું કહી રતનદાસ તેમના આવવાની વાટ જોવા લાગ્યો.

આ તરફ પેલો અનુચર મુસ્તફાં, યમુના તથા નવરત્ન અને સુભદ્રસિંહને લઇને સરદાર પાસે આવી લાગ્યો અને ત્યાર પછી તેમની ત્રણેની આંખોપરથી પાટા છોડીને તે તરતજ ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવા પછી, તેમને સર્વને જૂદાં જૂદાં આસનોપર બેસવાની સૂચના કરી મુસ્તફાને ઉદ્દેશીને પૂછ્યું કેઃ—"કેમ મુસ્તફાખાં! આ પુતળીજ મનોહરાને નવલવિહારીના પંજામાંથી છોડાવવા માગે છે કે?"

મુસ્તફાએ અદબની સાથે જવાબ આપ્યો. "જી હા, નામદાર!"
રતનદાસે સુભદ્રસિંહને ઉદ્દેશીને પૂછ્યું કેઃ—"તમેજ મનો-

કરાને છોડાવવા માંગો છો, તમારે અને તેને શો સંબંધ છે અને આ બીજો યુવક કોણ છે વારૂ ?"

"જી, હા, સરદાર, હું જ મારી માલિક મનોહરાનો પાપાત્મા નવલવિહારીના પંજામાંથી ઉદ્ધાર કરવાની ઇચ્છા ધરાવું છું. હું તેમનો ખજાનચી છે અને આ યુવક મારી માલિકનો બીજો એક અનુચર છે !" સુભદ્રસિંહે જવાબ આપ્યો.

"વારૂ, મુસ્તફાખાંના કહેવા મૂજબ મારા માટે દ્રવ્ય લેતા આવ્યા છો કે ?"

"જી, હા. લો આ સોના મોહોરો તૈયાર છે." આમ કહી સુભદ્રસિંહે તેના હાથમાં સોનામોહોરોની થેલી આપીને કહ્યું કેઃ— "સરદાર ! આ કામ જેમ બને તેમ તાકીદે કરી આપશો, તો હું આપના તે ઉપકારને કદાપિ ભૂલી શકીશ નહિ."

"એમાં કશી અડચણ આવશે નહિ." આમ કહી મોહોરો ગણતાં ગણતાં સરદાર રતનદાસે ફરીવાર કહ્યું કેઃ—"હું હમણાં જ તમારી સાથે મારા મુખ્ય સરદાર તથા બીજા દસ બળવાન લૂટારાઓને મોકલી આપું છું, તેઓ તમે જયાંથી કહેશો ત્યાંથી મનોહરાને ઉદ્ધાર કરાવીને તમારા તાબામાં સોંપી દેશે. જો મેં ધાર્યું હોત તો હું પોતે જ તેને અત્યાર સુધીમાં મારા કબ્જામાં લીધા વિના રહેત નહિં. હું સારી રીતે જાણું છું કે, તે એક માલદાર સ્ત્રી છે અને તે સાથે ઘણીજ ખૂબસૂરત છે. પણ તેને મારા કાણુમાં ન લેવાનું કારણ માત્ર એટલું જ છે, અમને અમારી લૂટફાટના કામમાં વારંવાર જે ન્યાયાધીશ હરગોવિંદ બનતી મદદ કર્યા કરે છે, તેણે મને તેમ કરવાની મના કરી છે, તેથી મેં અત્યાર સુધી તેવું સાહસ કર્યું નથી. વળી નવલવિહારી પણ વારંવાર મને દ્રવ્ય આપ્યા કરે છે,

તેથી તેના શિકારને મારા સપાટામાં સપડાવવાનું વ્યાજબી લાગ્યું નથી. પણ હવે, એ એમાંથી કોઈપણ એમ ન જાણી જાય કે, આ કામમાં મેં અથવા મારાં માણસોએ તમને મદદ કરી છે તેની ખાસ સંભાળ રાખજો."

આમ કહીને સરદાર રતનદાસે તરતજ જેસલ નામના એક સરદારને બોલાવીને કહ્યું કઃ—"જેસલ! આ જવાનીઆઓની સાથે જઇને તે જે મકાન બતાવે તેમાંથી મનોહરા વારાંગનાનો ઉદ્ધાર કરાવી આપો અને તે સાથે તમારી સાથે દસબાર બળવાન લૂટારાઓને પણ લેતા જાઓ."

"જેવી સરદાર સાહેબની આજ્ઞા." કહીને જેસલ તરત જ પોતાના તાબાના ઉમદા ઉમદા દસપંદર બહાદુર લૂટારાને પોશાક પહેરી હથિયાર ધારણ કરી તૈયાર થવાની આજ્ઞા ફરમાવી. થોડીવારમાં જ લૂટારાઓ તૈયાર થઈ ગયા, એટલે જેસલે ફરીવાર સરદાર પાસે આવીને કહ્યું:—"જનાબ, બધી તૈયારી થઇ ચૂકી છે."

"બહુ સારૂં." આમ કહીને તેણે સુભદ્ર, નવરત્નને ઉદ્દેશીને કહ્યુ કેઃ—"જાઓ, ભાઇઓ, આ સરદારની સાથે જઇને તમારા કામને સફળ કરો. કોઇ કોઈવાર મારા લાયક આવાં કામો બતાવતા રહેશો."

"હા, હવેથી તમને જ એવાં કામો સોંપીશું. તમે પણ અમને ભૂલી જશો નહિ." આમ કહીને સુભદ્રસિંહ તથા નવરત્ન, જેસલ અને તેના લૂટારા સોબતીઓ સાથે મનોહરાને છોડાવવા માટે ચાલ્યા ગયા. જતી વેળાયે ફરીવાર તેમની આંખોપર પાટા બાંધી દેવામાં આવ્યા. મુસ્તફા સરદાર સાથે બેસી નાચગાનમાં ગુલ્તાન થયો.



# પ્રકરણ ૮ મું

## સખીની સહાનુભૂતિ

અરે ! હું જાણું છું, વિરહ પ્રણયીનું મરણ છે,
વળી જાણ્યું છે, કે મરણ વિરહીને સુખદ છે,
અરે ! કિન્તુ આશા મરણ વચમાં છે પડખરે;
મને તે કાં સોંપી ? મરણ નવ સોંપ્યું કયમ મને ?
મળ્યાથી છે ! તુજ મરણ જાણ્યે મરણ છે !
અરે ! અ જાણ્યાથી વધુ દુઃખદ આશા જરૂર છે;
સુખી તું છે જાણી મુજ દુઃખ સુખેથી ત્યજીશ હું;
અરેરે ! હું ધારૂં તુજ સુખજ માટે જીવિત છું.

કલાપી.

માણેકલાલ સર્વથી પ્રથમ પંડિત કામદેવને ઘેર જઇ પહોંચ્યો. ત્યાર પછી તેની મુલાકાત કરીને અંબાલિકાનાં સંબંધમાં તેની કન્યાની જે કાંઇ ઇચ્છા હતી, તે જણાવીને તેણે તેને વિશેષમાં એમ પણ કહી સંભળાવ્યું છેઃ–" મારી પણ એવી જ ઇચ્છા છે કે, એ અભાગણીને લાવીને, મારે ત્યાં મારી કન્યાની પેઠે પાળી પોષી ઉછેરૂં. પરંતુ તે મારાથી છેક અજાણી છે. માટે જો આપ કદાચ તેને એક પત્રદ્વારા મારે ત્યાં આવવાની ભલામણ કરશો, તો મને લાગે છે કે તે આવવામાં કોઇ પણ રીતે નારાજ થશે નહિ."

પંડિત કામદેવ માણેકલાલના હૃદયના સાધુભાવને પ્રથમથી જ જાણી ગયો હતો, તેથી તે ગળગળો થઇને કહેવા લાગ્યો કેઃ–" તમારી

આવી પરોપકાર વૃત્તિ જોઇને હું તમને ખરા હૃદયથી ધન્યવાદ આપું છું. મેં ધાર્યું હતું કે, એ હતભાગિનીને મારે ઘેર જ લાવીને રાખવી પડશે. પરંતુ મારે ત્યાં રહેવા કરતાં પણ તે તમારે ત્યાં વધારે સુખી રહી શકશે. તમારી કન્યાની સાથે તેનું મન મળી જશે અને તે સાથે તે બન્ને જણીઓ વાર્ત્તાવિનોદમાંજ પોતાના વખતને આનંદપૂર્વક વીતાડી શકશે. હું હમણાંજ તેના નામપર પત્ર લખી આપું છું. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, મારો પત્ર મળતાં જ તે તમારે ત્યાં આવવાને તૈયાર થઇ જશે."

આમ કહીને તેણે તરત જ એક પત્ર લખીને માણેકલાલના હાથમાં આપી દીધો. માણેકલાલ તે પત્ર લઇ પંડિત કામદેવને રીતસર પ્રણામ કરી પોતાની ગાડીમાં જઇ બેઠો અને ત્યાર પછી તેણે પોતાના ગાડીવાળાને ગાડી હાંકવાનો હુકમ કરી પોતાની કન્યાસહિત દુઃખિની અંબાલિકાના ઘર તરફ પ્રયાણ કર્યું.

તે વખતે સંધ્યા વીતી જવા આવી હતી. ચાંદનીથી ખીલી ઉઠેલી રળિયામણી રજની આખી દુનિયાને ખીલવી રહી હતી, ચંદ્રમા આકાશમાં બેસીને તારાઓની સાથે રંમત રમી રહ્યો હતો અને મલયમારુતના ધીમા ધીમા સંચારથી પ્રકૃતિ દેવીના શરીરને રોમાંચિત કરી રહ્યો હતો.

એ સમયે માણેકલાલની ગાડી અંબાલિકાના મકાનના દરવાજા પાસે જઇ પહોંચી. માણેકલાલે પોતાની સાથે જે એક દાસી હતી, તેને અંબાલિકાના પાસે મોકલી આપી, પિતાપુત્રી ગાડીમાં બેસી અંબાલિકાના આવવાની વાટ જોવા લાગ્યાં.

ઘણાજ થોડા વખતમાં દાસી પાછી ચાલી આવી અને તેની સાથે અંબાલિકાની એક દાસી પણ આવીને ઘણાજ સન્માનસહિત

ઇંદુમતિને ગાડીમાંથી ઉતારીને, જે ઓરડામાં સાક્ષાત્ શોક પ્રતિમા અંબાલિકા મલિન મુખથી બેઠી હતી, ત્યાં લઈ આવી.

ઇંદુમતિએ જોયું કે, તે ઓરડામાંની એક ખુલ્લી ખુરસીપર એક અર્ધા અવગુંઠનથી ઢંકાયલી એક સ્ત્રી બેઠી હતી. તેનો પગની પાની સુધી પહોંચે તેવો વાળનો અંબોડો તેલના અભાવે સુકાઈ ગયો હતો અને તે સાથે પવનના સંચાલનથી આમ તેમ વિખરાઇને ડોલી રહ્યો હતો. તેમાંના કેટલાક વાળ હાથપર, કેટલાક મુખપર, કેટલાક શરીરપર અને કેટલાક પીઠપર ઝુલી રહ્યા હતા. કાન સુધી ફેલાયલી આંખો સ્થિરનક્ષત્રની પેઠે સ્થિર થઈ રહી હતી. તેની મુખમુદ્રા જોતાં તે વર્ષાઋતુના ઝાંખા ગુલાબના જેવી સહજ ઝાંખી અને ફીકી જણાતી હતી.

ઇન્દુમતિએ તે ઓરડામાં દાખલ થઇને કહ્યું કેઃ—" બહેન, હું તમારી પાસે આવી છું."

અંબાલિકાએ ખુરસીપરથી ઉઠીને આંખોનાં આંસૂ લૂછી એક સુંદર આસન પર તેને બેસાડીને પૂછ્યું કેઃ–" તમો કયાંથી આવો છો, બહેન ? "

ઇન્દુમતિએ જવાબ આપ્યો કેઃ–" આ શહેરમાં જ હું રહું છું હું અહીંના વિખ્યાત વ્યાપારી ગૃહસ્થ માણેકલાલની કન્યા છું. "

અંબાલિકાએ પૂછ્યુંઃ–" માણેકલાલ શેઠની કન્યા છો ? બહુ સારૂં, આજે તમારા આવવાથી મને ઘણોજ આનંદ થયો છે. મેં દેવચરિત્ર માણેકલાલનું નામ સાંભળ્યું છે. મારા સાંભળવા પ્રમાણે આજકાલ, તેમના જેવા ધાર્મિક, દયાળુ અને પરોપકારી પુરુષ ઘણા જ થોડા છે. ગુજરાત જેવા એક દૂર દેશનાનિવાસી હોવા છતાં, તેમણે આ ભૂષણાનગરીમાં આવીને સારા સારા માણસોનો જે સ્નેહ

સંપાદન કર્યો છે, તેવો સ્નેહ અને પ્રીતિ બીજા કોઈનાથી ભાગ્યે જ મેળવી શકાય છે. માણેકલાલ શેઠને માટે આ શહેરમાં જે પ્રશંસા થઇ રહી છે, તેને હું સારી રીતે સાંભળી શકીછું. આજે હું એજ મહાત્મા પુરુષની કન્યાને મારા ઘેર પધારેલાં જોઇને ઘણીજ પ્રસન્ન થાઉં છું."

"હા, તેઓ અત્યારે તમારા મકાનના દરવાજા પરજ ઉભા છે." ઇન્દુમતિએ કહ્યું.

અજાયબીથી ઉભરાતી આંખોથી યુવતી ઇન્દુના મુખતરફ જોઇને અંબાલિકાએ પૂછયું કે:-"હું દુર્દશાના છેવટમાં છેવટની સીમામાં અસારે આવી ગઈ છું. આ જગતમાં મારા સળગળતા અને દુઃખથી દુભાતા હૃદયની વાત સંભળાવવા જેવું પણ મારા માટે કોઈ રહ્યું નથી. આવી સ્થિતિમાં આ ગરીબ બાલાને ઘેર તેઓ કયાંથી આવે? બહેન મારા જેવી એક રાંકડી અબળા પાસે તમારે શા કારણથી આવવું થયું છે?"

ઇન્દુમતિએ જવાબ આપ્યો કે:-"તમને મારે ઘેર તેડી જવાની મારી ઇચ્છા છે."

આમ કહીને ઇન્દુમતિએ અંબાલિકાના હાથમાં એક પત્ર આપ્યો. અંબાલિકાએ એ પત્ર ઉઘાડીને વાંચ્યો. પત્રમાં લખ્યું હતું કે:-

**સ્નેહમયી ભગિની અંબા!**

તારે ઘેર હવે તું એક ક્ષણુ માત્ર પણ રહીશ નહિ, તે દિવસે તેં મને કહ્યું હતું કે, હવે એ ઘર છોડીને બીજે કયાંક રહેવું એજ મારા માટે વિશેષ હિતાવહ છે, એ વખતે મેં પણ તને એવી જ સલાહ આપી હતી. મેં ધાર્યું હતું કે, તારી જેવી કુમારિકા એકલી એ વિશાળ મકાનમાં રહેશે, તો જે જાલિમ જમીનદાર સુંદરીમોહનના

જુલ્મથી તું રાજરાણીની સ્થિતિમાંથી, અત્યારે રસ્તાની રખડતી રઝળતી ભીખારિણી બની ગઈ છે અને તને અન્નનાં પણ સાંસાં પડવા માંડયાં છે, તે નીચ અને કામવૃત્તિને આધીન થયેલો કામાંધ સુંદરીમોહન તથા સાક્ષાત્ શયતાનના સ્વરૂપમાં મનુષ્ય રૂપે રહેલો ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રી તને કોઈ પણ રીતે સુખી રહેવા દેશે નહિ. આમ ધારીને એકાદ બે દિવસમાં તને મેં મારે ઘેર લાવવાનો નિશ્ચય કર્યો હતો. પરંતુ મારા પરમ મિત્ર માણેકલાલ શેઠ તેમની કન્યાની ભલામણથી તથા તેમના હૃદયની પરોપકાર વૃત્તિને અનુસરીને તને પોતાની કન્યાની પેઠે પોતાને ઘેર રાખી લેવાનો નિશ્ચય કરવાથી તથા મારા ઘર કરતાં ત્યાં તું વધારે સુખશાંતિમાં રહી શકીશ એમ ધારીને અને માણેકલાલ શેઠના પર મારા હૃદયની સંપૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ બેઠેલો હોવાથી, હું હવે તને ત્યાં જ જવાની ભલામણ કરૂં છું. જો તને સગવડ હોય તો આજે જ તેમની તથા તેમની કન્યાની સાથે તેમને ઘેર જજે. તેમની કન્યા પણ એક સારા સ્વભાવની અને સદ્‌ગુણી છે, એટલે તેની સાથે રહેવામાં તને કોઈ પણ જાતની હરકત આવશે નહિ."

આશીર્વાદક

—કામદેવ."

પત્ર વાંચતાંની સાથે જ અંબાલિકાની આંખોના આંસુ પ્રબળ ધારાનું સ્વરૂપ ધારણ કરીને એકદમ દડ્‌દડ્ વહેવા લાગ્યાં. અંબાલિકાની આંખોમાં આંસૂ જોઈને ઇંદુમતિ ઘણી જ દિલગીર થઈ. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કેઃ—" આ બિચારી દુઃખિનીની કેવી દુર્દશા થઈ ગઈ છે. થોડા વખત પહેલાંજ જે લાખો રૂપિયાની માલિક હતી તેને અત્યારે બીજાના ઘરના અનાજના ટુકડા માગી ખાવાનો

પ્રસંગ આવી લાગવાથીજ તે આમ રડી રહી છે. હું ધારૂં છું કે, તેના હૃદયપર એનો અસહ્ય આઘાત થવાથીજ તે અત્યારે આંખોમાંથી ચોધારાં આંસુ વહાવી રહી છે."

આવો વિચાર આવવાથી ઈન્દુમતિ સહજ શરમાઈ ગઇ અને સહજ શરમાળ મુખથી બોલી કે:-"બહેન, જો તું મારે ત્યાં આવવું પડશે, એમ ધારીને રડતી નહિ. તને ભગવાનની આણુ છે કે, તેથી તું જરા પણ દુઃખી થઈશ નહી. મારા ઘરને તારાથી જૂદું જાણીશ નહિ. આ સંસાર અને સંસારની માયા સર્વ ક્ષણિક છે. ક્ષણમાત્રમાં નષ્ટ થનારી છે. એક દિવસ મોટા પૃથ્વીપતિને પણ જગતના સુખદુઃખના સ્થાયી નિયમને આધીન થવું પડે છે. તારો પતિ જવાથી, તારી સર્વ સંપત્તિનું અપહરણુ થવાથી તારા મનમાં કાંઈક આઘાત થાય તો તે સ્વાભાવિક છે. પણુ તેથી છેક નિરાશ થઇશ નહિ, સંસાર સુખદુઃખની પરીક્ષાનું સ્થાન છે, વિશ્વમાં એવું એક પણ પ્રાણી નથી કે, જેની જિન્દગીમાં એકવાર પણ દુઃખ ભોગવવું ન પડે. દેવતાઓની પણુ એજ દશા છે.

"પુરંદર પણુ ભગંદરથી થયો' તો દુઃખને તાબે;
થયા'તા પાંચ પાંડવ પણુ મહા એ દુઃખને તાબે;
નથી આ વિશ્વમાં સ્થાયી રહ્યાં સુખો અને દુઃખો;
ગઇ જ્યાં સુખની છાયા ઉભાં આવી રહે દુઃખો;
કહી છે શાસ્ત્રના કર્ત્તા બધીએ ભૂલભૂલામણી છે;
ભમે છે માનવી તેમાં, ખરી માયા સમાણી છે."

માટે બહેન! હવે શોક અને સંતાપને હૃદયમાંથી દૂર કરી શાન્તિ અને આનંદને સ્થાન આપ. જો તને આ ઘરમાં એકલાં રહેવું ગમતું ન હોય તો મારી સાથે મારે ઘેર ચાલ. હું નાની

બહેનની પેઠે તારી સેવા કરીને સુખી થઇશ, એમ ધારીને જ તને તેડવા માટે અહીં આવી છું. મારે ત્યાં તને કોઇ પણ પ્રકારનું દુઃખ થશે નહિ; એવું તું અવશ્ય ધારી લેજે. મારા પિતા પણ નિરંતર તારા કલ્યાણની કામનાજ કરતા રહેશે."

ઈંદુમતિએ લજ્જાનો પરિત્યાગ કરી સ્વાભાવિક સ્નેહને વશીભૂત થઇ 'તમે' ને બદલે 'તું' નો જ વ્યવહાર કર્યો. અંબાલિકા પણ પોતાના પ્રેમાળ સ્વભાવ પ્રમાણે ઇન્દુમતિનું અનુકરણ કરી ગળગળા સ્વરથી બોલી કેઃ—"બહેન; તારા તથા તારા પિતાની આવી અપૂર્વ દયા તથા અનુગ્રહને જોઇને જ મારી આંખોમાં આંસૂ આવ્યાં હતાં, પણ તું મારૂં અપમાન કરે છે, એમ ધારીને હું રડી જ નહોતી. ભગવાનની સરજેલી આ સૃષ્ટિમાં સર્વ પ્રકારના લોકો વસે છે. કોઇ દાનવપ્રકૃતિથી સંસારમાં વિચરણ કરે છે અને કોઇ દેવ પ્રકૃતિથી તેમની કરુણાની ક્ષીરધારાથી જગતને સંજીવિત કરે છે. બહેન, તમોજ સંસારના દેવતાઓ છે. તમે આ વિધાતાના રાજ્યમાં ન્યાય, નીતિ અને સ્નેહનો આદર્શ દર્શાવવા માટે જ આભમાંથી ઉતરી આવ્યાં છો, મને તમારી સાથે આવવામાં કશી પણ હરકત નથી. હું તમારી સાથે આવવાને તૈયાર છું."

આમ કહી અંબાલિકા ઉઠીને ઉભી થઇ તથા દાસીની પાસેથી તેણે ઇન્દુમતિની સાથે જવાની વિદાયગીરી માગીને કહ્યું કેઃ—"આજે તું મને રજા આપ. હું ધારૂં છું કે, અત્યારે હું તારી પાસે જે રજા માગી રહી છું, એ છેવટની જ રજા છે. તારી સાથે હવે મારો મેળાપ થઇ શકશે નહિ, એટલું જ નહિ પણ હું આ ઘરને પણ ફરીવાર જોઇ શકીશ નહિ."

આ સાંભળીને દાસી રડી પડી. તેણે કહ્યું કેઃ—"ક્યાં જશો?

તમારાં ઘરબાર, અને સરસામાન મૂકીને તમો ક્યાં ચાલ્યાં જશો ? આવી ગાંડીવાત શા કારણથી કહો છો ? આ બધું છોડીને બીજે ક્યાંય પણ જવાની શી જરૂર છે ?"

અંબાલિકાએ કહ્યું કેઃ—"હવે આ સવ માલ મિલ્કત, ઘરબાર કે સરસામાન વગેરે કશું પણ મારા તાબામાં રહ્યું નથી. સુંદરીમોહને અદાલતમાં મુકર્દમો કરીને એ બધુ મારા તાબામાંથી છીનવી લીધું છે. અવિચારી ન્યાયાધીશ હરગોવિંદે લાંચના માર્યા એ બધું તેના તાબામાં સોંપી દીધું છે. હવે તારી આ અંબાલિકા રસ્તાની રખડતી ભીખારિણી બની ગઈ છે. તું પણ હવે મારી દાસી રહી નથી, સુંદરીમોહનની દાસી તરીકેજ મારી સેવા ઉઠાવી રહી છે. બહેન ! હવે મને રજા આપવામાં વિલંબ ન કર. પરાયા ઘરમાંથી મને જલ્દી બહાર નીકળી જવા દે. સુંદરીમોહન જીવતો જાગતો નરરાક્ષસ છે અને તેની પિશાચીવૃત્તિ મને અધર્મમાં લિપ્ત કરવાની છે. આ સર્વ તો તારા જાણવામાં જ છે, તેમ છતાં પણ તું મને અહીંથી જવા દેવામાં આમ વિઘ્ન કેમ નાખે છે ?"

"ના, બહેન ! હું વિઘ્ન નાખતી નથી. પણ તમારી આવી દશા જોઇને મારા મનમાં ખરેખર ઘણીજ દિલગીરી થાય છે. સુંદરીમોહને ગેરઇન્સાફ અને બળાત્કારથી આપની સઘળી સંપત્તિ છીનવી લીધી છે, એ જોઇને મને ન્યાયનો વિક્રય કરનારા નાદાન ન્યાયાધીશ પર સખ્ત નફરત આવે છે ? શું ઇન્સાફ એ એવી વસ્તુ છે કે, જેનું વેચાણ થઇ શકે ? ના કદાપિ નહિ. એ સર્વ જગતના જીવોનો ઉદ્ધાર કરનાર દેવ છે. એ દેવને શયતાન હરગોવિંદે શયતાન બનાવી દીધો છે. પાપનો પ્રચાર કરવાનો પ્રારંભ કરી દીધો છે. પણ ચિંતા નહિ, તેમને તેમની કરણીનું ફળ મળ્યા વિના રહેશે નહિ.

જે ન્યાયનાનાથના નામથી ઓળખાતા પાખંડીઓ ન્યાયને અન્યાય બનાવી તેનો દુરુપયોગ કરે છે, તેને માટે નરકના ધગધગતા અગ્નિ-કુંડોમાં પણ સ્થાન નથી. તેવા કાપુરુષોને માટે ખાસ સ્વતંત્ર નરક નિર્માણ થયેલું છે. ન્યાય એ દેવતા છે, અન્યાય અધર્મનો અવતાર છે, દાનવ છે. માટે દેવતા અને દાનવના યુદ્ધમાં દાનવની જ અંતે હાર થાય છે." દાસીએ સહજ કોપના આવેશમાં આવીને કહ્યું.

"એ સર્વ વાર્તાનો હું સ્વીકાર કરૂં છું, પરંતુ અત્યારે જગતની દૃષ્ટિમાં તો તેઓ ગર્વની સાથે વિચરણ કરી ઇચ્છા મુજબ વર્તી રહ્યા છે ને?" અંબાલિકાએ કહ્યું.

"ના, એમ ધારવામાં તમારી ભૂલ થાય છે. સંસારમાં કોઈના દિવસો સરખા રહેતાજ નથી. સર્વ કોઇને વારાફરતી સુખ દુઃખની છાયામાં આવવું પડે છે. વિદ્વાનો પર કહે છે કેઃ—

"રહેતા દીવસ નથી કોઇના એકજ અવસ્થામાં કદા;
સુખ હોય આજે પૂર્ણ તો, કાલે પડે છે આપદા;
ભિક્ષુક થતો ધનવાન, પામી એક પળમાં સંપદા;
જે આજ છે, કાલે નથી, એ નીયમ ભવનો છે સદા;
વિશ્વપ્રકાશક સૂર્યનો પણ અસ્ત નભમાં થાય છે;
છે ચાર દીનની ચાંદની, પાછળ અંધારી રાત છે."

આ સાંભળીને અંબાલિકાએ કહ્યું કેઃ—"ગમે તેમ છે, તોપણ અત્યારે મારી આ સર્વ મિલ્કતમાંથી એક કોડી જેટલું દ્રવ્ય લેવાનો પણ મને અધિકાર નથી."

"ત્યારે શું તમો એ કહેવા માગો છો કે ઈશ્વરના દરબારમાં ઇન્સાફ જ નથી?"

"ના, ઇન્સાફ થતી, એમ મારાથી શી રીતે કહી શકાય?

પણુ તેમ છતાં પણુ તું કાલે એ ઇશ્વરના ઇન્સાફને બરાબર જોઇ શકીશ. આ બાલિકાની મિલ્કતને ફના થતી નિરખી શકીશ." આ બાલિકાએ ફરીવાર આંખમાં આંસુ લાવીને કહ્યું.

"જ્યારે તમારી ઇચ્છા અહીંથી જવાનીજ છે, ત્યારે તેમાં અડચણુ કરવાનું હું કોઇ પણુ રીતે ઉચિત ધારતી નથી. પણુ તેમ છતાં પણુ જતી વેળાયે મારી છેવટની એક યાચના સ્વીકારીને હું આપું તે વસ્તુને તમારી સાથે લેતાં જાઓ."

"તુ મને કઇ વસ્તુ આપવાની ઇચ્છા ધરાવે છે?" આ બાલિકાએ કહ્યું.

"હું બીજું તો શું આપી શકું? જે તમારૂં છે, એને જ તમારી સેવામાં સોંપવા માગું છું. અહીંથી જતી વેળાયે તમારી સાથે તમારા માટે કેટલાંક કપડાં તથા દ્રવ્યની તો ખાસ જરૂર પડશે, માટે તે સાથે લેતાં જાઓ. જ્યારે તમો કહોશો કે, આ સર્વ મિલ્કત હવે સુંદરીમોહનના તાબામાં ચાલી ગઈ છે અને તેમાંથી એક કોડી લેવાનો પણુ મને અધિકાર રહ્યો નથી, ત્યારે હવે મારી પોતાની કમાણીના, તમારે ત્યાં નોકરી કરો મેળવેલા પૈસા તથા વસ્ત્રો આપવાની મારી ઈચ્છા છે. નાનપણુથી તમારૂં અન્ન ખાઇનેજ હું પોષાતી આવી છું, તમારી કૃપાને લીધેજ મારી જીન્દગી બચી શકી છે, માટે મને આશા છે કે, મારી આ સાધારણુ સેવાનેઃ તમે અવશ્ય સ્વીકાર કરશોજ."

"ના, બહેન તને ગરીબને એવી તસ્દીમાં નાખવાનું હું ઉચિત ધારતી નથી. જેઓ આજે મારાપર કૃપા કરીને મને પોતાને ત્યાં આશ્રય આપવાના આશયથી અહીં સુધી આવ્યાં છે. તેઓ જ, મારા માટે બધો બંદોબસ્ત કરી આપશે. બહેન! તારો આવી કૃતજ્ઞતાને

માટે હું તને હૃદયપૂર્વક ધન્યવાદ આપું છું. ઇશ્વર તારૂં કલ્યાણ કરો, એવી મારા આ દુઃખી હૃદયની તને આશિષ છે." અંબાલિકાએ ગળગળા અવાજથી કહ્યું.

આ સમયે ઇન્દુએ આંખમાં આંસૂ લાવીને કહ્યું કેઃ–" ઈશ્વરકૃપાથી એ વિષયમાં તને કશી પણ અડચણ આવવા દઇશું નહિ. તું એક વસ્તુ માગીશ, તો અમો એકવીસ લાવીને તારી પાસે રજૂ કરીશું. ચાલ, હવે વિલંબ ન કર. પિતાજી આપણી વાટ જોતા જ હજી દરવાજા પર ઉભા છે અને વખત પણ ઘણો જ વીતી ગયો છે."

ત્યાર પછી તેઓ ઘરમાંથી બહાર નીકળ્યાં. જિન્દગી સુધી જે ઘરમાં પોષાઇ હતી, તે સ્નેહ અને માયાવાળા ઘર તરફ એકવાર અંબાલિકાએ ઘણી જ કરુણદૃષ્ટિથી જોયું. એ વખતે રાત્રિનો પવન સન સન કરતો તેના કાન પાસેથી વહીને ચાલ્યો ગયો. તે ઝાડ, પત્ર, તે દીવાલ દરવાજા આદિ સર્વેએ જાણે પોતાના સેંકડો બાહુઓનો વિસ્તાર કરીને અંબાલિકાને જાણે પાછી ફેરવવાની કોશિશ કરી. પરંતુ તે બિચારાં શું તેની પાસે આવી શકે ખરાં કે ? અંબાલિકા મનમાં ને મનમાં ઘણી જ કરુણતાની સાથે તેમની સર્વની પાસેથી રજા લઇને ઇન્દુમતિની સાથે તેની ગાડીમાં જઇ બેઠી. ગાડીમાં બેઠા પછી ગાડીવાળાએ રાત્રિની શાંતિનો ભંગ કરીને સપાટાબંધ ગાડી ચલાવવા માંડી થોડીવારમાં જ અંબાલિકાનું મકાન છોડીને તે ગાડી ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ.



## પ્રકરણ ૯ મું.

### અબળાનો ઉદ્ધાર

છો બ્રહ્માંડ સહુ ત્યજે; ન પરવા રાખી ન વા રાખવી;
પોતાના ઉરદંશની જ પરવા પૂરેપૂરી રાખવી;
ના ના ભૂલ કબુલના શરમ ના, ના ક્ષુબ્ધતા માનવી;
પોતાની જ કબૂલ ભૂલ કરતું ઉંચે જતું માનવી;

નિર્માયો ક્રમ હેતુપૂર્વક બધો આ વિશ્વયાત્રા તણો;
તેમાં આ ઉરનું પરિક્રમણ તે સંકેત નિર્માણનો;
ચાહે છે પ્રભુની કૃપા અનુભવો સૌને પૂરા આપવા;
ને જીવો સહુને તપાવી, કસીને દે લ્હાણ પ્રેમી થવા.

સાગર.

---

ઘોર અંધકારમયી રાત્રિ હતી; અંધકારની કાળી છાયાએ પૃથ્વીને ઢાંકી દીધી હતી. નજીકની કોઇ પણ વસ્તુ પણ સ્પષ્ટ રીતે જોઇ શકાતી નહોતી. રાત્રિના લગભગ અગિયારેક વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. એ સમયે ભૂષણાનગરીની પૂર્વ દિશામાં લગભગ દોઢેક માઇલપર દૂર આવેલી મધુમતિના કિનારાપરથી જમીનદાર નવલવિહારીના બંગલા તરફ દસ પંદર માણસો જઇ રહ્યા હતા, તેમાંના સઘળા હથિયારબંધ હતા, ફક્ત બે જણાની પાસે કશું પણ હથિયાર જોવામાં આવતું નહોતું. તેમની બન્નેની મુખમુદ્રા જોતાં તેઓ કોઇ ખાન્દાન કુટુંબના હોય, તેમ સહજમાં જ જણાઇ આવતું, પરંતુ બાકીના બીજા બધા માણસોની આકૃત્તિ, પ્રકૃત્તિ અને વાત-

ચીતપરથી તેઓ મનુષ્ય જાતિની શાંતિમાં ઘોરતમ અશાન્તિની છાયા છવડાવનારા પાખંડી પિશાચો હોય, એવું અનુમાન સહજ-માં જ થઇ આવતું. તેમાંનો એક સર્વથી કદાવર અને મજબૂત બાંધાનો પુરુષ પોતાના સર્વ સોબતીઓને ઉદ્દેશીને કહી રહ્યો હતો કે:—"જૂઓ, આજે માતા કાલિકા કરાલીની કૃપાથી ઠીક શિકાર હાથ લાગ્યો છે, માટે એ હાથમાંથી છટકી ન જાય, એની ખાસ સંભાળ રાખજો."

આ સાંભળીને તેના ટોળામાંનો બીજો એક માણસ મોટેથી બોલી ઉઠયો કે:—"હા, બાપજી ! દાવતો ઠીક હાથ લાગ્યો છે. આજે બૈરી—છોકરાંનું દાળદર ફીટી જાય એમ જ જણાય છે. હમણાં ઘણા દિવસ થયાં ભોંયરામાંને ભોંયરામાં છુપાઈ રહેવાથી બરાબર ચેન પડતું નહોતું અને ખીસું પણ તર થતું નહોતું; એથી મારા તો બાર જ વાગી ગયા હતા. સરદાર પાસે પૈસા માગતાં, તેઓ તો ગુસ્સામાં આવીને પાંચ સાત ગાળો પણ ચોપડાવી દેતા હતા અને કહેતા હતા કે, 'જાઓ સાલાઓ, પૈસા માગતાં શર્મ પણ નથી આવતી ? જોતા નથી કે, તમારા બાપ મોનાહાતિએ આજકાલ આપણી લૂંટના દ્વાર પણ બંધ કરી દીધાં છે ? આવી હાલતમાં હું તમારા માટે પૈસા ક્યાંથી લાવું, તમારા બાપના કપાળમાંથી !' આથી આપણે તો તદ્દન મુફલિસ બની ગયા હતા."

એવામાં વચ્ચમાં બીજો એક જણ તેને અટકાવીને જ બોલ્યો કે:—"ચૂપ કર, જરા જોતો પણ નથી કે, અત્યારે આપણે ક્યાં જઇ રહ્યા છીએ ! તારો અવાજ સાંભળીને કદાચ મોનાહાતિનો કોઇ માણસ આવી ચડશે, તો શું કરીશ ? સાલા, તારા પાપે અમારે પણ મોતના મ્હોંમા પડવું પડશે. ધીમે બકી મરતાં શું મોત આવે છે !"

આ સાંભળીને ત્રીજાએ જરા ધીમેથી કહ્યું કેઃ—"ભાઇ! તું એને છેક ખોટો કાં પાડો છે! એ બિચારો ખોટું શું કહે છે! આજકાલ પૈસાની એવી તો મારામારી ચાલે છે કે, બીડી પીવાને પણ એક રાતું કાવડીયું સરખું પણ મળી શકતું નથી."

ચોથાએ તેને ટેકો આપીને કહ્યું કેઃ—"હા—હા. ખરું છે, આપણે પણ હમણાં તો સૂકા ટાટ બની ગયા છે. રોટીયાના અભાવે બાઇડી ઘરમાં ધમપછાડ કરવા માંડી છે અને છોકરાંઓએ તો કાળજું પણ કાઢી ખાવા માંડયું છે."

પાંચમો એક લૂટારો જરા હસીને પણ ધીમેથી પોતાની કર્મ-કથા કહેવા લાગ્યોઃ—"શું કરીએ, ગુલામી એતો ગુલામી જ છે. એ ગુલામીને લીધે આપણે પણ લુખ્ખા કડક બંગાળી બની ગયા છીએ સાહુ, કંઇ ઓછો જુલ્મ છે! એ નરકના કીડા મોનાહાતિએ હવે તો કાળો કેર જ વર્ત્તાવવા માંડયો છે. આપણા સરદાર રતનદાસ કે જેનાથી આખો દેશ ડોલે છે, તેઓ પણ આજકાલ મોનાહાતિના દાબથી દબાઇ ગયા છે અને તેની ખુશામતની ખાતર લૂંટફાટ કરવાનું પણ તેમણે બંધ કર્યું છે! જો આમને આમ હવે થોડા દિવસ ચાલશે તો આપણા ઘરમાં તો હાલ્લાં કુસ્તી કરશે, હનુમાન હડીયો કાઢશે અને ભૂત ભૂસકા મારશે."

છઠ્ઠો એક જણ છાતી ઠોકીને કહેવા માંડયોઃ—"હવે એ મોનાહાતિના પાપનો ઘડો ભરાઇ રહેવા આવ્યો છે. પણ મને નવાઇ તો એજ થાય છે કે, આપણા સરદાર પણ એનાથી આટલા બધા ડરે છે શામાટે! શું તેમની પાસે કાંઇ પણ ચીજની ખોટ છે! ના તેઓ મોનાહાતિથી તો કોઇપણ રીતે કમ નથી. તો પછી આમ

જુપાઇને ઉંદરની પેઠે ભોંયરામાં જ શા કારણથી પડયા રહે છે ? મને તો આ બાબતમાં કાંઇપણ સમજાતું નથી. ”

“ ક્યાંથી સમજાય ! આજકાલ પેલી મુલ્તાનથી આવેલી નાજુક—નખરાળી ચાલાક ચપળાએ તેમને પોતાના ગુલામ બનાવી દીધા છે. એ વેશ્યાની યારીમાં એટલા બધા અંજાઇ ગયા છે કે, એમને ખાવાપીવાનું પણ ભાન રહેતું નથી. ” પાંચમા લૂટારાએ કહ્યું.

આ પ્રમાણે વાતચીત કરતા તેઓ સર્વ નવલવિહારીના આકાશ સાથે વાતો કરતા મોટા બંગલાની છેક નજીકમાં આવી પહોંચ્યા. એ વખતે તેના સરદારે તેમને સર્વને ચૂપ રહેવાની સૂચના કરી કહ્યું કે:—“ બસ કરો, હવે તમારી નમાલી વાતોને આટલેથી જ અટકાવી દો. હવે સહુ હોતપોતાનાં હથિયારો સંભાળી લો. જે કામને માટે તમો અહીં આવ્યા છો, તે કામને પાર પાડવાની તૈયારી કરો. નવલવિહારીનો બંગલો હવે અહીંથી છેક નજીકમાં જ છે, માટે બિલકુલ અવાજ ન કરો. ”

આ લોકોની વાતચીત સાંભળીને અમારા વાંચકબંધુઓ એટલું તો અવશ્ય જાણી ગયા હશે કે, એ લોકો કોણ છે અને શાકારણથી અત્યારે આવી અંધારી રાત્રે અહીં આવ્યા છે. એ સર્વ સરદાર રતનદાસના તાબાના લૂટારાઓ જ હતા. અને તેમની સાથે બીજા જે બે યુવકો હતા, તેમાં એક નવરત્ન અને બીજો સુભદ્રસિંહ હતો, એમ જણાવવાની પણ નવેસરથી કશી જરૂર હોય, તેમ જણાતું નથી.

નવરત્ને એ લૂંટારાઓની સાથે આવેલા તેના સરદાર જેસલને ઉદ્દેશીને કહ્યું કે:—“ સરદાર ! આ કામ બહુ જ ઉતાવળથી કરવાનું પણ તેમાં ખાસ સબૂરી રાખવાની જરૂર છે. તમો તમારા સર્વ સોબતીઓને અહીં બેસાડીને જોઇ આવો કે, નવલવિહારીના બંગલામાં

અત્યારે કોણ કોણ હાજર છે, તેમાં શો પ્રકાર ચાલી રહ્યો છે અને બંગલાની રક્ષા કરવાની શી વ્યવસ્થા કરવામાં આવી છે ? આ બધી બાતમી મેળવ્યા પછી જ આગળ પગલાં ભરવાની અગત્ય છે. કારણ કે, જો તેના માણસોની સંખ્યા વધારે હોય તો પછી ખૂન-ખૂવારી કરવાની મને વધારે જરૂર જણાતી નથી. આ કામ એવી યુક્તિ અને ચાલાકીથી કરવાનું છે કે જેથી મનોહરા સહજમાં જ છુટી શકે અને એક પણ માણસના શરીરપર હથિયારનો જખ્મ ન થાય. વળી નવલવિહારીના મનમાં એવી કલ્પના પણ ન આવે કે આ કામ કરનાર કોણ છે અને ક્યારે તથા શા કારણથી થયું છે.

સુભદ્રસિંહે નવરત્નના કહેવાને ટેકો આપીને કહ્યું કેઃ—"હા, નવરત્નભાઇનું કહેવું અક્ષરેઅક્ષર ખરૂં છે. આવાં કામોમાં તો ખાસ કાળજી રાખવાની જરૂર છે. કારણ કે મારામારી કરવા કરતાં જે કાર્ય યુક્તિથી થઇ શકે છે. તે કાર્ય જ વધારે લાભદાયક નિવડે છે. તમો પ્રથમ જઇને જોઇ આવો કે, ત્યાં શી વ્યવસ્થા ચાલી રહી છે અને મનોહરા આ બંગલાના ક્યા ઓરડામાં કેદ છે."

સરદાર જેસલે કહ્યુંઃ—"બહુ સારૂં, ત્યારે હવે તેમજ કરૂં છું." આમ કહીને તે પોતાના લૂટારાઓને નવલવિહારીના બંગલાથી લગભગ સો-દોઢસો હાથના અંતરપર દૂર આવેલા એક ઘટાદાર વૃક્ષોની ઝાડીમાં બેસાડી ચૂપચાપ રહેવાની આજ્ઞા આપી તરતજ ધીમે ધીમે નવલવિહારીના બંગલાની તપાસ કરવા રવાના થયો.

આ તરફ સરદાર સુભદ્રસિંહે નવરત્નને કહ્યુંઃ—"ભાઇ નવરત્ન ! સરદાર જેસલ જ્યારે નવલવિહારીના બંગલાની બધી બાતમી મેળવી આવે, ત્યારે તમે એકદમ તેના બંગલાપર ચઢી જઇને તૂફાન મચાવશો નહિ. હું હમણાં શહેરમાં જઇને પાછો આવું છું. મારા

આવતાં સુધીમાં તમે મનોહરાના ઉદ્ધારનો દૃઢ નિશ્ચય કરી લેજો. પણ જ્યાં સુધી હું ન આવું, ત્યાં સુધી તમો અહીંથી એક ડગલું પણ આગળ ભરશો નહિ. શહેરમાં જવાની મને ખાસ જરૂર છે કારણ કે, 'મનોહરાના ખજાનાને તાળું વાસવાનું હું છેક ભૂલી ગયો છું, તેથી એ બાબતમાં મને બહુ જ ફિકર થાય છે. અત્યારે ગયા વિના ચાલે તેમ નથી. હું જ્યાં સુધીમાં જઇને પાછો આવીશ, ત્યાં સુધી-માં તો તમે પણ કોઇ એક દૃઢ નિશ્ચયપર આવી જશો."

" પણ, સુભદ્રસિંહ આવી અણીની વેળાયે જ્યારે તમો ચાલ્યા જશો, ત્યારે અમોને તમારા જેવી ઉપયોગી સલાહ કોણ આપશે. તમારી ખોટ તો અમોને પૂરેપૂરી જણાઇ આવશે. પણ જ્યારે તમો ખજાનાને ખુલ્લો મૂકીને જ ચાલ્યા આવ્યા છો, ત્યારે હવે તમને અહીં રોકી રાખવાનું ઉચિત જણાતું નથી, જેમ બને તેમ તમારા કામને જલ્દી પતાવીને અહીં વેળાસર આવી પહોંચજો. તમારા આ-વ્યા પછી જ અમો આપણા કામને આદરીશું."

"એ બાબતમાં તમે કશી પણ ચિંતા રાખશો નહિ. હું સ-રદાર જેસલના આવતાં સુધીમાં જ ઘણા ભાગે તો આવી જઇશ. મારા આવ્યા સિવાય તમે કોઈ નવલવિહારીના બંગલાપર હલ્લો કરશો નહિ.", આમ કહીને સુભદ્રસિંહ એકદમ ત્યાંથી મનોહરાના મહાલય તરફ જવા માટે ભૂષણાનગરીનો રસ્તો પકડીને ચાલી નીકળ્યો.

સરદાર જેસલે સુભદ્રસિંહના ચાલ્યા જવા પછી થોડીવારે આ-વીને નવરત્નને એવા સમાચાર આપ્યા કેઃ—" નવલવિહારીના બં-ગલામાં અત્યાર સુધી સર્વ કોઈ જાગતા જ બેઠા છે. રાત્રિના બાર વાગી જવા આવ્યાં છતાં પણ એમની પ્રેમલીલાનું નાટક ખલાસ થયું નથી. બંગલાના દરવાજાપર ચાર બળવાન હિન્દુસ્તાની સિપાઇઓ

હથિયારબંધ બેઠા છે અને અંદરના ભાગમાં બીજા દસબાર માણસો ગાંજાની ચલમો ફુંકવામાં તથા વાતોનાં ગપ્પાં મારવામાં રોકાયા છે બંગલાના એક મોટા ઓરડામાં નાચગાન અને ગુલતાન ચાલી રહ્યાં છે કોઇ સોળ સતર વર્ષની સુંદરી બુલબુલના બચ્ચાંને પણ શરમાવી દે તેવા મીઠા અવાજથી ગાયનો ગાઇ રહી છે. નવલવિહારી તેનો સરદાર કિશોર તથા સુંદરીમોહન નામનો એક જમીનદાર સુરાદેવીનો દોરદમામ ચલાવી રહ્યા છે. બંગલાના દરવાજાપરથીજ તેમનો આ બધો પ્રકાર બહુ સારીરીતે જોઈ શકાય છે. મનોહરાનો તો કયાંય પણ પત્તોજ મળતો નથી. તેનો અવાજ પણ સાંભળવામાં આવતો નથી. જ્યાં સુધી એ સિપાહીઓ જાગતા બેઠા હોય, ત્યાં સુધી તે બંગલામાં દાખલ થવાય, એવો બીજો કોઈ સરળ ઇલાજ પણ નથી. હા. જો એ લોકો ઉંઘી જાય, તો બંગલાની પાછળના ભાગની ઉંચી દીવાલ સાથે ચંદન ઘો લગાડીને ઘણીજ સહેલાઇથી તેમાં દાખલ થઈ શકાય તેમ છે. પણ તેમાં દાખલ થયા પછી પણ મારામારી કર્યા સિવાય ચાલી શકે, તેમ નથી. સાહેબ ! મામલો આવા સંગીન પાયાપર છે, માટે કહો જોઈએ કે હવે તમારે શો ઇલાજ લેવાની ઇચ્છા છો. જો તમારી ઇચ્છા તકરાર કરવાની હોય તો પણ અમો તો તૈયાર જ છીએ ફક્ત તમારી આજ્ઞાનીજ વાર છે."

નવરત્ને બધી બીનાને એક ચિત્તથી સાંભળી લીધા પછી ઘણાજ ધીમા અવાજથી કહ્યું કે:—" સરદાર, જરાવાર સબૂર કરો. સુભદ્રસિંહ કાંઇક કારણસર સહેરમાં ગયા છે, તેઓ હમણાંજ આવી પહોંચશે, એટલે પછી તેઓ જેમ કહેશે તેમ કરીશું. આમ ઉતાવળ કરવાની કાંઈ ખાસ જરૂર નથી.

સરદાર જેસલે કહ્યું:—" બહુ સારૂં, જ્યારે તમારી ઇચ્છા

તેમના આવતાં સુધી વાટ જોવાની જ છે, ત્યારે અમારે પણ તેમાં કાંઇ ના નથી. પણ એમના આવતાં પહેલાં મનોહરાને છોડાવવાનો કાંઇ ઈલાજ તો શોધી કાઢો."

નવરત્ને કહ્યું:–" હું હમણાં એના જ વિચારમાં પડી ગયો છું મારી ધારણા પ્રમાણે તમારી પાસેની ઘોને દિવાલપર વળગાડી આ મજબુત હીરની દોરીની સહાયતાથી નવલવિહારીના બંગલાની પાછળ થી અંદર દાખલ થઇને પ્રથમ તો મનોહરાનો પત્તો મેળવવાની ખાસ જરૂર છે. જ્યાં સૂધી તેનો પત્તો ન મળી શકે, ત્યાં સુધી આપણાથી કશું પણ થઇ શકે તેમ નથી. જો કદાચ મનોહરા આ બંગલામાં ન હોય અને નાહકની મારામારી કરવામાં તો જગતમાં અમારી હાંસી થવાનો ભય રહે છે. માટે પ્રથમ તો મનોહરા આ બંગલામાં છે કે કેમ એનો પત્તો મળવવાની જ ખાસ અગત્ય છે કે કેમ સરદાર, આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે ? મારૂં કહેવું તમને ઠીક જણાય છે કે નહિ ?"

"તમારૂં કહેવું તદ્દન વ્યાજબી જ છે. મારી પણ એવી જ ઇચ્છા છે કે, પહેલાં તો મનોહરાનો પત્તો જ મેળવવો જોઇએ. કારણ કે, જ્યાં સુધી એનો પત્તો ન મળે, ત્યાં સુધી વિના કારણ ખૂનખરાબી કરવી મને ઠીક લાગતી નથી. તમારો યોજેલો ઉપાય મને ઘણો જ સારો જણાય છે, પણ એ ઉપાય જ્યાં સુધી એ બેશર્મ ગદ્ધાઓ ઉંઘે નહિ, ત્યાં સુધી ઉપયોગમાં આવી શકે તેમ નથી. કારણ કે જો એ લોકોના જાણવામાં આવી જાય કે, આપણે તેમના બંગલામાં પાછળથી દાખલ થઇને મનોહરાને છોડાવવા માટે આવ્યા છીએ, તો પછી તેઓ આપણને જીવતા છોડે તેમ નથી. મારા ધારવા પ્રમાણે તો હજી એકાદ કલાક તેમના ઉંઘવાની વાટ જોઇને જ્યારે તેઓ ઘોર

ઉધમાં આવી પડે, ત્યારે મનોહરાનો પત્તો મેળવવા માટે નવલવિહારીના બંગલામાં દાખલ થવું એ વધારે સહીસલામતી ભરેલું જણાય છે અને એ કામમાં ફત્તેહ મળવાની પણ પૂરતી વકી રહે છે."

નવરત્ન આ સાંભળીને વિચારમાં પડી ગયો. ઘણીવાર સુધી વિચાર કર્યા પછી તેણે સરદાર જેસલને સંબોધીને કહ્યું કેઃ—"મને પણ તમારી આ યુક્તિ બરાબર યોગ્ય લાગે છે. હું ધારૂં છું કે, એક કલાક વીતતાં સુધીમાં તો સુભદ્રસિંહ પણ આવી પહોંચશે. તેના કહેવા પ્રમાણે ચાલવાથી આપણને કાંઇક નવો રસ્તો પણ મળી શકશે. એ એક ચાલાક યુવક છે. આટલી નાની ઉમ્મરમાં તે જેવી ચાલાકી દેખાડી રહ્યો છે, તેવી ચાલાકી મેં બીજા કોઇનામાં પણ જોઈ નથી."

"બહુ સારૂં, ત્યારે તો તેના આવતાં સુધીમાં આપણે સહુને થોડો ઘણો આરામ પણ મળી શકશે." આમ કહીને તેણે પોતાના તાબાના લૂટારાઓને નિરાંતે આરામ લેવાની સૂચના કરી. સર્વ લૂટારાઓ નિશ્ચિંતતાથી બેસીને વાતોના ગપાટા મારવા લાગ્યા અને જમીનદાર નવરત્ન મનોહરાને છોડાવવાના વિચારમાં પડી ગયો.

આ તરફ નવલવિહારીના બંગલામાં નાચગાનની ધામધુમ ચાલી રહી હતી. આજકાલ સુંદરીમોહનના હાથમાં અંબાલિકાની મોટી મિલ્કત મળવાથી તે નિત્ય નિત્ય મોટી મોટી મજલિસો ભરી મોજમજા ઉડાવતો હતો. હમેશાં તેને ત્યાં નાચ-ગાન અને વારાંગનાઓના મુજરા ચાલ્યા કરતા હતા. આજે નવલવિહારીએ સુંદરીમોહનના ઉપકારના ઋણમાંથી મુક્ત થવા માટે તેવો જલ્સો ઉજવ્યો હતો. લખનૌની નામદી અથવા મશહુર પ્યારીજાનકે જે તે સમયે આખા ઉત્તર હિન્દુસ્તાનમાં પોતાના મીઠા અવાજ અને સુરીલા

ગાનને માટે નામીચી હતી, તેને બોલાવીને ગાયનવાદનનો ઠાઠમાઠ પણ ચલાવ્યો હતો. નવલવિહારી, સુંદરીમોહન, કિશોર તથા તેમના બે ચાર દોસ્તો મોહમયી મદિરાનું પાન કરી મતવાલા માતંગની પેઠે ડોલી રહ્યા હતા અને વારંવાર 'આફ્રીન' 'આફ્રીન' 'ક્યા અચ્છા ગાના હય' 'ગાનેમેં તો યહ રંડી કલાલ કરતી હય' એવા પોકારો કરી રહ્યા હતા. અત્યારે તેમણે એટલી બધી મદિરા ઢીંચી હતી કે, હવે જો તેમને થોડીક મદિરા પાવામાં આવે તો તેઓ બધા લોથપોથ થઇને, પોતાની બધી શુદ્ધ બુદ્ધને ભુલી જઇને બેભાન થઇ જાય તેમજ હતાં. વારાંગના પણ એવી ચાલાક હતી કે, વારંવાર નયનના કટાક્ષ ફેંકી, તિરછી નિગાહ કરી, મીઠું મીઠું બોલી જાદુની અસર કરી તેમને બધાને પોતાના ગુલામ કરી રહી હતી. તેમના મનને મોહીને તેણે એવી તો અદ્દભુત ઇંદ્રજાળ બિછાવી દીધી હતી કે, તેઓ તેના સિવાય તેને બીજું કાંઈપણ દેખાતું જ નહોતું.

બીજી તરફ તેજ બંગલાના અંધારા ગભારાવાળા એક ઘણાજ નાના, સાંકડા, ગંદા અને દુર્ગન્ધ મારતા ઓરડામાં બિચારી મનોહરા પોતાના કિસ્મતપર ધિક્કાર વરસાવતી તથા જાલિમ જમીનદાર નવલવિહારીપર શ્રાપનો વરસાદ વરસાવતી મનમાંને મનમાં જ કહી રહી હતી કે:—"હાય ! જગત્કર્ત્તાના રાજ્યમાં પણ મોગલાઇ ચાલી રહી છે ? આખા દેશમાં તો મોગલાઇ રાજકર્ત્તાઓની બેદરકારીને લીધે ઘોર અંધાધુંધી ચાલી રહી છે, પણ ઇશ્વરના રાજ્યમાં પણ શું એવી અંધાધુંધી અને અત્યાચાર ચાલી રહ્યો છે ! આ પાષાણ હૃદયના પુરુષો વિલાસના કૂવામાં પડી હાથે કરીને પોતાની જિન્દગીમાં આ કારણથી બરબાદ થઈ રહ્યા હશે ! શું એમના જુલ્મી હૃદયમાં ઇશ્વરનો પણ ભય નહિ હોય ? જે મનોહરા ધર્મના માર્ગમાંથી કદાપિ ચલિત

ગઈ નથી, જેણે નીતિના માર્ગમાંથી એક પગલું પણ ભર્યું નથી, છતાં આવાં સંકટો શાથી સહેવાં પડે છે. હાય! રાજકર્ત્તાઓની જાલિમતાનુંજ આ બધું પરિણામ છે. તેમની બેદરકારી એજ દેશને સ્મશાન જેવો ઉજ્જડ કરી દીધો છે. એવા દુરાચારી, વાસના અને મહત્વાકાંક્ષાને આધીન થયેલા રાજકર્ત્તાઓને ધિક્કાર છે!

"રીબાય રૈયત રાંકડી તે જોઇને બેસી રહે,
પોતે રહી અજ્ઞાનમાં નહીં દુઃખડાં તેનાં દહે;
કર માત્ર લેવામાં કુશળ નહિ લાભ રૈયતનો ચહે;
લંબાવતો નહીં હાથ, કેવળ વચન આશ્વાસક કહે;
ભૂપાળ તેવા નામના તે ભૂમિકેરા ભાર છે;
તે ભૂપ સાચો જે કલ્યાણનો કરનાર છે."

હાય! તેવીજ દશા દેશના દેશદ્રોહી, પાપચારી જાલિમ જમીનદારોની છે, તેઓ સર્વ અજ્ઞાનના અંધકારમાં નથડાઇને જગતના જીવોને ત્રાહિ ત્રાહિ પોકારાવી વ્યાકુળ કરી રહ્યા છે.

અરેરે! આટલાં બધાં દુઃખો સહન કરવા છતાં પણ તેનો આરો ન આવ્યો કે, અંતે મારે આ ગંધાતા અને ડાંસ મચ્છરથી ભરેલા ભોંયરામાં કેદી થવું પડયું ? શું દુનિયામાં ધર્મનું અસ્તિત્વજ નથી. નીચ નવલવિહારી મને રીબાવી રીબાવીને પોતાની અનુગામિની કરવા માગે છે, દુઃખો આપીને નીચ વેશ્યાનો ધંધો કરાવવા માગે છે. એક માસ થયાં નથી કર્યો પૂરો આહાર કે નથી પીધું ધરાઇને પાણી. નવલવિહારી નિરંતર આવીને મને સતાવે છે, મારા ધર્મને ભ્રષ્ટ કરવાની ધમકીઓ આપે છે. શું મેં ધર્મનો આશરો લીધો, એટલા માટેજ મારે આટલાં બધાં દુઃખો સહન કરવાં પડે છે ! હે સભા સ્વામી! આ અધમતાના રાજ્યમાંથી મારો ઉદ્ધાર કરો.

બચાવો ! શું તમે મારી પ્રાર્થનાને લક્ષમાં નહિ લો, મારા દુઃખને દૂર નહિ કરો."

" નવલવિહારી ! તું તારાથી ગુજારાય તેટલો જુલ્મ ગુજારી લે; તારી રાક્ષસી વૃત્તિને પ્રકટ કરી દે. પણ યાદ રાખજે કે, ઇશ્વરના દરબારમાં તારૂં કશું પણ ચાલી શકશે નહિ.

" ગુજારી લે જુલમ જાલિમ જગતમાં આજ તું મુજપર,
લઇશ ઉત્તર પ્રભૂ દરબારમાં એ ધ્યાનમાંહી ધર;
ગરીબોની છુરી છે હાય, બાળી ખાખ કરનારી;
અમે સાંખ્યા બધા જુલ્મો નહિં તે સાંખશે ઇશ્વર.

આમ કહી આંખોમાંથી ચોધારાં આંસુ વરસાવતી મનોહરા પુનઃ ઇશ્વરના ધ્યાનમાં લીન થઇ ગઇ. ઘણીવાર સુધી ઇશ્વર સ્તવન કર્યાં પછી તે મનમાં જ બોલી કેઃ—

" રે એ કથા સંભળાતી ગજને મોક્ષ તેં આપ્યો હતો;
ને દ્રૌપદીનો શોક કૌરવ સભામાં કાપ્યો હતો;
લંકાપતિનો દશ દિશમાં મદ મહા વ્યાપ્યો હતો;
તેનેય સંહારી ફરી નિજ ન્યાયને સ્થાપ્યો હતો;
તો આજ આ આધાર હીના સુંદરીને શ્રીહરી !
આવાર આવી રક્ષવામાં વાર તેં શાથી કરી ?"

આ પ્રમાણે મનોહરા વલોપાત કરતી, ઇશ્વરના સ્મરણમાં ધ્યાન તથા પોતાના દુઃખોથી દિલગીર થતી તે ઓરડામાં એક ફાટી તુટી ગંધાતી ગોદડીમાં પડી હતી. તેને ખાવા પીવાનું કે સૂવા બેસવાનું પણ કુશું ભાન રહ્યું નહોતું. રાત્રિ દિવસ તે ચિંતામાંને ચિંતામાંજ પડી રહેતી. તેનું મ્હોં તદ્દન સૂકાઇ ગયું હતું અને શરીરની શક્તિ ક્ષીણ થઇ ગઇ હતી.

આ પરથી વાંચક બંધુ ! તમારા મનમાં મનોહરાના દુઃખનો ખ્યાલ તો અવશ્ય આવી શકયો હશે, પણ હવે તેને તે ઓરડામાં જ થોડા વખતને માટે રહેવા દઇને આવો આપણે એકવાર જમીનદાર નવરત્ન, સરદાર જેસલ તથા તેમના સોબતીઓનું અવલોકન કરી આવીએ. કારણ કે, હવે રાત્રિના એક વાગ્યાનો સુમાર થઇ જવા આવ્યો છે અને સુભદ્રસિંહનો પણ શહેરમાંથી આવવાનો વખત થઈ ગયો છે.

નવલવિહારીના બંગલામાંથી સુંદરીમોહન તથા બીજા જે ત્રણ ચાર દોસ્તો આવ્યા હતા, તેઓ સર્વ રાત્રિના સડાબારનો શુમાર થતાં જ પોતપોતાની ગાડીઓમાં બેસીને ઘર તરફ ચાલ્યા ગયા હતા અને અત્યારે નવલવિહારી તથા કિશોર એક દીવાનખાનામાં બેસીને મનોહરાના સંબંધમાં કાંઇક સલાહ મસલત કરી રહ્યા હતા. દરવાજાપરના પહેરેગીરો તો જેમના તેમ પહેરો ભરતાજ બેઠા હતા. સરદાર જેસલ બીજીવાર આવીને એ બધું જોઇ ગયો હતો અને નવરત્નને પણ તેણે એ બધા સમાચાર પહોંચાડી દીધા હતા એથી નવરત્ન ચિંતામાં આવી પડયો હતો. તે પોતાના મનમાં જ વિચારી રહ્યો હતો કે, ".રાત્રિનો એક વાગી જવા આવ્યો છે. છતાં એ શયતાનો—નિશાચરો હજી સૂધી ઉંઘ્યા નથી, એથી હવે મનોહરાને છોડાવવાનું કામ સહજમાં થઇ શકશે નહિ. વળી સુભદ્રસિંહ પણ અત્યાર સૂધી આવ્યો નથી. તેના આવવામાં આટલો બધો વિલંબ શા કારણથી થયો હશે ? શું કોઇ લૂટારાએ તો તેને નહિ પકડી લીધો હોય, ગમે તેમ હો પણ હવે મનોહરાને છોડાવવામાં વિલંબ ન થવો જોઇએ. ગમે તે ઉપાયે આજે તો તેને મુક્ત કરાવવીજ જોઇએ. કારણ કે, નહિ તો તે બિચારીના પાંચ પંદર હજાર રૂપિયા કે જે

રતનદાસ લૂટારાને આપ્યા છે, તેનું પાણી થઇ જવાનો સંભવ છે."

આ પ્રમાણે ઘણા ઘણા વિચારો કરીને તેણે સરદાર જેસલને કહ્યું કે:—સરદાર, હવે તો વખત ઘણો વીતી ગયો છે. જો હવે આપણે આપણા કામની શરુઆત નહિ કરી દઇએ, તો આજે મનોહરાનો ઉદ્ધાર કોઇ પણ રીતે થઈ શકે તેમ નથી. સુભદ્રસિંહ હજી સુધી આવ્યો નથી, માટે હવે તેની વાટ જોવી નકામી છે. આપણામાંના એક લૂટારાને અહીં ઉભો રાખી આપણે સર્વ નવલવિહારીના બંગલાની પાછળની દીવાલપરથી એક પછી એક અંદર દાખલ થઈ જઇએ અને મનોહરાને છોડાવીને પાછળના રસ્તે જ બહાર લઇ આવીએ, એના જેવો બીજો એક પણ સરળ ઉપાય મારા જોવામાં આવતો નથી. તેમ કરતાં જો કદાચ મારામારી કરવાનો પ્રસંગ આવી લાગશે તો આપણામાંના પાંચ સાત જણ તેમની સામા થઇશું અને એકાદ બે જણા મારફત મનોહરાને બંગલામાંથી બહાર મોકલાવી દઇશું."

"તમારો આ વિચાર ઘણો જ ઉમદા છે. અમો સરવે તેમ કરવાને તૈયાર છીએ. ચાલો, હવે ઢીલ ન કરો. જેમ બને તેમ જલ્દી ચાલો." સરદાર જેસલે કહ્યું.

જ્યારે આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી, ત્યારે ત્યાં એક સુંદર પોશાકથી સજ્જિત થયેલી વારાંગનાના વેશવાળી મનોહારિણી યુવતી હંસગતિથી ચાલતી તેમની પાસે આવી પહોંચી. રાત્રિનો અંધકાર હોવાથી તેનું મુખ બરાબર જોઈ શકાતું નહોતું એ ખરૂં પણ તેમ છતાં પણ તેની સ્વાભાવિક સુંદરતાનું જ એટલું બધું તેજ પડતું કે, તેને જોનાર મનુષ્યનું મન સહજમાં જ તેના તરફ ખેંચાયા વિના રહે તેમ નહોતું. તેને છેક નજીકમાં આવેલી જોઇને સરદાર

જેસલ નવરત્ન તથા સઘળા લૂટારાઓ ઘણી જ અજાયબીમાં આવી પડયા. સરદાર જેસલે તેને જોતાંની સાથેજ પ્રસન્ન થઈને કહ્યું કેઃ– "આજે તગદીર કાંઈક પાંસરાં હોય. એમજ જણાય છે, નહિ તો આવી અંધારી રાત્રે આવી નવજોબનવાળી તરુણી આપણા શિકારનો ભોગ થવાને અહીં આવે જ શા માટે ?"

આમ કહીને સરદાર તેનો હાથ ઝાલવા ગયો. પણ તે સ્ત્રીએ તરતજ પોતાનો હાથ ખેંચી લઈને મીઠા અવાજથી કહ્યું:–" સરદાર હૈયાને હાથમાં રાખો, આમ ઉતાવળા ન થાઓ હું કોણ છું અને અત્યારે શા કારણથી અહીં આવો છું, એ બધું તમે પ્રથમ બરાબર જાણી લો અને ત્યાર પછી તમને જેમ ઠીક લાગે તેમ કરો."

સરદાર તથા નવરત્ન આ સાંભળીને અવાક્ થઈ ગયા. ઘણીવાર સુધી તેમના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ, છેવટે નવરત્ને હૃદયમાં હામ બીડીને પૂછ્યું કેઃ–" બહેન તારે ડરવાનું કશું કારણ નથી. જ્યાં સુધી આ નવરત્ન હાજર છે, ત્યાં સુધી આ સરદાર, તેનાં માણસો કે બીજા કોઈનાથી પણ તારો સ્પર્શ કરી શકાય તેમ નથી. કહે તું કોણ છે અને અત્યારે આવી ઘોર અંધારી રાત્રે અહીં શા કારણથી આવી છે વારૂ ?"

આવનાર યુવતીએ જવાબ આપ્યો કેઃ–" હું તમારૂં ભલું કરવાજ આવી છું, મને સરદાર સુભદ્રસિંહે અહીં મોકલી આપી છે, મારૂં નામ સુભદ્રા છે."

"તારા સરદાર સુભદ્રસિંહ ક્યાં છે ? તેમના આવવામાં આટલો બધો વિલંબ શા કારણથી થયો ? શું તેઓ અહીં આવવાના નથી ?" નવરત્ને ગભરાટપૂર્વક પૂછ્યું.

"ના, તેઓ હમણાં આવી શકે તેમ નથી. મને જ તેમણે

પોતાનું કામ સોંપી દીધું છે. હું તેમની જરાપણ ખોટ તમને જણાવા દઈશ નહિ. કહો, તમો મનોહરાને છોડાવવાનો છેવટે શો ઇલાજ શોધી કાઢ્યો છે? નવલવિહારીના બંગલાનાં બધાં માણસો ઉંઘી ગયાં છે કે નહિ?" આવનાર યુવતી સુભદ્રાએ પૂછ્યું.

જવાબમાં નવરત્ન તથા સરદાર જેસલે ઘણી જ દિલગીરીની સાથે કહ્યું:—'સુભદ્રસિંહના ન આવવાથી અમને અમારા કામમાં ઘણું જ નુકશાન થવાનો સંભવ છે. તેમ છતાં પણ જ્યારે તમો કહો છો કે, તેમની ખોટ હું તમને જરા પણ જણાવા દઇશ નહિ, ત્યારે અમો લાચારીથી અમારી કલ્પના પ્રમાણે યોજી રાખેલો ઇલાજ તમને જણાવીએ છીએ."

આમ કહીને તેમણે પોતાનો ઇરાદો તેને જણાવી દીધો અને વધારામાં પૂછ્યું કે:—"કેમ, તમને અમારો ઇલાજ પસંદ પડે છે ખરો ને?"

"ના, મને તમારો એ ઇલાજ બિલકુલ પસંદ પડતો નથી. કારણ કે, એથી વિના કારણ એકબીજાનાં લોહી રેડવાનો સંભવ છે સુભદ્રસિંહે તો મને એવી સલાહ આપી છે કે, જ્યાં સુધી બળનો ઉપયોગ ન કરવો પડે, ત્યાં સુધી તો છળકપટથીજ કામ લેવું. મારી પણ એજ ઇચ્છા છે." સુભદ્રાએ જવાબમાં પોતાનો ઇરાદો જણાવ્યો.

"પણ તમે શું છળકપટ કરીને તેને તમારા જાળમાં ફસાવવા માગો છો. એ સર્વ શયતાનો તો ઘણા ચાલાક છે તેમની પાસે તમે તમારી શી ચાલાકી ચલાવવા માગો છો? મારી ધારણા પ્રમાણે તો તેવો કોઇ સહજ ઉપાય મળે તેમ જણાતું નથી." નવરત્ને કહ્યું.

એ બધું થઇ રહેશે. હું મારા સ્ત્રી ચરિત્રના પ્રભાવથીજ કાંઇ કરૂં તે તમે જોયા કરો. હમણાં હું અહીંથી ગાયન ગાતી ગાતી નવ-

લવિહારીના બંગલા પાસે જઇશ અને મારા ગાયનથી સર્વને મુગ્ધ કરી મદિરાપાનમાં મગ્ન કરીશ અને મદિરામાં બેહોશીની દવા મેળવીને તેમને બધાને બેભાન કરી દઈશ. એ બધાં કામોમાંથી પરવારી હું અત્યારે મારી સાથે જે સીસોટી લેતી આવી છું, તેનો અવાજ કરીશ. એ અવાજ સાંભળીને તમે બધા એકદમ બંગલામાં ચાલ્યા આવજો. અને નવલવિહારી તથા તેના સોબતીઓને બંધનયુક્ત કરી નગરના દરવાજાપર લટકાવી દેજો તથા મનોહરાને છોડાવીને કોઇ સહીસલામતી ભરેલી જગાએ લઇ જજો." સુભદ્રાએ તદ્દન નવીન ઈલાજ બતાવ્યો.

આ સાંભળીને સહુ પ્રસન્ન થયા. નવરત્ને તરતજ સુભદ્રાને સંબોધીને કહ્યું:—"તમારો આ ઇલાજ તો સર્વથી સુંદર છે. માટે જાઓ હવે એને જલ્દી અજમાવો વિલંબ ન કરો."

"બહુ સારૂં, હું હમણાંજ જાઉં છું. પણ જ્યારે હું સીટીનો અવાજ કરૂં ત્યારે તમો આવવામાં જરા પણ વિલંબ કરશો નહિ."

આમ કહીને એ રતિને પણ શર્માવનારી સુકોમળ સુંદરી સુભદ્રા નવલવિહારીના બંગલાના દ્વાર પાસે આવી પોતાના મંજુલ સ્વરથી ગાવા લાગી:—

"કોઈ ઉમ્મેદ બર નહીં આતી;
કોઇ સૂરત નજર નહીં આતી;
આગે આતીથી હાલ-એ દિલપૈહંસી;
અબ કિસી બાતપર નહીં આતી;
જાનતી હું સવાબ તાઅતો જુહદ;
પર તબીયત ઇધર નહીં આતી;

હૈ કુછ ઐસીહી બાત જો ચૂપ હૂં;
બર્ના ક્યા બાત કર નહીં આતી;
હમ વહાં હૈ જહાંસે હમકોભી;
કુછ હમારી ખબર નહીં આતી;
મરતે હે આર્જૂમેં મરને કી;
મૌત આતી હૈ પર નહીં આતી. "

આ ગાયન સાંભળીને દ્વારપાળો ચમકી ઉઠયા, તેમાંના બે ત્રણ દરવાનોએ એકી સાથે બહાર આવીને પૂછ્યું કે:—" અય ઔરત! અચ્છી ઔરત! તુમ કૌન હો, કહાંસે આતી હય ઔર તુમકો કયા ચાહતા હય? કયા તુમ હમેરા સરદારકો મિલનકે લીયે આયી હય?"

સુભદ્રાએ તેનો કશો પણ જવાબ ન આપતાં ફરીવાર ગાવા માંડયું કે:—

" દીવાની પ્રેમની હું છું, સદાયે પ્રેમ માગું છું;
મધુરા પ્રેમને માટે જહાં સારી તપાસું છું;
પીધો છે પ્રેમનો પ્યાલો હવે આહલેક જગાવું છું;
દીવાની પ્રેમની હું છું સદાયે પ્રેમ માગું છું;
જગત્માં પ્રેમ દેખું ના બધે અંધાર ભાળું છું;
હવે એ પ્રેમની આશા હૃદયથી હાય ટાળું છું;
કરે છે પ્રેમી પ્રેમી પણ મળે છે કયાં ખરા પ્રેમી?
નિભાવે પ્રેમને પ્રીતે, વસે છે ક્યાં અહા પ્રેમી?"

'વસે છે ક્યાં અહા પ્રેમી' એ શબ્દોનો તેણે એવા તો તાન-પૂર્વક પલટો લીધો કે જે સલાહભુવનમાં બેઠેલા કિશોર તથા નવલ વિહારીના મન સાથે પણ જઈને અથડાયા. એ સાંભળીને નવલવિ-

હારી તરતજ તે ઓરડામાંથી બહાર નીકળીને જે સ્થળે એ યુવતીનો મધુરો નિનાદ સંભળાતો હતો, ત્યાં આવી પહોંચ્યો. નવલવિહારીની પાછળ તેનો વફાદાર સલાહકાર સાળો કિશોર પણ આવીને એ સુકોમળ સુંદરીના મુખ તરફ જોવા લાગ્યો. પોતાના માલિકને આવેલો જોઇને સર્વ પ્રહરીઓ ત્યાંથી છૂટા છવાયા થઇને અંદર જઇ ઉભા રહ્યા. નવલવિહારીએ સુભદ્રાના સુકોમળ કંઠમાંથી નીકળેલા મૃદુમંજુલ ગાયનને સાંભળીને ફરીવાર તેનું ગાયન સાંભળવાની તેની ઇચ્છા દર્શાવી તથા કહ્યું કેઃ—"સુંદરિ ! તું કોણ છે, આવી અંધારી રાત્રે અહીં શા માટે આવી છે ?"

સુભદ્રાએ નયનના કટાક્ષ મારી નવલવિહારીની છાતી ચીરી નાખી અને ત્યારપછી કોકિલાને પણ કંપાવી દે તેવા કોમળ કંઠથી બોલી કેઃ—"અમારૂં શું પૂછવું, સરદાર, અમો પંખિણીઓ તો એક માળાથી અણગમો થતાં બીજો માળો શોધી લઇએ, એથી અમારૂં રહેવાનું એક ઠેકાણું પણ શી રીતે હોય !

"વિલાસી નાર નખરાળી વિલાસોને સદા ચ્હાતી;
કદાપિ કોઇના બંધનમહિં નહિં નાર બંધાતી;
મળ્યું યૌવન નારીને સદા એ વેચવાનું છે;
મળે જો યાર સારો તો સદા સંગી થવાનું છે;
અમે છૈં પ્રેમના ભોગી, અમારૂં પ્રેમ જીવન છે.
સદાએ પ્રેમને માટે અમારે જીવવાનું છે."

નવલવિહારી, કામથી અંધ થયેલો, કામમાં નિરંતર રચ્યોપચ્યો રહેનારો કામાંધ નવલવિહારી તથા તેનો પરમ મિત્ર કિશોર સુભદ્રાના આ વચનોથી ઘાયલ થઇ ગયો તેમને તેનો વિશેષ પરિચય પૂછવાનું

પણ ભાન ન રહ્યું. તેમણે સુભદ્રાને પોતાના ઓરડામાં લાવી સુકુમંજુલ વાર્તાલાપ કરવાનો આગ્રહ કર્યો. સુભદ્રા તેમની સાથે એક સુંદર દીવાનખાનામાં જઇ તેમાં બિછાવેલા એક સુંદર કોચપર બેઠી અને ત્યાર પછી ઉપરાઉપર નયનનાં બાણો વરસાવતી, મોહનીભરેલી વાણીથી કહેવા લાગી કે:—" સરદાર ! આજકાલ ચારપાંચ દિવસ થયાં તમારી શોધમાં રખડતાં રખડતાં હું એટલી બધી મુશીબતમાં આવી પડી છું કે, મને મારી સદાની પ્યારી મદિરા પણ મળી નથી માટે પ્રથમ એનો બંદોબસ્ત કરાવી આપો, એટલે પછી હું મારા આગમનનું કારણ તમને દર્શાવું."

નવલવિહારીએ તરતજ મદિરાનું એક મોટું પાત્ર મંગાવ્યું અને તે સાથે નાના ચારપાંચ ગ્લાસ પણ મંગાવ્યા. પણ એ વખતે નવલવિહારી તથા કિશોરને મદિરાનો એટલો બધો નિશો ચઢયો હતો કે, તેમને હવે જો એકાદ ગ્લાસ મદિરા મળે તો તરતજ તેઓ બેહોશ બની જાય તેમ હતા. ચાલાક સુભદ્રાએ એક એક પાત્ર ભરીને તેમના હાથમાં આપ્યું તથા પોતે પણ એક પાત્ર પોતાના માટે લીધું. સુભદ્રાના અત્યાગ્રહથી કિશોર તથા નવલવિહારી તે મદિરાને ઉદરમાં પધરાવી ગયા. સુભદ્રા ગ્લાસને હાથમાંથી પછાડીને ભૂલથી પડી ગયો હોય, એવો ડોળ કરી બોલી:—" આજે મારા ભાગ્યમાં મદિરા પીવાનું લખ્યું હોય તેમ જણાતું નથી. મને લાગે છે કે, તમારા પ્રહરીઓ મદિરાના ઉપાસક હશે અને તેમને આજે મદિરા ન મળવાથી મારી આ મદિરામાં તેમનો જીવ પડયો હશે, તેથીજ મારા હાથમાંની મદિરા આ પ્રમાણે ઢળી પડી હશે પણ ફિકર નહિ. તમો એ સર્વને બોલાવો તથા મદિરાના બીજા એકાદ બે મોટાં પાત્રો લાવો. આજે તો મદિરાની ઉજાણી કરી મારા આવવાની ખુશાલીમાં સહુને

મદિરા પાઇને તૃપ્ત કરીએ. કેમ શેઠજી, મદિરા તો છેને ?"

"છે ? છે, પુષ્કળ છે, નવલવિહારીને ત્યાં કશો પણ અભાવજ નથી. કિશોર જા, તું સર્વ પહેરેગીરોને બોલાવી લાવ, હું પોતે મદિરા લઇ આવું છું." આ સાંભળીને કિશોર પહેરેગીરોને બોલાવવા ગયો અને નવલવિહારી ઉઠીને બીજી મદિરા લેવા માટે બીજા ઓરડામાં ચાલ્યો ગયો. એ દરમ્યાન સુભદ્રાએ પોતાની પાસે પડેલા મદિરાના ઘડામાં બેહોશીની દવા મેળવી દીધી. ત્યાર પછી થોડીવારે જ્યારે નવલવિહારી આવ્યો ત્યારે તેને એ દવાવાળી મદિરાનો એક ગ્લાસ તેણે આગ્રહપૂર્વક પીવડાવી દીધો. તેની આંખો સહજ ઘેરાવા માંડી, એ તકનો લાભ લઇને તેના લાવેલાં મદિરાનાં બીજાં પાત્રોમાં પણ તે દવા મેળવી દીધી.

ત્યાર પછી થોડીવારમાં આઠદશ મદિરાના ઉપાસક પ્રહરીઓને લઇને કિશોર તે ઓરડામાં આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી તેણે કહ્યું:—"એકાદ બે પ્રહરીઓ વૈષ્ણવ ધર્મના ચેલા હોવાથી મદિરા-પાન કરતા નથી, માટે તેઓ આવ્યા નથી. આ સર્વ ભદ્ર પુરૂષો મદિરાના ખાસ ઉપાસક છે, તેમને મદિરા દેવીથી સંતુષ્ટ કરો."

સુભદ્રાએ ધીમે ધીમે તેમના સર્વના હાથમાં એક એક દવાથી મિશ્રિત કરેલી મદિરાનું પાત્ર આપીને તેમને તેનું પાન કરવાની સૂચના આપી. એ વખતે નવલવિહારી બેભાન બની ગયો હતો. હવે ફક્ત બહારના બે પ્રહરીઓ તથા કિશોરજ શુદ્ધિમાં રહ્યો હતો. કિશોરને પણ સુભદ્રાએ પોતાની મોહજાળમાં ફસાવી લીધો અને છેવટે દવા-વાળી મદિરાની સહાયતાથી બેભાન બનાવી દીધો. ધીમે ધીમે સર્વ પહેરેગીરો પણ તે ઓરડામાંજ લોટવા લાગ્યા. સુભદ્રાએ જ્યારે જોયું કે, સર્વના મગજપર પોતાની દવાએ પૂરતી અસર કરી દીધી

છે, ત્યારે તેણે અંદરના એક ઓરડામાં જઈ પોતાનો સ્ત્રીનો વેશ ઉતારી નાખ્યો. અને નવલવિહારીના શરીરપરથી વસ્ત્ર ઉતારીને પોતાના શરીરપર ધારણ કરી લીધા.

ત્યારપછી બહાર બેઠેલા બન્ને પ્રહરીઓ પાસે જઇને તેણે કહ્યું, કેઃ—“ પ્રહરી, શહેરમાં જઈ હમણાંને હમણાંજ ગાડીવાળાને વરધી આપી આવ કે, ગાડી સવારના સાત વાગ્યા પહેલાં અહીં હાજર કરી દે. અત્યારે અંધારાનો વખત છે, માટે જો તમો બંને સાથે જશો તો પણ ચાલી શકશે.”

ગાંજાના ઘેનમાં ચક્ચુર થયેલા બન્ને પ્રહરીઓ, સુભદ્રાના અવાજને પણ ઓળખી શકયા નહિ. તેનો પોશાક જોઇનેજ તેઓ જબરી થાપ ખાઈ ગયા અને હાથ જોડીને બોલ્યા કેઃ—“ અચ્છા, સાહબ, અયસાહી કરતા હય. અભી શહેરમાં જાકે ગાડીવાલેકો ખબર દે દેતા હય. હુજૂર ઈસ્કી લીયે કુછ ફિકર મત કરના.”

આમ કહીને તેઓ બંને હાથમાં એક એક મલબારી ડંડો લઇને ગાંજાના ઘેનમાં ને ઘેનમાં રામાયણના સપ્તમકાંડપર પોતાની બૃહસ્પતિવત્ બળવતી બુદ્ધિથી ચર્ચા ચલાવતા તરતજ ભૂષણાનગરી તરફ ચાલ્યા ગયા. તેમના ચાલ્યા જવા પછી સુભદ્રાએ, નવલવિહારી, કિશોર તથા સર્વ પ્રહરીઓના નાક પાસે ફરીવાર બેહોશીની દવા સૂંધાડી દીધી.

જ્યારે આ સર્વ કાર્યમાંથી નિવૃત્ત થઇ, ત્યારે સુભદ્રાએ આખા બંગલામાં ફરી વળીને મનોહરાની શોધ કરવા માંડી, પરંતુ તેને કયાંયથી પણ તેનો પત્તો મળી શકયો નહિ, છેવટે તે થાકીને મનમાંને મનમાંજ વિચારવા લાગી કેઃ—“ હવે શું કરવું ? એને શી રીતે છોડાવવી ? આ મહેલમાં તો તે કયાંય પણ જણાતી નથી ! શું આ

શયતાનો એને બીજે ક્યાંય પણ ઉપાડી ગયા હશે અથવા તે મરણને શરણ થઈ હશે ? કાંઇ પણ સમજી શકાતું નથી. પણ આ શું ? આ બંગલામાં બીજી કોઇ સ્ત્રી પણ કેમ જણાતી નથી ? શું નવલ-વિહારીનું કુટુંબ આ બંગલામાં નહિ રહેતાં શહેરમાંજ રહેતું હશે ? આ તેમના અનાચારનો અખાડો હશે ? શયતાનોનું બેઠકખાનું હશે ? હા—હા. ઢંગધડાપરથી તો એમજ જણાઇ આવે છે ?"

સુભદ્રા જ્યારે આ પ્રમાણે ચિંતામાં પડી ગઇ હતી, ત્યારે તેના કાને અચાનક 'કિશોર, મને સખ્ત તરસ લાગી છે, માટે પાણી લાવી આપ." આવા શબ્દો સંભળાયા.

એ સાંભળીને તે તરતજ ઉભી થઇ ગઇ અને ચારે તરફ જોવા લાગી, પણ તેને બોલનાર માણસનો અવાજ કયાંથી આવે છે, એની કશી ખબર પડી નહિ. એથી તે મહા વિચારમાં પડી ગઈ. એટલામાં ફરીવાર તે અવાજ સંભળાયો. એપરથી તે જાણી ગઈ કે, એ અવાજ મનોહરાનોજ છે તથા તે ભોંયરામાંથી આવી રહ્યો છે, સુભદ્રાએ એવો વિચાર કરીને ભોંયરાની શોધખોળ કરવા માંડી, છેવટે હાથમાં બત્તી લઇને ફરતાં ફરતાં તે બંગલાની એક નાની ઓરડીમાં જઇ પહોંચી, એ ઓરડી ઘણીજ નાની, સાંકડી છેક ખુણામાં આવેલી હતી, તેમાં એકી સાથે ત્રણ માણસો ભાગ્યેજ ઉભાં રહી શકે તેમ હતું. તેની નીચે પોલાણ હતું અને ઉપરથી એક પત્થર ઢાંકી દેવામાં આવ્યો હતો, પત્થરને ખસેડવા માટે ત્યાં એક લોઢાની મજબુત કોશ પડી હતી. તે કોશવડે સુભદ્રાએ તે પત્થરને ઉથલાવી નાંખ્યો, તો તેના જોવામાં એક પત્થરની સીડી આવી. એ સીડીપરથી તે સડસડાટ નીચે ઉતરી પડી, તો સહજ આગળ જતાં એક દ્વાર આડું આવ્યું

એ દ્વારપર લોઢાનું એક મજબૂત તાળું વાસેલું હતું. તાળું જોઇને સુભદ્રા ઉંડા વિચારમાં પડી ગઈ અને એ તાળાને શી રીતે ઉઘાડવું એની ચિંતા કરવા લાગી; એવામાં તેની નજર તે દ્વારની ઉપરની દીવાલપરના એક નાના સરખા ગોખલાપર પડી. એ જોઇને દ્વારના તાળાપર પગ મૂકી તેણે તે ગોખલામાં હાથ નાખ્યો, એટલે તેને તરતજ તે દ્વારની ચાવી મળી આવી. ચાવીથી તાળું ખોલી તે સહજ આગળ વધી એટલે ચારપાંચ મોટા મોટા ઓરડાઓ જોવામાં આવ્યા. દરેક ઓરડાનાં દ્વારપર તાળાં વાસેલાં હતાં અને દરેકની દીવાલની અંદર ખોદેલા ગોખલાઓમાં ચાવીઓ પણ રાખવામાં આવી હતી. સુભદ્રાએ દરેકની ચાવીઓ લઇને એક પછી એક એમ સર્વ ઓરડા જોઈ નાંખ્યા પરંતુ મનોહરાનો ક્યાંયથી પણ પત્તો મળી શક્યો નહિ. છેવટે તે પ્રથમ જણાવેલી એક નાની ઓરડી પાસે આવી પહોંચી. એ ઓરડી પાસે જતાંની સાથેજ તેને ફરીવાર મનોહરાનો અવાજ સંભળાયો. એથી તેના હૃદયમાં આશા બંધાણી. તે તરતજ તે ઓરડીમાં જઇ પહોંચી. એ વખતે તેને પોતાની સ્વામિની મનોહરાનાં દર્શન થયાં. મનોહરાને જોતાંની સાથેજ તે રડી પડી. મનોહરાની આંખોમાં પણ આંસુ આવી ગયાં. સુભદ્રાએ સહજ શાન્ત થઇને કહ્યું કેઃ—"હવે આમ રડવાનો કે વિલંબ કરવાનો લેશ માત્ર પણ વખત રહ્યો નથી. જેમ બને તેમ જલ્દી મારી સાથે ચાલો. તમારે જે કાંઇ વાતો કહેવી હોય, તે અહીંથી નીકળ્યા પછી કહેજો. અત્યારે તો આપણે દુશ્મનોના મ્હોંમાંથી બહાર નીકળી જવાની ખાસ જરૂર છે."

મનોહરાને આશ્વાસન આપી સુભદ્રા તરતજ તેને લઇને જે ઓરડામાં નવલવિહારી, કિશોર તથા તેના પહેરેગીરો પડ્યા હતા, ત્યાં

આવી પહોંચી ત્યાર પછી મનોહરાને પુરુષનો પોશાક પહેરાવી બધાને ફરીવાર બેહોશીની દવા સુંઘાડી તેણે નવરત્ન તથા સરદાર જેસલને પોતાની પાસે બોલાવવાના ઇરાદાથી ગજવામાંથી સીસોટી કાઢીને વગાડી. સીસોટીનો અવાજ સાંભળતાંની સાથેજ તેઓ બધા એકદમ ત્યાંથી નવલવિહારીના બંગલાના દ્વાર પાસે આવી લાગ્યા. દ્વારપર કોઈ પણ પ્રહરીને ન જોવાથી આનંદપૂર્વક અંદર પેઠા, પણ ત્યાં સુભદ્રા તથા મનોહરાના વગેરે કોઇને ન જોવાથી અજાયબીમાં પડી ગયા. સુભદ્રા નવલવિહારીના પોશાકમાંજ જોશથી સીટી વગાડવા લાગી. એ જોઇને તેમના આશ્ચર્યની હદજ ન રહી. તેમણે વિચાર્યું કે, નવલવિહારી આ વાત શી રીતે જાણી ગયો હશે, અવશ્ય સુભદ્રસિંહ તરફથી આવેલી સ્ત્રીએ કાંઇક દગો કર્યો હશે. પણ જો તેમજ હોય તો તેના વીસપચીસ પહેરેગીરો ક્યાં જાય? જેમની ખાસ્તીથી સરદાર રતનદાસની સુભદ્રસિંહ તથા નવરત્નને સહાયતા લેવી પડી હતી, તે તો આટલામાં ક્યાંય પણ દેખાતા નથી. ગમે તેમ હો, પણ આમાં કાંઇક ભેદજ સમાયલો છે."

આ સમયે નવલવિહારીના વેશવાળી સુભદ્રાએ કિશોરના વેશમાં રહેતી મનોહરાને કહ્યું:—"જાઓ તમારો બચાવ કરવા માટે અમે અગાઉથી બંદોબસ્ત કરી રાખ્યો છે, માટે હવે જરાપણ વિલંબ કર્યા વિના સત્વર મારી સાથે ચાલો." આમ કહીને તેણે નવરત્નને પોતાની પાસે આવવાનો ઇશારો કર્યો. નવરત્ન તરતજ તેની પાસે આવ્યો એટલે તેણે કહ્યું કેઃ—"ગભરાવાનું કાંઈ પણ કારણ નથી. હું નવલવિહારી નથી, પણ સુભદ્રસિંહ તરફથી આવેલી સુભદ્રાજ છું અને કિશોરના વેશમાં રહેલાં આ મારાં માલિકીની મનોહરાજ છે. ઇશ્વરકૃપાથી તેઓ આબાદ છટકી શક્યાં છે. જાઓ તમો તેને લઇને બં-

ગલાની બહાર નીકળી જાઓ; હું બધો બંદોબસ્ત કરી હમણાંજ તમારી પાછળ આવું છું.”

ત્યાર પછી તેણે સરદાર જેસલને કહ્યું કેઃ—“સરદાર! તમે તમારા બાકીના રૂપિયા લેવા મારી સાથે ચાલો અને તમારા બીજા લૂટારાઓને નવલવિહારી, કિશોર તથા તેનાં બીજાં માણસોને તેમની મજબૂત પાઘડીઓ વડે ગામની ભાગોળના ઝાડપર બાંધવાની આજ્ઞા આપો, મદિરામાં અંધ થનાર પિશાચોની તો એવીજ દશા થવી જોઇએ.”

નવરત્ન અને મનોહરાએ સુભદ્રાની સલાહ લઇને પ્રથમ તો નવરત્નને ત્યાંજ જવાની સલાહ કરી. પછી સરદાર જેસલસિંહ સહિત તેઓ ત્યાંથી નવરત્નના ઘર તરફ રવાના થયાં.

બીજી તરફ એક એક લૂટારો એક એક પહેરેગીર તથા નવલવિહારી અને કિશોરને મજબૂત રીતે બાંધીને પોતાના સરદારની આજ્ઞા પ્રમાણે ઝાડ સાથે લટકાવીને પોતાની ભેદી ગુફા તરફ ચાલ્યા ગયા.



# પ્રકરણ ૧૦ મું.



## પ્રેમીહૃદયની પ્રેમકથાઓ.

ક્યા જાને ઉસે વહમ હૈ ક્યા મેરી તરફસે;
જો ખ્વાબ મેં ભી રાતકો તનહા નહીં આતા;
મૈં જાતા જહાંસે હું તૂ આના નહીં યૅાતક;
કાફિર તુઝે કુછ ખૌફ ખુદાકા નહીં આતા;



દુનિયા હૈ વહ સય્યાદ કિ સબ દામમેં ફંસકે;
આ જાતે હૈ લેકિન કોઇ દાના નહીં આતા;
કિસ્મતસે હી લાચાર હું અય જૌક વર્ગના;
સબ ફનમેં હું મૈં તાક મુઝે ક્યા નહીં આતા.



માણેકલાલને ત્યાં અંબાલિકાને આવ્યાને આજે એકાદ અઠવાડિયું વીતી જવા આવ્યું હતું. એટલા થોડા દિવસમાંજ ઇન્દુમતિની સાથે તેને પોતાની સગી બહેનના કરતાં વધારે સ્નેહ થઇ ગયો હતો. એકી સાથે ખાવાપીવાનું એકી સાથે સૂવા બેસવાનું તથા એકી સાથે વાર્તાલાપ કરવાનું કામ તેમને માટે હમેશનું થઇ પડયું હતું. તેમના બન્નેમાં ઘણા દિવસનો જૂનો સ્નેહ હોયની! એમજ જણાઇ આવતું હતું.

એક દિવસ ઇંદુને એકલી જોઇને ગુજરાતી યુવક સુંદરજીએ કહ્યું કેઃ—"ઇંદુ! તું તો એક સખી મેળવીને મને પણ ભૂલી ગઇ છે. પહેલાંની પેઠે વાતચીત કરવાનું તથા મારી સાથે બેસીને મને આનં-

હિત કરવાનું પણ છેક વિસરીજ ગઇ છે."

ઇન્દુમતિએ હસીને કહ્યું કેઃ—" તે એક ઘણી ભલી અને ભોળી બાળા છે, એટલે મને તેની સાથે બેસવાનું, તેની મીઠી મીઠી વાતો સાંભળવાનું તથા તેને ચહાવાનું પણ વધારે પસંદ પડે છે. વળી તમો એમ પણ જાણતા જ હશો કે, જ્યારે સરખી ઉમ્મરના પુરૂષોનો સહવાસ થાય છે, ત્યારે તેમને એક બીજાને એક બીજાથી વિખૂટું થતાં લેશ માત્ર પણ રૂચતું નથી, તેવીજ રીતે સરખી ઉમ્મરની કન્યાઓની પણ તેવીજ દશા થાય છે."

સુંદરજીએ પૂછ્યું કેઃ-" ત્યારે તે તારી પેઠે મારી સાથે વાતચીત કેમ કરતી નથી, અરે મારી પાસે પણ શા કારણથી આવતી નથી ? અહીં આવ્યા પછી હું તેને એક દિવસ પણ મળી શકયો નથી અને તે પણ મારી મુલાકાત લેતી નથી, એનું શું કારણ છે?"

" તે કહે છે કે સ્વામીહીન સ્રીને કોઇ પણ પરાયાપુરૂષનું મુખ જોવાનો અથવા સહવાસ સેવવાનો કશો પણ અધિકાર જ નથી. આર્યશાસ્ત્ર વિધવાને નિરંતર એકાંતમાં રહી વિશ્વપતિનું તથા પરમાત્માનું જ ધ્યાન ધરવાનો અનુરોધ કરે છે." ઇંદુએ કહ્યું.

"એમ ધારવામાં તેની ભૂલ થાય છે, શાસ્ત્રપરજ ફક્ત આધાર રાખી બેસવાનું હોતું નથી. ધારો કે આર્યસંસાર અથવા હિન્દુ સમાજના નિયમ પ્રમાણે કદાચ એક આઠવર્ષની કન્યાનો પતિ તેનો સ્પર્શ કર્યા પહેલાં જ મરી જાય તો શું જિન્દગી સુધી તેણે પોતાના આયુષ્યને વૈધવ્યજમાં વીતાડવું જોઇએ ? સંસાર—સુખથી વંચિત રહેવું જોઇએ ? "

" સુંદરજી ! શાસ્ત્રના કથનમાં હમેશાં કાંઇ ઉચ્ચ હેતુજ સમાયલો હોય છે. હિન્દુઓનો ધર્મ તથા હિંદુઓનાં શાસ્ત્રો એવી

ખૂબી અને ઉત્તમતાથી લખાયલાં છે કે, તેનાપર કોઇ પણ રીતે આક્ષેપ થઈ શકતો જ નથી. એવી આઠ વર્ષની કન્યાનો પતિ તેની સાથે લગ્ન કરીને તરત જ મરી જાય, તો તેને વૈધવ્યમાં જ જિન્દગી ગાળવી જોઇએ. કારણ કે, એથી તેમના મનપર કાબૂ આવે છે, તેઓ વાસનાનું દમન કરતાં શીખે છે અને સંસારના સર્વ પ્રપંચોમાં લિપ્ત ન થતાં કેવળ સ્વામીના–પરમાત્માના ધ્યાનમાં જ લીન રહીને મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. સ્નેહનો સ્વામી એકજ હોઇ શકે છે, એનાપર અધિકનો અધિકાર અગત્યનો નથી ?"

"ના, ઈન્દુ ! એમાં સ્નેહનો સવાલ છે જ નહિ, એ સર્વ સમાજનો અત્યાચાર જ છે. જે બિચારી સ્નેહ શું છે, સ્વામી શું છે અને સંસારમાં જન્મ ધારણ કરવાનું પ્રયોજન શું છે, એ જાણતી પણ નથી, એનાપર વૈધવ્યનો અત્યાચાર ચલાવવો એના જેવું બીજું કયું ભયંકર પાપ છે ? મારી માન્યતા પ્રમાણે તો અંબાલિકા સમાજનો વૃથા ભય રાખે છે."

"સુંદરજી, અંબાલિકાને માટે તેવો પ્રસંગ આવ્યો જ નથી, તે પોતે જ તેના પસંદને ચહાતી હતી, તેણેજ તેની પસંદગી કરી હતી, એટલે એનાપર અત્યાચાર થવાનો કશો સવાલજ રહેતોનથી." ઈન્દુએ કહ્યું.

વસ્તુતઃ અંબાલિકા કોઈ પણ પરાયા પુરૂષની સાથે મુલાકાત કરતી નહોતી, એકાંતમાં રહેવાનું જ તે વધારે પસંદ કરતી હતી, તેમ છતાં પણ ઇન્દુમતિના સહવાસથી અથવા તેના મીઠા આશ્વાસનથી તેના હૃદયની પીડાનો ભાર ઘણો હળવો થઇ જતો હતો.

ઇંદુના કિરણોથી વિશાળ વસુંધા છવાઇ ગઈ હતીં અને પ્રિયતમનું સંમેલન થવાથી સ્નેહ–વિહ્વલા રાત્રિ આનંદપૂર્વક હાસ્ય

કરતી ખીલી રહી હતી. આમ કરીને રાત્રિના બે એક પ્રહર વીતી ગયા હતા. એ સમયે એક ઓરડાની બારી ખોલી બે યુવતીઓ તેની પાસે મૃદુ મંજુલ સ્વરથી માંહોમાંહે મધુર વાર્તાલાપ કરી રહી હતી, તેમાંની એક ઇન્દુમતિ હતી અને બીજી અંબાલિકા હતી.

ઇન્દુમતિએ કહ્યું કેઃ—"બહેન ! તેં શી રીતે જાણ્યું કે, સુંદરજીનો પ્રેમ અસ્થિર છે અને મણિલાલનો પ્રેમ તેનાથી વિશેષ ગાઢ અને સ્થાયી છે વારૂ ?"

અંબાલિકાએ જવાબ આપ્યો કેઃ—સુંદરજીનું વર્તન—ચાલ ચલગત તથા બોલવા ચાલવાની રીતભાત મને બિલકુલ કુલીન મનુષ્યના જેવી ઉચ્ચ અને યોગ્ય લાગતી નથી. તેની વાતચીત, આચરણ, હાવભાવ ઠીક હોવા છતાં પણ તે જાણે ખાસ અભ્યાસથીજ તેને પ્રાપ્ત થયાં હોય, તેમ જણાય છે, પરંતુ તેનું મન તેવું પવિત્ર નથી. હૃદયમાં કોઇ વિષમ વિષયને છુપાવી રાખી, તે ચોકખો આડંબર કરી રહ્યો હોય એવો જ મને તો સાફ ભાસ થઇ આવે છે."

"અને મણિલાલના વિષયમાં તારો શો અભિપ્રાય છે વારૂ?" ઇન્દુમતિએ પૂછ્યું,

"મણિલાલનું હૃદય તથા સ્વભાવ સુંદર છે. અહા ! તેનો સ્વભાવ કેવો નમ્ર છે ? તેના હૃદયમાં પ્રીતિનું પૂર ઉછળી રહ્યું છે, તે તને મેળવવા માટે અત્યંત ઉત્સુક થઇ ગયો છે. વળી મેં તારા કહેવાથી તે દિવસે છુપાઇને તારી સાથે બન્ને યુવકોને વાર્તાલાપ કરતા જોયા છે, મણિલાલ જાણે તારા પ્રેમને પ્રાપ્ત કરવા માટે પોતાનું પ્રાણ—મન સર્વસ્વ અર્પણ કરી દેવાની ઇચ્છા ધરાવે છે, અને સુંદરજી જાણે તારા હૃદયની પૂજા લેવાની વાસના રાખે છે. તેનું હૃદય તને ચાહતું નથી, પરંતુ કેવળ તારા રૂપને જ ચાહે છે.

તે રૂપનો દાસ છે, ત્યારે મણિલાલ સૌંદર્યનો ઉપાસક છે." અંબાલિકાએ કહ્યું.

"બ્હેન, તું જે કાંઇ કહે છે, તે ખરૂં છે. હું એવોજ અનુભાવ કરતી આવું છું. ખાસ કરીને સુંદરજીને જ્યારે તેને ઘરબાર છે કે કેમ, તેના સગાં વહાલાં બીજું કોઇ છે, એવો પ્રશ્ન પૂછવામાં આવે છે, ત્યારે છે સહજ ચીડાઇ જાય છે અને તેનો સંતોષકારક જવાબ પણ આપતો નથી. તે પોતાની અનેક વાતોને છુપાવી રાખે છે, એની પણ મને ખાતરી થઇ ચૂકી છે. પરંતુ પિતાજીની ઇચ્છાથી હું મણિલાલના કંઠમાં વરમાલા ન આરોપતાં સુંદરજીને જ મારા પતિના પદપર સ્થાપિત કરીશ." ઇન્દુમતિએ પોતાનો મનોભાવ જણાવ્યો.

અંબાલિકાએ કહ્યું કેઃ—"તે ઘણા જ વિચારશીલ અને બુદ્ધિમાન પુરૂષ છે, માટે તેમની ઈચ્છા વિરુદ્ધ કાંઇ પણ કહું, એવી શક્તિ મારામાં અવશ્ય નથી, પણ તેમ છતાં પણ એ સર્વ વિષયમાં સ્ત્રીઓ જેટલું સમજી શકે છે, તેટલું પુરુષો સમજી શકતા નથી. બીજી કેટલીક વાતો એવી છે કે જેનો મર્મ સમજવો એ પણ મહા મુશ્કેલ છે. સુંદરજી ખાન્દાન કુટુંબનો માણસ છે, ગુજરાત દેશનો રહેવાસી છે. અને તેના પિતા એક મોટા વહેપારી છે, એ બધી વાતો ફક્ત તેના મ્હોંએથી જ આપણે સાંભળી શક્યાં છીએ, પરંતુ ખરૂં શું છે, એ તો કેવળ ઇશ્વર જ જાણે છે. અત્યારે તો તે રસ્તાનો રઝળતો ભીખારી બની ગયો છે. તેની બુદ્ધિ કાંઇક કેળવાયલી છે, તેનામાં કાર્ય કરવાની શક્તિ છે, તથા તે તિક્ષ્ણમતિનો છે, એ સર્વ કારણોપરથી તારા પિતાજી તેને કામનો માણસ ધારે છે તથા તારી સાથે તેનાં લગ્ન કરાવવાને તૈયાર થઇ ગયા છે તે કદાપિ કેવળ રમ-

ણીની પેઠે આંખમાંથી આંસુની ધારા વહાવીને બેસી રહે, તેવો પણ નથી. એકને એકજ કામમાં તે પોતાની આખી જિંદગી ગાળે તેવો છે. તેનામાં બધા સદ્‌ગુણો હોવા છતાં, મનુષ્ય હૃદયમાં જે સહાનુભૂતિ દયા માયા કે પ્રીતિ જોઇએ તેનો સર્વથા અભાવ છે."

ઇંદુમતિએ કાન લગાડીને આ બાલિકાની બધી વાતો સાંભળી લીધા પછી કહ્યું કેઃ—"તારૂં કહેવું મને અક્ષરે અક્ષર ખરૂં લાગે છે. બહેન ! હું પણ રાત્રિદિવસ એનોજ વિચાર કર્યા કરૂં છું. જેનું હૃદય મારા માટે તદ્દન ઉન્મત્ત બની ગયું છે, જે હમેશાં કાર્ય કરવામાં મહા વીરપુરુષ છે, તેમ છતાં પણ તે બિચારો થોડું ભણેલો છે. પણ ચિંતા નહિ, તેના કુળથી સર્વ કોઈ જાણતું છે, તેના પિતાની સાથે મારા પિતાની સારી મિત્રતા છે અને તે બિચારાની વૃત્તિ મારામાંજ રહેલી છે, મારા સિવાય તે અન્ય કોઈપણ અબળાનું પાણી ગ્રહણ કરવા ઇચ્છતોજ નથી, માટે હું તો હવે એ ભલાભોળા અને સીધાસાદા મણિલાલની સાથેજ મારાં લગ્ન કરીશ."

એ સમયે તેઓ બન્ને જણીઓ સાફ સાંભળી શકી કે, તેની પાસેની બારી પાસેથી જાણે કોઇ એક વ્યક્તિના ચાલ્યા જવાનાં પગલાં સંભળાઈ રહ્યાં છે. એ જોઇને ઇંદુમતિએ એકદમ ઉઠીને ચારે તરફ જોવા માંડયું, પરંતુ તે કોઇને પણ જોઇ શકી નહીં.

ત્યાર પછી જયારે તે અંબાલિકા પાસે આવીને બેઠી ત્યારે અંબાલિકાએ તેને ઉદ્દેશીને કહ્યું કેઃ—"કેમ, ઇન્દુ બારી પાસેથી કોણ ચાલ્યું ગયું હતું વારૂ ?"

ઇન્દુમતિએ જવાબ આપ્યો કેઃ—"કોઇ નહિ. એતો આપણને સહજ ભ્રમણ થયો હતો."

અંબાલિકાએ કહ્યુંઃ—"ના એમ ધારવામાં તારી ભૂલ થાય

છે. કેવળ આપણો ભ્રમ થયો હતો, તેમ નહોતું, પરંતુ અહીંથી કોઇ પણ વ્યક્તિ ચાલી ગઈ હોય, એમ સ્પષ્ટ સંભળાતું હતું. ગમે તેમ હો, પણ હું ચોક્કસ કહી શકું છું કે, અહીંથી કોઈ માણસના ચાલ્યાં જવાનાં પગલાં સ્પષ્ટ રીતે મારા સાંભળવામાં આવ્યાં હતાં.

ઈંદુમતિએ પૂછ્યું:–"પણ, એટલી થોડીવારમાંજ મનુષ્ય અહીંથી છટકી શકે ખરૂં કે? હું તો ધારૂં છું કે, કદાચ કોઇ ઉંદર કિંવા બિલાડીજ આ રસ્તેથી ચાલી ગઇ હશે."

"ત્યારે કદાચ એમજ બન્યું હશે." અંબાલિકાએ વિવાદને અટકાવવા ખાતર કહ્યું.

ઇન્દુમતિએ વાર્તાના પ્રસંગનું પરિવર્તન કરીને અંબાલિકાને પૂછ્યું કે:—"વારૂ, અંબા બહેન! હું તને એક વાર્તા પૂછું છું તો તેથી તારા મનને દુઃખ તો નહિ થાય ને? જો તું દુઃખી થા તેમ ન હો, તો હું તને એક વાર્ત્તા પૂછવાની ઇચ્છા ધરાવું છું."

"બહેન, તારાથી હું શું છાનું રાખું છું કે, તું મને અત્યારે આવો સવાલ પૂછી રહી છે?"

"તારો પ્રિયપાત્ર ઇન્દ્રનાથ કે જે કેદખાનામાં સર્પના ડંસથી મૃત્યુ વશ થયો છે, તેના સંબંધમાં તને કાંઇપણ ચોક્કસ ખબર મળી છે ખરી કે?" ઇન્દુમતિએ પૂછ્યું.

"હા, અમુક અંશે મને એવી ખબર મળી છે કે, પંડિત કામદેવ જેલમાં જઇને ઇંદ્રનાથના મરણની ચોક્કસ ખબર મેળવી લાવ્યા છે અને તે સાથે ઇંદ્રિનાથના મરણનું ખાતું પણ કારાગૃહની ફાઇલમાં જોઇ આવ્યા છે. વળી લોકો પણ કહે છે કે, બિચારા ઇંદ્રનાથપર હરગોવિંદ શાસ્ત્રીએ વિનાવાંકે કેસ ચલાવીને તેને મરણને શરણ કર્યો

છે. હવે એમાં અસત્ય માનવાનું બીજું કોઇપણ કારણજ મને તો મળી શકતું નથી.” અંબાએ કહ્યું.

ઇંદુમતિએ કહ્યું કેઃ—“મેં સાંભળ્યું છે કે, ઘણાખરા કેદીઓ જ્યારે કેદમાંથી ન્હાસી છૂટે છે, ત્યારે કારાગૃહના કર્ત્તાઓ તેઓ મરણવશ થયા છે, એવું લખી નાખે છે અને પોતાના અમલદારોને પણ એવી ખબર આપી દે છે. આમ કરવાનું કારણ એ છે કે, જો તેઓ પોતાના અમલદારોને એવું જાહેર કરે કે, તેઓ ન્હાસી ગયા છે તો તેમનાપર બેદરકારીનો આરોપ મૂકાય છે અને કદાચ આફતમાં પણ આવી પડવું પડે છે. આ પરથી આપણાથી એવું અનુમાન પણ કેમ ન કરી શકાય કે, ઇંદ્રનાથના સંબંધમાં પણ તેમ નહિ બન્યું હોય? મને તો એમજ લાગે છે કે, હજી સુધી તે આ સંસારમાં જીવતોજ હશે, પૃથ્વીના કોઇપણ ભાગમાં અવશ્ય છુપાઇ રહ્યો હશે.”

“પણ ઈન્દુ! મારા ભાગ્યમાં તેવું લખાયલુંજ નથી. જો મારાં કમનસીબ ન હોય, તો પ્રથમ મારા લગ્નમાંજ વિઘ્ન શા માટે આવે? ઇંદ્રનાથપર વિનાકારણ અસત્યદોષનું આરોપણ શા કારણથી થાય? વળી સુંદરીમોહન જેવો નરાધમ અને વિષયલંપટ જમીનદાર મારામાં મોહિત થઇને મારી સઘળી મિલ્કતને હજમ કરવાની કોશિશ પણ શા કારણથી કરે કે, હવે મારી એ આશા નષ્ટ થઇ છે, પ્રથમ ઘણીવાર એવા એવા વિચારો મારા મનમાં અનેકવાર આવ્યા કરે છે. પણ હાય! હવે મારૂં કપાળ ફૂટી ગયું છે, તેની આશા નિરાશાના રૂપમાં બદલાઇ ગઇ છે.” અંબાલિકાએ કહ્યું.

“કેમ! આશાનો અંત શા માટે લાવે છે? આશાથીજ આ

સમસ્ત બ્રહ્માંડ જીવે છે એ વાતને શા માટે ભૂલી જાય છે ! આશા-એજ માનવજીવનની મોંઘેરી લ્હાણુ છે. આમાંજ મૃતને સંજીવિત કરવાનું અમૃત ભર્યું છે. માટે અંબાલિકા ! નિરાશાને હૃદયમાં ધારણુ ન કરતાં આશાપર આધાર રાખી તારા સ્વામીનો શોધ ચલાવ. મને સંપૂર્ણું વિશ્વાસ છે કે, પ્રયત્નના પરિણામે તારા ભાગ્યનો ભાનુ પુનઃ ઉદિત થશે અને તારી ચિંતાનો અગ્નિ સુધાના સિંચનથી સદાને માટે હોલવાઇ જશે ! બહેન ! ઈશ્વર, મનુષ્યની સુઆશા ઘણે અવશ્ય પૂર્ણજ કરે છે. તું આમ નિરાશ ન થા. પરમાત્મામાં શ્રદ્ધા રાખી પતિને મેળવવાનો પ્રયત્ન કર.” ઇંદુમતિએ અંબાલિકાના આશાહીન હૃદય જે આશાન્વિત કરવાના ઉદ્દેશથી કહ્યું.

અંબાલિકાએ કહ્યું:—“જો તેઓ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતા હોય, તો કદાપિ આ દીનદાસીને પોતાના દિદાર દેખાડયા વિના રહેજ નહિ. મને સંપૂર્ણું રીતે હવે નિરાશા ઉત્પન્ન થઇ ગઇ છે, કે તેઓ આ સંસારમાંથી સદાને માટે ત્યાગ કરીને ચાલ્યા ગયા છે. ઇંદુ ! આવા સંજોગોમાં તેમની તપાસ ક્યાં જઇને કેવી રીતે કરવી ? પ્રયત્ન કરવામાં હું કોઇ પણ રીતે પાછી હઠું તેવી નથી, તેમ છતાં પણ પ્રયત્ન કરવાનું સ્થળ તો જોવું જોઇએ ને ? મારા પર એટલો બધો પ્રેમ દર્શાવતા હતા કે, મારા વિના તેમને એક ક્ષણુ પણુ બીજે ગમતું નહોતું. તેઓ જ્યાં હોય, ત્યાંથી આવીને એકવાર તો મારી મુલાકાત અવશ્ય લેતાજ હતા. પણુ હવે તે આશાપર લગભગ બે વર્ષ થયાં પાણી ફરી વળ્યું છે. મનુષ્યની આશાની પણુ અમુક સીમા હોય છે, એ સીમાનું ઉલ્લંઘન થવાથી, મનુષ્યનો આખો સંસાર શૂન્ય થઇ જાય છે અને સકળ પદાર્થોપરથી તેની રૂચિ ઉઠી જાય છે. મારી પણુ લગભગ તેવીજ દશા થઇ છે. મને

મારૂં જીવન મારા પ્રિયતમના અભાવે વિષમ યંત્રણાયુક્ત થઈ પડયું છે. ”

“બહેન! એમ ધારવામાં તું ભૂલ કરે છે, કારણ કે, ઈંદ્રનાથ જો પાછો અહીં આવે તો, તેને સત્યાનાશ કરી ચારીઓ બંદીવાન બનાવે તેવો સંપૂર્ણ સંભવ છે, એમ ધારીનેજ તે અહીં નહીં આવ્યો હોય, તો તે વાતને પણ કોણ જાણી શકે તેમ છે? હું ધારૂં છું કે ઈંદ્રનાથ અદ્યાપિ આ અવનીપર જીવતોજ હશે, પરંતુ ઉપર જણાવેલા કારણને લીધેજ તે બિચારો ઇચ્છા હોવા છતાં પણ અહીં આવી શકયો નહિ હોય!” ઇન્દુમતિએ પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો.

“જો અહીં આવવામાં તેમને આવી અડચણ જ હોય, તો પછી તેઓ પોતાના કોઇ વિશ્વાસુ માણસ મારફત મને એવી ખબર શા માટે ન મોકલાવે? એ ગમે તેમ હો, પણ હવે તો મારે મારી આખી જિંદગી સુધી આંખોમાંથી આંસુ વહાવી, હૃદયના દુઃખને હૃદયમાંજ દબાવી રહેવું પડશે, અરેરે! ઈંદુ! વધારે શું કહું! ઇંદ્રનાથનું સ્મરણ થતાં મારા રોમરોમમાં મને અસહ્ય યંત્રણા ઉત્પન્ન થાય છે. મારૂં જીવન હવે શુષ્ક અને સત્વહીન બની ગયું છે.” અંબાલિકાએ કહ્યું.

“જ્યારે તું ઈન્દ્રનાથને મરેલોજ ધારી બેઠી છે, ત્યારે હજી સુધી તેં તારા હાથમાં સૌભાગ્યવતીનું સૂચવન આપનારી ચૂડીઓ તથા અંગુઠીને શા કારણથી ધારણ કરી રાખી છે? કોઈ કોઇ વેળાએ વાળ હોળે છે, કપાળમાં ચાંલ્લો કરે છે, એનું કારણ શું છે વારૂ?” ઇન્દુએ પૂછયું.

અંબાલિકાએ કહ્યું:—" ખરી રીતે ઇન્દ્રનાથની સાથે મ્હારાં લૌકિક લગ્ન થયાં નહોતાં. એથીજ મારા હાથમાં મેં બન્ને ચૂડીઓ ધારણ કરી રાખી છે ? હું ખરી રીતે હજી સુધી જાણી શકી નથી કે, ઇન્દ્રનાથજ મારો ધારેલો પતિ અથવા હૃદયનો અધિકારી નથી, તેથીજ મેં આ સૌભાગ્યને સૂચવનારી ચુડીઓને મારા કરમાં પહેરી રાખી છે. વળી આ વીંટી મારા સસરા મરતી વેળાયે મને આપતા ગયા છે અને તે સાથે એમ પણ કહી ગયા છે કે, એ વીંટીને ખાસ કાળજીપૂર્વક સાચવી રાખજે, જ્યાં સુધી તું જીવતી રહે, ત્યાં સુધી એ વીંટી બીજા કોઇને પણ આપીશ નહિ. જ્યારે તું મરણ પથારીએ પડે, ત્યારે આ વીંટી ઇન્દ્રનાથને આપી દે જે. ઇન્દ્રનાથનું એ વીંટીથી ઘણુંજ ભલું થઇ શકશે અને તે સાથે મારો લાભ પણ મળી શકશે. અત્યારે મારા મરણ વખતે મને ઇન્દ્રનાથનો મેળાપ થયો નથી, તેથી હું આજે આ વીંટી તારા હાથમાંજ સોંપતો જાઉં છું. તું તે ઇન્દ્રનાથને આપી દેજે. જ્યાં સુધી તે જેલમાંથી પાછો ન આવે ત્યાંસુધી તું એને તારી પાસેજ રાખજે." આ પ્રમાણે મારા સસરા મરતી વેળાયે મને છેવટની આજ્ઞા કરતા ગયા હતા. મારા સસરાની આજ્ઞાનું પાલન કરવા માટે જ આ વીંટીને મેં અત્યારસુધી મારા હાથમાં પહેરી રાખી છે. વળી બીજી પણ એક અજાયબીની વાત એ છે કે, મારી પાસે પણ એવાજ પ્રકારની બીજી એક વીંટી હતી, તે વીંટી મારા પિતાજી મને મરતી વેળાયે આપતા ગયા હતા, તે વીંટીનો ઘાટ પણ બરાબર આ વીંટીના જેવોજ છે અને તેનાપર આ વીંટીની પેઠે તલ્વારનું ચિન્હ તથા સંસ્કૃત ભાષામાં (૬) અક્ષર કોતરવામાં આવ્યો છે. બન્ને વીંટીઓ બરાબર એક સરખીજ છે, તેમાં લેશ માત્ર પણ તફાવત નથી." અંબાલિકાએ વીંટીનો ભેદ કહી નાખ્યો,

ઇન્દુમતિએ કહ્યું:—" ઘણીજ અજાયબીની વાત છે. એ વિષયમાં તેં કોઇને કાંઇ પણ પૂછયું હતું ખરૂં કે? આ વીંટીનો ભેદ જાણવાની તેં કદાપિ કાંઈ કોશિશ કરી હતી કે?"

" ના, મેં એવી કશી પણ કોશિશ કદાપિ કરીજ નથી. જો તેઓ મારે ઘેર આવ્યા હોત, હું સુખના દિવસનું મુખ જોઇ શકી હોત, તો અવશ્ય એ સંબંધમાં પૂરતી તપાસ કરત. પરંતુ જ્યારે હવે તેમને મળવાની કશીપણ આશા જ રહેતી નથી, ત્યારે મારે બીજા કોના માટે એની તપાસ કરવાની જરૂર છે વારૂ! જે મારા હૈયાનો હાર હતો, આંખોનો તારો હતો; તેતો આ સંસારમાંથી સદાને માટે ચાલ્યો ગયો છે, તો પછી મારે વધારે તપાસ કરવાનું શું પ્રયોજન છે." અંબાલિકાએ જવાબ આપ્યો.

" તારી તે વીંટી ક્યાં છે વારૂ?"

" મારી ઘરેણાની પેટીમાં."

" તારી ઘરેણાની પેટી ક્યાં છે?"

" મારે ઘેર, અત્યારે સુંદરીમોહનના તાબામાં."

" તું તારા ઘરેણાંની પેટીને તારી સાથે શા કારણથી નથી લાવી વારૂ? તે તો તને તારા સસરા તરફથી મળેલું પલ્લું છે. એ પલ્લાપર સુંદરીમોહનનો શો અધિકાર છે! સુંદરીમોહને તો તારો સત્યાનાશ વાળી દીધો છે. તારા પતિને કેદ કરવામાં તથા અંતે કેદખાનામાંથી પણ દૂર કરવામાં એ પાપાત્મા પિશાચનાંજ કારસ્થાનો છે. પરમાત્મા એ પીટયાને રૂંવે રૂંવે કીડા પાડશે અને નરકના ધગધગતા કુંડમાં તપાવીને મારશે. તેને જે સજા ભોગવવી પડશે, તેવી સજા સંસારના બીજા કોઈ પણ જીવને ભાગ્યેજ ભોગવવી પડશે."

"યમરાજના દરબારમાં ઇન્સાફ તેનો તો થશે;
બીષણુ અતિશય તાપમાં દેહ તેનો તાપશે;
લોહા તણા સળીયા થકી આંખ તેની ફૂટશે;
રોમ રોમે કીટ પડી વ્યાધિ થકી સંતાપશે;
લાખો કરોડો નાગનું દંશન સદા તેને થશે;
ઉત્તાપથી અકળાઇને આકાશને કંપાવશે."

"બહેન! એને શાપ આપવાની કશી જરૂર નથી. ઈશ્વર મહા ન્યાયી છે, એટલે તેના અપરાધનો ઇન્સાફ આપ્યા સિવાય તે કદાપિ રહેશે નહિ. ઈશ્વરના અધિકારને આપણા અધિકારમાં લેવાની કશી પણ અગત્ય નથી." અંબાલિકાએ પોતાની સરળતાનો પરિચય કરાવતાં કહ્યું:—"વળી તું મને ઘરેણાંના સંબંધમાં પૂછે છે, તો હવે મને ઘરેણાંની શી જરૂર છે? ખાવાને અનાજ મળે, એટલે થીજ, હું હવે મને મહા સંતુષ્ટ માનીશ. મને હવે એક મુઠ્ઠી અનાજ સિવાય બીજા કશાની પણ આવશ્યકતા નથી."

ઇન્દુમતિએ એક ઊંડો નિઃશ્વાસ નાંખીને કહ્યું કે:—"બહેન! હું અત્યારે તને આ સર્વ વીતેલી વાતોનું સ્મરણ કરાવીને દુઃખી કરી રહી છું. પરંતુ એ સર્વ વાતો સાંભળીને મને ઘણીજ રૂપજાયમી થાય છે અને એને જાણવાની પ્રબળ જિજ્ઞાસા મારા અંતરમાં ઉત્પન્ન થાય છે, એથી જ તને આવા આવા અદ્દભુત સવાલો પૂછી રહી છું. તારા જેવું રૂપ, તારા જેવી ધીરજ, તારા જેવી સહનશીલતા અને તારા જેવી ઉદારતા મેં બીજી કોઇ પણ સ્ત્રીમાં કદાપિ જોઇજ નથી પણ તેમછતાં ઇશ્વર તને શા કારણથી દુઃખી કરી રહ્યો હશે. શું

તેના ન્યાયી રાજ્યમાં પણ અસ્તિત્વ ધરાવતો હશે? ના—ના, ઈશ્વરના પર એવો આરોપ મૂકવાનું કશું પણ કારણ નથી જેણે તને એક દિવસ લાખો કરોડો રૂપિયાની મિલકતની સ્વમાલિકીની બનાવી હતી, તેજ પરમકૃપાળુ પરમાત્મા તને સુખી કરશે, તારી આશાને પૂર્ણ કરશે, તારી આંખોમાંથી અત્યારે આંસુની જે ધારાઓ વહી રહી છે, તેને સૂકાવશે. તને રડવાને બદલે હસાવશે. તારા દુઃખ અને વ્યાધિનો અંત આવશે."

અંબાલિકાએ આંખમાં આંસૂ લાવીને કહ્યું:—"તે જગદાધારની કૃપા હશે તો તેમ થઇ રહેશે."

આમ કહ્યા પછી તેણે બીજી એક પણ વાત કહી નહિ. તે ફક્ત એક ઊંડો નિઃશ્વાસ તેના હૃદયના અંતર્ભાગમાંથી બહાર કાઢીને તેણે પોતાના હૃદયની દારુણ યંત્રણાને ઇન્દુમતિની પાસે વ્યક્ત કરી એ જોઇને પરદુઃખે દુઃખી થનારી ઇંદુમતિએ આંખમાંથી આંસુની ધારા વરસાવી તેના સખીધર્મને અથવા સહાનુભૂતિને પ્રગટ કરી.



## પ્રકરણ ૧૧ મું



### દેવતાના ગૃહમાં દાનવ પ્રવેશ

પ્હેલાં તો નરનારથી ડરી ડરી નિત્યે, પછી મંત્રીથી;
માનીતાથી પછી, પછી નૃપતિના ક્રીડા તણાતંત્રીથી;
દાખી દૈન્ય લટી લટીજ રળવી રોટી ભૂંડેરી મથી;
સેવા શ્વાન તણીજ વૃત્તિ સમજી શાણા જને છે કથી.



ભારે આવેશ ભેરે વિફરી ફરકતી પાંપણે અશ્રુવાસે;
ઝાંખી પાંખી છતાં જે ઝળહળ ભ્રુકુટિધૂમ મધ્યે ઉજાસે;
જ્યોતી એવા દગોની ઝગતી જગવતા તાંડવે રૌદ્ર હાવે;
આઘાતે પાયના આ ધ્રુજતી ધરણિને ધૂર્જટિ યાદ આવે ”

के. ह. ध्रुव. ( मुद्राराक्षस नाटक. )

પરમ ધાર્મિક જમીનદાર નવરત્ન તથા મનોહરાની દાસી સુભદ્રા જ્યારે પાપાત્મા અને દુરાચારી જમીનદાસ નવલવિહારીના બંગલામાંથી છોડાવીને મનોહરા સહિત નવરત્નના ગમન સાથે વદતો કરતા મહા વિશાળ મહાલયમાં આવી પહોંચ્યાં, ત્યારે રાત્રિના ત્રણેક વાગી જવાનો સુમાર થવા આવ્યો હતો, જનપ્રાણીમાત્ર સર્વને સૂવાનો વખત હોવા છતાં પણ ભૂષણાનગરીમાં એનાથી સર્વથા વિરુદ્ધ પ્રકારજ જોવામાં આવતો હતો. જ્યારે આખા વિશ્વને નિદ્રાદેવીની ક્રોડમાં અભિભૂત થઇ આરામ લેવાનો સમય હતો, ત્યારે ભૂષણાનગરીના

નાના બાળકથી લઇને વૃદ્ધ પર્યન્ત પ્રત્યેક મનુષ્યના હૃદયમાં વ્યગ્રતા, શોક સંતાપ અને ભયાનક ભયનો સંસાર થયેલો હતો. આજકાલ કરતાં છ માસ થયાં સરદાર મોનાહાતિ તથા વીરવર લૂટારા મોનાહાતિએ ભૂષણાનગરી તથા તેની આસપાસનાં ગામોમાં એવો ઉપદ્રવ મચાવી મૂકયો હતો કે, જેનું વર્ણન કરતાં અદ્યાપિ અમારી લેખિની પણ કંપી ઉઠે છે. ધનવાનોના મનમાં ધન લૂંટાઇ જવાનો, સામાન્ય વર્ગના લોકોના હૃદયમાં પોતાનું સર્વસ્વ અપહરણ થવાનો, ગરીબોના મનમાં પોતાની કન્યાઓ ચોરવાનો અને બીજાં સર્વ મનુષ્યોના મનમાં પોતાના પ્રાણ જવાનો ભય એટલો બધો પ્રબળતાથી વ્યાપી ગયો હતો કે, તેમને રાત્રિદિવસ પૂરી ઉંઘ પણ આવતી નહોતી. અરે, એટલુ જ નહિ પણ, કેટલીક વારતો તેમને જમતાં જમતાં ભાણા પરથી ઉઠીને લૂટારાના સપાટામાંથી પોતાના પ્રાણ બચાવવા માટે ઘરના આંગણામાં તૈયાર કરાવી રાખેલા કૂવા કે ભોંયરામાં પણ આશ્રય લેવો પડયો હતો. જ્યારથી સરદાર મોનાહાતિનાં માણસો બલિદાનના યજ્ઞ માટે ભૂષણાનગરીમાંથી બે કન્યાઓ તથા એક પુરોહિતનું અપહરણ કરી ગયા, ત્યારથી સર્વ મનુષ્યોના પ્રાણ કંઠે આવી ગયા હતા. અને તેમણે પોતપોતાના ઘરદીઠ રાત્રે પણ બબ્બે ચચ્ચાર માણસોને જાગતા રાખી લૂટારાઓના આવવાની દેખરેખ રાખવાનો ઠરાવ કર્યો હતો.

વારંવાર લૂટારાઓની પ્રબળતાની વાતો સાંભળીને અમારા વાચકોના મનમાં અમારા પ્રતિ કાંઇક અશ્રદ્ધા ઉત્પન્ન થાય તો તે સ્વાભાવિકજ છે; પરંતુ જે સમયની આ વાર્તા લખવામાં આવે છે, તે સમય અત્યારના સમયના કરતાં સર્વથા વિરુદ્ધ પ્રકારનો હતો અને એનો ઉલ્લેખ પણ આ પહેલાં અમો અનેકવાર કરી ચૂક્યા છીએ, એટલે લાચારીથી અમારે સત્યતાનું ચિત્ર આલેખવું પડે છે. આમાં

જો કોઈપણ વાચક બંધુને અભાવ આવતો હોય, તો તેમને આવા શુષ્ક વાંચવાનો પણ અમારે ખાસ અનુરોધ કરવો પડે છે. કારણ કે, તે જાણ્યા વિના તેમને આ વાર્તાના વાંચનમાં લેશ માત્ર પણ રૂચિ ઉત્પન્ન થવાનો કશો સંભવજ નથી.

નવરત્ન, સુભદ્રા, મનોહરા તથા સરદાર જેસલે જ્યારે પુરુષનાં વેશમાં ભૂષણાનગરીમાં પ્રવેશ કર્યો ત્યારે પ્રવેશદ્વારના પ્રહરીઓએ તેમને અટકાવીને પૂછ્યું કે:—"તમો કોણ છો? આટલી મોડી રાત્રે અહીં ક્યાંથી આવો છો અને અત્યારે આ શહેરમાં શા કારણથી આવ્યા છો? કોને ત્યાં જવા માગો છો?"

આ સાંભળીને નવરત્ને જવાબ આપ્યો કે:—"હું અહીંનો એક જમીનદાર છું, મારૂં નામ નવરત્ન છે, અને મારી સાથેના મારા આ મિત્રો પણ મારા જેવા જમીનદારજ છે. આ ગૃહસ્થનું નામ નવલવિહારી છે અને તેમના નામથી આખી ભૂષણાનગરી જાણીતી છે. હું આજે તેમના બંગલાપર કોઈક ખાસ કારણવશાત ગયો હતો અને અત્યારે મારા ઘર તરફ જઈ રહ્યો છું જો તમને અમારાપર કોઈપણ જાતની શંકા આવતી હોય, તો અમારાં નામો લખી લો અથવા તમારા કોઈપણ માણસને અમારી સાથે મોકલો."

"ના, નામદાર, તમારા નામથી અમો સર્વ સારી રીતે વાકેફ છીએ, અત્યારે અમારાથી તમારી બેઅદબી થઈ છે, તો તે માફ કરશો. આજકાલ લૂટારાઓએ આખા શહેરને પાયમાલ કરવા માંડ્યું છે અને જૂદા જૂદા પોશાક પહેરીને તેઓ શહેરમાં આવી ચઢે છે, તેથીજ અમારે આ રસ્તો લેવો પડે છે અને ગામમાં આવનાર દરેક માણસના નામ ઠામ નો પત્તો પૂછવો પડે છે. જમીનદાર નવરત્ન આ શહેરના એક ભલા અને ઉદાર જમીનદાર છે, તેથી તેમના પર

શંકા લાવવાનું અમને કશું પણ કારણજ રહેલું નથી, હવે તમે તમારી ઈચ્છામાં આવે ત્યાં જઈ શકો છો, અમારે તમને અટકાવવાની, નામ લખવાની કે તમારી સાથે માણસ મોકલવાની કશી પણ જરૂરજ રહેતી નથી." પહેરેગીરે કહ્યું.

ત્યાર પછી તેઓ સર્વ ત્યાંથી રવાના થયા અને ભૂષણનગરીના એક ધોરી રસ્તાપર ચાલતાં ચાલતાં છેવટે નવરત્નના મોટા રાજમહેલ જેવા મકાન પાસે આવી પહોંચ્યા

એ વખતે રાજમહેલના દરવાજાપર ઉઘાડી તલ્વારે ચાર પહેરેગીરો પહેરો ભરી રહ્યા હતા, તેમાંના એક પ્રહરીને ઉદ્દેશીને નવરત્ને કહ્યું કે:—"મુકુંદરાય ! આજે તમો ચારે પહેરેગીરો એકી સાથે શા કારણથી પહેરો ભરી રહ્યા છો વારૂ ?"

મુકુંદરાયે જવાબમાં સલામ કરીને જણાવ્યું કે:—"નામદાર ! આજનો મામલો ઘણોજ ગંભીર સ્વરૂપપર આવી ગયો છે, આજે કદાચ અમારે અમારૂં લોહી રેડવાનો વારો આવે તો તેમાં પણ કાંઈ શંકા જેવું નથી. કારણ કે દુર્દાન્ત દાનવોએ આજે આપનો સર્વનાશ કરવાની સૂચના આપી દીધી છે. હાય ! આજે જબરો ગજબ થયો છે !"

નવરત્ને અજાયબી પામીને પૂછ્યું કે:—"કેમ શું થયું છે ? શું લુટારા મેનાહાતિ તરફથી કાંઇ બુરૂં કરવાની સૂચના આપવામાં આવી છે ? જે કાંઈ બન્યું હોય, તેમને જલ્દી જણાવી દે."

મુકુંદરાયે જવાબ આપ્યો કે:—"હા, જનાબ ! તેમજ થયું છે. મકાનમાં ગયા પછી આપ એ સંબંધમાં બધી બીના બહુ સારી રીતે જાણી શકશો."

આ સાંભળીને નવરત્ન તરતજ મનોહરા, સુભદ્રા તથા સરદાર

જેસલને લઇને પોતા બેઠકખાનામાં દાખલ થયો અને તેમને દરેકને બેઠકખાનામાં ગોઠવેલાં જૂદાં જૂદાં આસનોપર બેસવાનો આગ્રહ કરી, તે પોતાના શયનભવનમાં ગયો. એ સમયે તેની સ્ત્રી મંજુલા જાગતીજ બેઠી હતી, તેની આંખોમાં ઉંઘ આવી નહોતી. એ જોઇને તે ઘણોજ અજાયબીમાં પડી ગયો. તેણે અજાયબીથીજ તેને પૂછ્યું કે—"મંજુલા ! અત્યારસુધી તું જાગતીજ કેમ બેઠો છે ? શું આપણાપર કાંઇ આફત આવી પડી છે ? હશે, તે ગમે તેમ હોય, પણ હાલ તરત તું મને ખજાનાની ચાવીઓ આપ મારે એક ખાસ જરૂરનું કામ પડયું છે. એ કામ પતાવીને હું હમણાંજ તારી પાસે આવું છું.

મંજુલાએ સ્વામીને ગભરાયલો જોઇને તરતજ ખજાનાની ચાવીઓ લાવી આપી. ચાવીઓ લઇને નવરત્ન તે શયનગૃહની પાછળની એક સીડીદ્વારા નીચેના ઓરડામાં જઇ પહોંચ્યો અને એ ઓરડામાંથી નીચેના ભોંયરામાં આવેલા ખજાનાના ઓરડામાંથી તેણે સરદાર રત્નદાસ તથા મુસ્તફા દરજીને ઠરાવેલી બાકીની સોના મોહોરો કાઢી લીધી તથા થોડીવારમાંજ પહેલાંની પેઠે દરવાજા બંધ કરી તે પોતાના બેઠકખાનામાં આવી લાગ્યો. 'બેઠકખાનામાં આવીને તેણે સરદાર જેસલને કહ્યું:—"સરદાર, લો આ તમારા સરદાર તથા મુસ્તફાને ઠરાવેલી સોના મોહોરો સંભાળી લો. વળી તમોએ તથા તમારા મંડળે અમો જે જે કીમતી મદદ આપી છે, તેના બદલામાં આ બીજી બસો મોહોરો પણ ગ્રહણ કરો. હું ધારૂં છું કે, એથી તમારૂં મન અવશ્ય સંતુષ્ટજ થશે."

સરદારે તરતજ બધી સોનામોહોરો લઇને ગણી લીધી અને ત્યારપછી નવરત્નનો ઉપકાર માની કહ્યું કેઃ—"નામદાર ! આપની

આ ઉદારતાને માટે હું આપને ધન્યવાદ આપું છું, મને આપની આ બસો મોહોરોની ભેટથી પૂરતો સંતોષજ થયો છે. મને આશા છે કે, હવે પછી જ્યારે કોઇ પણ વેળાએ અમારા લાયક કાંઈ કામકાજ પડે, ત્યારે આપ અવશ્ય અમનેજ બોલાવશો. બસ, હવે વખત ઘણો વીતી જવાથી હું રજા લઇશ કારણ કે, મારા સરદાર મારી વાટ જોતાંજ બેઠા હશે."

"બહુ, સારૂં, એવું જો કાંઇ પણ કામ પડશે, તો હું તમનેજ બોલાવીશ, તમારા સિવાય બીજા કોઇને પણ બોલાવીશ નહિ. તમારા સરદારને મારા રામ રામ કહેજો." નવરત્ને કહ્યું.

"જેવી નામદારની આજ્ઞા." આમ કહીને સરદાર જેસલ નવરત્નને પ્રણામ કરી ત્યાંથી પોતાના ભેદી ભોંયરાભણી રવાના થયો.

તેના જવા પછી નવરત્ને પહેરેગીરદ્વારા બે દાસીઓને બોલાવીને તેમને મનોહરા તથા સુભદ્રાને સ્નાન કરાવરાવી ભોજન કરાવવાનો બંદોબસ્ત કરવાની સૂચના આપી દીધી.

મનોહરા તથા સુભદ્રાદાસીની સાથે સ્નાનાગારમાં ગઇ અને જમીનદાર નવરત્ન પોતાની પ્રાણેશ્વરીના પ્રેમમંદિર ભણી સિધાર્યો.

જે સમયે નવરત્ને તેની પરમ પ્રિયતમા મંજુલાના શયનગૃહમાં પ્રવેશ કર્યો, તે સમયે તેના મુખપર મલિનતા છવાઇ ગઇ હતી, આંખોમાંથી આંસૂ ઉભરાઇ રહ્યાં હતાં અને તે બિચારી ભયથી વ્યાકુળ બની ગઇ હતી. તેની આવી સ્થિતિ જોઇને નવરત્નના હૃદય પર અત્યંત આઘાત થયો. તેણે ઘણાજ ધીમા અને સ્નેહ ભરેલા સ્વરથી પૂછ્યું કેઃ "પ્રાણેશ્વરી! આજે તું આમ રુદન કેમ કરી રહી છે? તારી આંખોમાંથી આંસૂ શાથી વહી રહ્યાં છે અને તારૂં હૃદય આટલું બધું ગભરાટમાં કેમ આવી પડયું છે?"

મંજુલાએ કરુણ અવાજથી કહ્યું:—"શું કહું, મારા નાથ! જે જાલિમ શયતાનોએ આખા દેશને પાયમાલ કરી નાખ્યો છે, લોહીની નદીઓ વહેવડાવી છે તથા

"હજારોનાં શરીરોમાં અસિધારા ચલાવી છે:
ઘણાના પ્રાણની જ્યોતિ તમંચાથી બુઝાવી છે;
હજારો દીન દારાને સદા વિધવા બનાવી છે;
ન બાપાં બાળ કીધાં ને બહુ બાળા રડાવી છે;
જગતમાં આવીને જેણે રક્તની રેલો રેલાવી છે;
મહા ઉત્પાતથી જેણે બધી આલમ ધ્રુજાવી છે,

એ પાપાત્મા લુટારો મોનાહાતિ આજે આપણો પણ સર્વનાશ કરવાને તૈયાર થયો છે. આપ આજે સવારના બહાર નીકળી પડયા હતા, એથી કદાચ આપને એ શયતાનના જુલ્મની કશી ખબર નહિ પડી હોય, પણ હાય! આજે આપના જવાં પછી મોનાહાતિનો કોઇ એક માણસ આપણા દ્વારપર આવીને છુરાંકિત ચિત્ર ચિતરી ગયો છે તથા આપણા પહેરેગીરને એક પત્ર પણ આપી ગયો છે. પત્ર ઘણોજ ભયંકર છે અને તેની સાથે આપના જીવન મરણનો સંબંધ જોડાયલો છે. આમ કહેતાં કહેતાં મંજુલાની આંખમાં ફરીવાર આંસુનું પૂર વેગપૂર્વક ઉભરાઇ આવ્યું, તેની વાચા બોલતી અટકી પડી.

આ જોઇને નવરત્ને કહ્યું કે:—"મંજુલા, ચિંતા ન કર! ઇશ્વરે ધાર્યું હશે, તે થઇ રહેશે. પણ એ જાલિમ લૂટારા તરફથી આવેલો પત્ર ક્યાં છે, તે જરા મને બતાવ જોઇએ."

મંજુલાએ તરતજ પત્ર લાવીને સ્વામીના હાથમાં સોંપ્યો. નવરત્ને તે પત્ર વાંચ્યો પત્ર વાંચતાંની સાથેજ તેનું કાળજું કંપી ઉઠ્યું-પત્રમાં લખ્યું હતું કે:—

"નવરત્ન !",

મારા સાંભળવા પ્રમાણે આજકાલ તું વારાંગના મનોહરાને છોડાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે; પણ યાદ રાખજે કે, જો એવું સાહસ કરીશ, તો જીવ જાનથી માર્યો જઇશ. જો કદાચ તું તેને તારે ત્યાં લઇ આવ્યો હોય, તો તરતજ અહીંથી પાંચ ગાઉપર આવેલા 'અમરપૂર' નામના ગામના સરોવરના કિનારાપર મોકલાવી દેજે અને તે સાથે રૂ. ૨૦) વીસ હજારની સોના મોહોરો પણ મોકલજે. આ પત્ર મળ્યા પછી હું તને સાત દિવસનો વાયદો આપું છું, એ વાયદાની મુદ્દતમાં જો તું તેને મારા જણાવેલા સ્થળે નહિ પહોંચાડી જા, તો તારૂં શરીર રસ્તાપર ધડથી વિખૂટું થઇને રગદો-ળાશે તથા તારા કુટુંબની અને તારા કુટુંબની પાયમાલી થશે. હું કોણ છું, તથા મારા પ્રભાવથી આખો દેશ કેવો કંપાયમાન થઇ ગયો છે એનાથી તો તું જાણીતોજ છે, એટલે એ વિષયમાં હું તને બીજું કાંઇ પણ વધારે લખવા માગતો નથી. ગમે તે ઇલાજે સાત દિવસની અંદર મારૂં આ કામ પતાવી દેજે; નહિ તો તારી બરબાદી થવામાં કંઇ બાકી રહેશે નહિ.

વીરવર સરદાર—મોનાહાનિ.

પત્ર વાંચ્યા પછી નવરત્ન તથા તેની પત્ની ઉભય ઘણીવાર સુધી ચૂપચાપ બેસી રહ્યાં. તેમના બન્નેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. છેવટે નવરત્ને હૃદયમાં સહજ હિમ્મત લાવીને કહ્યું કેઃ—" અહા ! એ નરાધમ મોનાહાનિ હવે તે શું કરવા માગે છે ? આખા દેશની દોલતને લુટીને પોતાના ખજાનામાં ભરવા છતાં શું તેની મહત્વાકાંક્ષા હજી પણ તૃપ્ત થતી નથી ? અનેક અ-

બાળાઓના શીલનો સંહાર કરવા છતાં તેની પિશાચી વાસના વિલીન થતી નથી ? ઘણીજ આશ્ચર્યની વાત છે કે, મનુષ્ય સંસારમાં જન્મીને આવાં કાળાં ધોળાં કોને માટે કરતું હશે ? પોતાની રાક્ષસી વૃત્તિને પોષણ આપવા માટે આખા દેશમાં કાળો કેર વર્તાવવાનો એ પાપાત્મા મોનાહાતિને શો અધિકાર છે. હું ધારૂં છું કે, તે મનુષ્ય નથી, પણ મનુષ્યત્વહીન જીવતો જાગતો પિશાચ છે. અરે ! પિશાચના પાખંડી હૃદયમાં પણ એના કરતાં દયા અને માયાનું પ્રમાણ કાંઇક વિશેષ હોય છે ! જે જાલિમ આખા દેશને ડગમગાવી રહ્યો છે, તે આજે મારો સર્વનાશ કરવાને પણ તૈયાર થયો છે ? મેં તેનો શો અપરાધ કર્યો છે કે, તે પોતાના જુલ્મની તલ્વારથી મારી ગર્દન હલાલ કરવાનો આવો ભય ભરેલો પેગામ મોકલી રહ્યો છે ?"

"ઓ રાક્ષસ ! માયા-મમતાહીન દાનવ ! તું મનુષ્ય જાતિનો ડર ન રાખે તો કાંઇ નહિ, મોગલ સલ્તનતનો ભય ન રાખે તો ચિંતા નહિ, પણ સર્વવ્યાપી પરમાત્માનો પણ તને ભય થતો નથી? શું તારૂં હૃદય પત્થરનું છે ? તું મનુષ્યનો ભક્ષ કરનાર ભૂખ્યો વરૂ છે ? શું નથી જાણતો કે, આ દુનિયા ચાર દિવસની ચાંદની જેવી છે. સર્વ કોઇને આ ધરાનો ત્યાગ કરીને ચાલ્યા જવાનું છે. વિશ્વમાં કોઇ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી.

"દુનિયામાં શું લઇ આવ્યા હતા, શું લઇને સાથે જાવું છે;
આવ્યા તા ખાલી હાથે, ખાલી હાથે સહુને જાવું છે,
શુભ કર્મો જે કાંઇ કરાય, તેનું અંતે શુભ ફળ થાવું છે;
પુણ્ય પાપ બે સાથે આવે એજ ધર્મનું ગાવું છે."

માટે હે અધમ ! તું આવા પાપનો પ્રચાર શા માટે કરી રહ્યો છે. ?"

આ સમયે મંજુલાએ કહ્યું કે:—"પ્રાણનાથ! હવે એ સર્વ ચિંતાઓને બાજૂપર મૂકી આ આપત્તિમાંથી ઉગરવાનો કોઈ સરળ ઇલાજ શોધી કાઢો. એ દુરાત્મા દાનવ એવો હઠીલો છે કે પોતાના વચનોથી તે કદાપિ પાછો ફરતો નથી, માટે એના કોપમાંથી બચવાનો ઉપાય જેમ બને તેમ સત્વર શોધવાની અગત્ય છે."

"શો ઇલાજ શોધું, પ્રિયતમા મંજુલા! જે મનોહરાને મોકલવાનું તેણે લખ્યું છે, તે અત્યારે આપણા મહાલયમાંજ છે, તેને શી રીતે બચાવવી? શું તુચ્છ જીવન અને લક્ષ્મીના લોભમાં તણાઇને એક ધર્મમયી લલનાના ધર્મને ભ્રષ્ટ થવા દેવો, તને અધિક ઉચિત જણાય છે? જે મનોહરાએ ધર્મના રક્ષણને માટે કારાગૃહના કરતાં પણ અધિક સજા ભોગવી છે, જેણે સર્વ સુખોનો ત્યાગ કર્યો છે, તેને હું મારા જીવનની આશાથી અંધ થઇને એ શયતાનના સપાટામાં સોંપી દઉં. ના—ના, મારાથી તો તેમ કદાપિ બનશે નહિ."

જે ધર્મને હૃદયે ધરે ને પાપને છે પરહરે,
સુનીતિને સહાયક ગણી પરહિતને જે આચરે;
ધારી ધરા ને શૂન્ય સમ જે નિર્ભય થઈ ના ડરે;
નર એ ખરો છે મર્દ, નામર્દમાં બીજા ઠરે.
હું છું ખરો એ મર્દ તેવી ધર્મને હૃદયે ધરૂં;
એ દસ્યુ જેવા શઠથી દિલમાં જરા હું ના ડરૂં;
અબળા બિચારી રક્ષતાં આવી પડે છો આપદા;
લૂંટાય આ ઘરબાર ને વળી સર્વ મારી સંપદા."

મંજુલા! મનોહરાના ધર્મના રક્ષણ માટે હું મારૂં સર્વસ્વ આપીશ, મારા શરીરમાંથી ઉષ્ણ રક્તની ધારા વહાવીશ પણ એ શયતાનની આજ્ઞાને તો નહિ સ્વીકારૂં તે કદાપિ નહિજ સ્વીકારૂં.

કહે, મારી પ્રિયતમા આમાં તારો શો અભિપ્રાય છે ?" નવરત્ને સહજ પ્રેમાવેશમાં આવીને કહ્યું.

આ સાંભળીને મંજુલાએ કહ્યુંઃ—સતી સાધ્વીના માટે સ્વામીનો નિશ્ચય એજ સત્ય નિશ્ચય છે. હું આપના વિચારથી લેશ માત્ર પણ વિરુદ્ધ પડતી નથી. શરણે આવેલા કોઇ પણ મનુષ્યનો બચાવ કરવો એ હિન્દુ માત્રનો ધર્મ છે. મને એમાં કશો પણ વાંધોજ નથી."

"ધન્ય છે, મારી મનોહારિણી મંજુલા ! તારા મુખમાંથી આવા શબ્દો નીકળવાનીજ હું આશા રાખતો હતો. તું ખરેખર એક આર્ય અબળાના નામને શોભાવનારી પતિવ્રતા સાધ્વી સ્ત્રી છે." નવરત્ને કહ્યું.

"પ્રાણેશ ! હવે એ રાક્ષસોના પંજામાંથી બચવાનો મને તો માત્ર એકજ ઉપાય યોગ્ય લાગે છે," મંજુલાએ પોતાનો અભિપ્રાય પ્રકટ કરવાના આશયથી કહ્યું.

"કયો ઉપાય તને યોગ્ય લાગે છે, મંજુલા ! કહે, તારા મનમાં તેં જે કાંઈ ઉપાય યોજી રાખ્યો હોય, તે જલ્દી મને જણાવી દે. હવે આ આફતમાંથી જેમ બને તેમ જલ્દી ઉપાય યોજીને બચાવ કરવાની અગત્ય છે. એ મોનાહાતિની આપેલી મુદતમાં માત્ર પાંચજ દિવસ બાકી રહ્યા છે, એ પાંચ દિવસમાં આપણે બધી તૈયારી કરી લેવાની છે."

"મને તો એજ ઉપાય યોગ્ય લાગે છે, થોડા દિવસ પર તમોએ આ શહેરના મોટામોટા માણસોની સહીવાળી જે અરજી તૈયાર કરાવીને સુલ્તાન સુજાના દરબારમાં જવાનો નિશ્ચય કર્યો છે, એ નિશ્ચયને હવે જલ્દી અમલમાં મૂકી દો અને અહીંથી જેમ બને તેમ

વેળાસર ચાલ્યા જાઓ. મારા સાંભળવા પ્રમાણે સુલ્તાન સુજાનો મુકામ હાલમાં આગ્રા છે. એટલે આગ્રા જતી વેળાએ જો તમે મનોહરાને પણ તમારી સાથે લેતા જશો, તોપણ ચાલી શકશે. ત્યાંથી કાશીધામ બહુજ નજીકમાં જ છે, એટલે ત્યાંના કોઇ સાધુ યોગીવરના આશ્રમમાં અથવા મંદિરમાં જઇને તે રહેશે, તો તેનાથી ઘણીજ સહીસલામતીથી રહી શકાશે. હવે તેના માટે આ શહેરમાં રહેવું ઘણું જ જોખમભરેલું થઈ પડયું છે, તેના રૂપમાં લુબ્ધ થઇને અનેક શયતાનો તેનાપર જુલ્મ ચલાવવાને તૈયાર છે. ન્યાયાધીશ હરગોવિંદથી લઇને જમીનદાર નવલવિહારી અને છેવટે લૂટારો મોનાહાતિ પણ તેના રૂપમાં લુબ્ધ થયો છે અને તેનો સર્વનાશ કરવાની તૈયારી પણ તેણે કરવા માંડી છે, માટે તમો તેને અહીંથી કોઇ રક્ષણવાળા સ્થાનમાં મૂકી આવો મને સંપૂર્ણ આશા છે કે, સુલ્તાન સુજાની સાથે તમારી ઓળખાણ છે એટલે તે તમારી તથા આ ભૂષણાનગરીની મદદે આવ્યા વિના રહેશે નહિ. તે એક ઘણોજ દયાળુ અને ભલો સૂબો છે. બંગાળા દેશની રક્ષાનો ભાર આજકાલ તેના શિરપર આવી પડેલો હોવાથી તે તમારી મદદે આવ્યા સિવાય કદાપિ રહેશે નહિ. જાઓ, પરમાત્માનું નામ લઇને અહીંથી જેમ બને તેમ વહેલા તેની પાસે ચાલ્યા જાઓ. ” મંજુલાએં કહ્યું.

“ મંજુલા ! હું નહોતો જાણતો કે, તું એક આવી અનુપમ બુદ્ધિધારિણી અબળા હોઇશ. ઇશ્વરે તને જેવું રૂપ અને ગુણ આપ્યા છે તેવીજ બુદ્ધિ પણ આપી છે મને તારો આ ઉપાય ઘણોજ યુક્તિ-સંગત લાગે છે. બસ, મનોહરાની સલાહ લઇને હું આવતી કાલે રાત્રેજ અહીંથી આગ્રા ભણી નીકળી પડીશ અને જો તેની

ઇચ્છા હશે, તો તેને પણ મારી સાથેજ લેતો જઇશ. તારા કહેવા પ્રમાણે મનોહરાને અહીં રાખવી એ પણ જોખમ ભરેલુંજ છે. માટે તેને અહીંથી કોઇ સારા સ્થાનમાં પહોંચાડયા સિવાય ચાલે તેમ નથી.” આમ કહીને નવરત્ન થોડીવાર સુધી ચૂપ થઇ ગયો અને વળી પાછો કાંઇક વિચાર કરીને કહેવા લાગ્યો કેઃ—“ પણ મં-જુલા ! મારા ગયા પછી એ ચંડાળ મોનાહાતિ કદાચ આપણા મકાનપર ચઢી આવશે, તો પછી તું તારો બચાવ શી રીતે કરીશ વારૂ ? ”

“ એમાં શું મોટી વાત છે ? મારા ધર્મની ખાતર હું મારા પ્રાણ આપીશ. જો તેઓ મારા શરીરપર બળાત્કાર કરવા આવશે, તો તેમના આવતાં પહેલાંજ હું મારી આ પ્રબળ સહાયક છુરીવડે મારો જીવ કાઢી આપીશ. શું તમે નથી જાણતા કે આર્ય અબળાઓ પોતાના ધર્મ અને શીલને સાચવવા માટે પ્રાણ આપવામાં પણ કદાપિ પાછી હઠતી નથી, કર્મદેવી આદિ પવિત્ર દેવીઓ હજી સુધી તેનાં પ્રત્યક્ષ પ્રમાણો આપી રહી છે. એ વિષયમાં તમે લેશ માત્ર પણ ચિંતા કરશો નહિ. કારણ કે;

“ નહિ લલચાઉં હું લોભે, નહિ મન માનશે મોહે;
ખરેખર એ બધું ખારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં;
કદાપિ પ્રાણ જાયેને બધું લુંટાય છો મારૂં;
કદાપિ શસ્ત્ર આઘાતે છેદાતું આ વપુ મારૂં;
રવિ પશ્ચિમ ઉદય થાયે, સિંહણ સુત તૃણ જો ખાયે;
તથાપિ હામ ના હારૂં, પ્રતિવ્રત પ્રાણથી પ્યારૂં;
દ્રુપદ કન્યા અને તારા, સુકન્યાને સતી સીતા;
પતિવ્રત તેહ સમપાળું, પતિવ્રત પ્રાણથી પ્યારૂં. ”

"શાબાશ, શાબાશ, મારી પ્રેમમયી ભાર્યા તને શાબાશ છે. તેં આજે મને જે આનંદવાળાં વચનો સંભળાવ્યાં છે, તે પરથી મને તારી ધર્મપ્રિયતા, સ્વામિભક્ત અને સદ્‌ગુણોનો સંપૂર્ણ પરિચય મળી ચૂક્યો છે. પણ એ સિંહોના મુખમાં તારા જેવી ગરીબ ગાય સમી સ્ત્રીને એકલી મૂકીને જતાં મારું મન કોઇ પણ રીતે માનતું નથી. તારા માટે મારા મનમાં અત્યારે બીજો એક નવીન ઉપાય મળી આવ્યો છે અને મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, તે ઉપાય મુજબ વર્તવાને તું અવશ્ય તૈયારજ થઇશ, કારણ કે, એથી તું પણ સર્વથા શાંત રહી શકીશ" નવરત્ને કહ્યું.

"મારા માટે વળી તમે શો નવો ઈલાજ શોધી કાઢયો છે વારુ ?" મંજુલાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"મને લાગે છે કે, આવી સ્થિતિમાં તને અહીં એકલી મૂકીને જવી એ સર્વથા અયોગ્ય છે, એટલા માટે તને તારા પિતાને ત્યાં મૂકી આવવાનું મને વિશેષ ઉચિત જણાય છે. અહીંની બધી મિલ્કત તથા સરસામાનને આપણા આ મકાનના ગુપ્ત ભોંયરામાં છુપાવી રાખવાથી લૂટારાઓ જો જિન્દગી સૂધી પણ તેને શોધવાના પ્રયત્ન કરશે, તેમ છતાં પણ તેમને તેનો કશોય પત્તો મળી શકશે નહિ. પિતાજીએ લૂટારાઓના ભયથી આપણું આ મકાન ચણાવતી વેળાએજ એ ગુપ્ત ભોયરું બનાવ્યું છે કે, જેનો ઘણીવાર આપણને પણ પત્તો મેળવતાં પંચાત પડી જાય છે. એ ભોંયરામાં ઘરની સારી સારી કીંમતી ચીજો તથા મિલ્કતને છુપાવી દઇશું, તો તેથી તેના લૂટાવાનો કશો પણ ભયજ રહેશે નહિ. કદાચ સાધારણ મિલ્કત ચોરી જશે, તો તેથી આપણને કશી ખોટ પડશે નહિ. આ બધાં કામો આપણે બન્નેએ આજે ને આજેજ પતાવી લેવાં પડશે અને

આવતી કાલે રાત્રે આપણે તથા મનોહરાને અહીંથી નીકળી જવું પડશે. મારે આગ્રા જવાનું હોવાથી તારા પિતાનું ગામ મારા રસ્તામાંજ આવશે, એટલે હું તને ત્યાં મૂકીને બારોબાર આગ્રા ચાલ્યો જઇશ. તારા પિતાનું ગામ નાનું હોવાથી લૂટારાઓના મનમાં તેની કશી કલ્પના પણ આવશે નહિ. વળી જ્યારે આપણે અહીંથી બહાર નીકળીશું ત્યારે જગન્નાથપૂરીની જાત્રા કરવા જઈએ છીએ, એવી અફવા ફેલાવીશું, એટલે લૂટારાઓ તારા પિતાના ગામનો તથા કાશીનો રસ્તો ન પકડતાં બારોબાર જગન્નાથના રસ્તે આપણી શોધ કરતા ભટકતા ફરશે કેમ મારો આ ઇલાજ તને યોગ્ય અને યુક્તિવાળો જણાય છે ખરો કે નહિ વારૂ ?" નવરત્ને પૂછયું.

"ઉપાય તો ઘણોજ મજાનો છે, પણ હવે મનોહરાનો મત શો છે. એ જાણવું જોઇએ." હજી મંજુલાના મુખમાંથી આવા શબ્દ પૂરા બહાર પણ નીકળ્યા નહોતા, એવામાં એક દાસીએ આવીને ખબર આપી કે:—"મહારાજ ! ભોજન તૈયાર છે, મનોહરબા આપની તથા મારાં શેઠાણીબાની વાટ જોતાંજ બેઠાં છે, માટે જમવા પધારો."

તરતજ મંજુલા તથા નવરત્ન જે ઓરડામાં મનોહરા અને સુભદ્રા જમવા બેઠી હતી, ત્યાં આવી પહોંચ્યાં. તેમના આવ્યા પછી નવરત્ન, મનોહરા અને સુભદ્રા જમવા બેઠાં અને સુભદ્રા સાંજે જમેલી હોવાથી તેમની સ્હામે બેઠી બેઠી વાતો કરવા લાગી.

પ્રથમ નવરત્ને મનોહરાને પોતાનો કરી રાખેલો દૃઢ નિશ્ચય વ્યક્ત કર્યો અને તે સંબંધમાં સઘળી હકીકત જણાવ્યા પછી કહ્યું કે:—"કેમ, મનોહરા ! આવી સ્થિતિમાં હવે તું શું કરવા માગે છે ? હવે તારા માટે આ ભૂષણાનગરી અત્યંત ભયંકર થઇ પડી છે, એટલે તારાથી અહીં નીશ્ચિંતતાથી રહી શકાય તેમ નથી."

"તમે જે વિચાર જણાવ્યો છે, એ મને વધારે ઉચિત જણાય છે, હું આ શહેરનો ત્યાગ કરીને જ્યાં આરામથી ઇશ્વરની ભક્તિ થાય, એવા સ્થાનમાં જઇ રહેવાની હવે ખાસ ઇચ્છા ધરાવું છું." મનોહરાએ જવાબ આપ્યો.

ત્યાર પછી મુસ્તફા દરજીની સાથે પુરુષના વેશમાં આવી સુભદ્રાએજ સુભદ્રસિંહ નામ ધારણ કરી હતી, એનો બધો ભેદ સુભદ્રાએ ફોડી નાખ્યો અને મનોહરાને નવરત્નની સહાયતાથી કેવી રીતે બચાવવામાં આવી એ સંબંધી સર્વ વૃત્તાંત પણ તેને તેણે કહી સંભળાવ્યો.

એ સાંભળીને સહુ અજાયબ થયાં અને સુભદ્રાને ધન્યવાદ આપવા લાગ્યાં.

થોડીવાર આરામ લીધા પછી સવાર થયું એટલે મનોહરા તથા સુભદ્રા નવરત્નની ગાડીમાં બેસી પોતાના મકાનમાં આવી. એ જોઇને તેની દાસીઓ તથા દ્વારપાળો ઘણાજ ખુશી થયા. મનોહરા એ દાસીઓ તથા દરવાનોને પોતાના મકાનનો ભાર સોંપી, જોઇતું દ્રવ્ય આદિ લઇને સુભદ્રાસહિત પાછી મધ્યાન્હ થતાં પહેલાંજ નવરત્નને ત્યાં આવી પહોંચી.

સંધ્યા થતાં પહેલાંજ નવરત્ન તથા તેની પત્નીએ પોતાના ઘરની તમામ કીમતી ચીજોને પેલા ગુપ્ત ભોંયરામાં છુપાવી દીધી અને ત્યાર પછી દરવાનને તથા દાસીઓને ઘરની સંભાળ રાખવાની તથા લૂટારાઓ આવે તો પોતાના જગન્નાથની યાત્રાએ જવાની ખબર આપવાની સૂચના આપી દીધી. ત્યાર પછી સર્વ સ્ત્રીઓ—મનોહરા—સુભદ્રા અને મંજુલાને પોતાની ગાડીમાં બેસાડી રાત્રિના અગિયાર બાર વાગ્યાને શુમારે ભૂષણનગરી છોડીને આગ્રા તરફ રવાના થયો.

ચાંદની રાત હતી, એટલે ગાડી સપાટાબંધ ચાલવા લાગી. પ્રભાત થતાં ન થતાંમાં તો તેની ગાડી મંજુલાના પિતાના ગામમાં આવી પહોંચી. નવરત્ન મંજુલાને તેના પિતાને પહોંચાડી તેનાપર આવી પડેલી આફતની બધી વાત કહી સંભળાવી અને ત્યાં સાંઝ સુધી આરામ લઇને સાંઝ થતાં પહેલાંજ મનોહરા તથા સુભદ્રા સહિત તેણે ગાડીવાળાને આગ્રા તરફ ગાડી હાંકવાનો હુકમ ફરમાવી દીધો. હુકમ મળતાંની સાથેજ ગાડી એકદમ આગ્રા ભણી ચાલવા લાગી.

## પ્રકરણ ૧૨ મું.

### પિશાચનો પયગામ.

સુલીપર નાચતાં ભૂતો ! પીધૂં કાતિલ દિલે માયિલ !
મના છે ! થા ન દાખિલ દૂર ! હડી જા ! ક્રૂર ઇઝરાઇલ !
ભલા ! તું પેશ દસ્તીથી, કરે કાં દખ્લ, ઇઝરાઇલ !
હમારે હર તરફ ફરતા, હજારો લાખ ઇઝરાઇલ !

જપત કરવો પરાયો માલ ? અગર બે કાયદે મંઝિલ ?
તુમાખી શી ? તૂં જો, બુલ્બુલ, કરે બદફેલ ઇઝરાઇલ ?
ગલત ભર હૂકમ ! રદ્દબાતિલ ! ફરઝસ નથીરે, થવા શામિલ,
અગર જો માયનો અન્દર ! ફુઝુલ ના બોલ ઇઝરાઇલ

સાગર.

મણિલાલના પિતા, મણિલાલ અને તેનાં કુટુંબનાં સઘળાં માણસોએ બાલક્ષુરાનું ચિત્ર દરવાજાપર આલેખાતાં સુધી તદ્દન નિરાશ

થઇને શોકના સિંધુમાં ડૂબી રહ્યાં હતાં, પરંતુ તેને ઘણા દિવસ વીતી જવા છતાં હજી દુર્દાન્ત દસ્યુ મોનાહાતિનો કોઇ પણ પ્રકારનો પત્ર આવ્યો નહિ, ત્યારે સહુએ વિચાર્યું કે, એ અવશ્ય કોઇ દુષ્ટ અને કારસ્થાની લોકોનું જ કાર્ય છે, મૂળ લૂટારાએ દરવાજાપર આવીને એ ચિન્હ કર્યું નથી. સહુએ જ્યારે આવો ઠરાવ કર્યો અને મણિલાલ તથા તેના કુટુંબને આશ્વાસન આપ્યું, ત્યારે તે મૂર્છિત થઇ જવા આવેલા અને શોકસાગરમાં ડૂબેલા કુટુંબમાં ફરીવાર હાસ્યની ઝાંખી રેષા ઝળકી ઊઠી. મણિલાલનો પિતા ભાઇબંધ મિત્રોની સાથે આનંદની મિજલસ કરવાને તૈયાર થયો, અને એક દિવસ સાંઝે પોતાને ઘેર મોટી મિજલસ ભરી, સર્વ દોસ્તોને તેમના મિત્રો તથા કુટુંબસહિત નિમંત્રણ કર્યું. મણિલાલનો પરમમિત્ર માણેકલાલ પણ તે મિજલસમાં સત્કાર સહિત આમંત્રિત થયો હ ।.

હવે ઝાઝો વખત બાકી રહ્યો નહોતો. સરલા ઈન્દુમતીએ સુંદરજીને સંબોધીને કહ્યું કેઃ—"મણિલાલનાપર આવી પડનારી આફતની શંકા દૂર થઇ છે, એટલા માટે તેણે આજે પોતાને ત્યાં એક મોટી મિજલસ ભરવાની તૈયારી કરી છે. એ મિજલસમાં મારે તથા પિતાજીને આમંત્રણ મળ્યું છે અને અમારી સાથે તમારે પણ આવવું પડશે. ચાલો, હવે મિજલસનો વખત થઇ જવા આવ્યો છે, માટે જલ્દી તૈયાર થાઓ અને અમારી સાથે ચાલો."

સુંદરજીએ કહ્યુંઃ—"મને ત્યાં આવવાથી જરા પણ આનંદ મળી શકે તેમ નથી, એટલા માટે તમારી સાથે આવવાની મને લેશ માત્ર પણ ઇચ્છા થતી નથી."

"કેમ, તમને આનંદ ન મળવાનું શું કારણ છે, ત્યાં તો દેશદેશની અનેક નામાંકિત નર્તકીઓ નાચવા આવવાની છે, મોટા મોટા

માણસો એ મિજલસમાં ભાગ લેવાના છે તેથી મારી ધારણા પ્રમાણે તમને આનંદ મળ્યા સિવાય રહેશે નહિ." ઇન્દુએ કહ્યું.

"તને મણિલાલની સાથે એકાંતમાં વાતચીત કરતી જોઇને મારૂં હૃદય આગથી સળગી ઉઠશે. મારી પ્રિયતમાની સાથે બીજા પુરૂષને વાર્તાલાપ કરતો મારાથી જોઇ શકાશે નહિ. ઇન્દુ! તું તારા મનમાંજ વિચારી જો જોઇએ કે, એક પુરૂષ જેવી રીતે પોતાની પ્રેમિકાની સાથે બીજા પુરૂષને આનંદાલાપ કરતો જોઇને મનમાંને મનમાંજ બળી જાય તેવીજ રીતે એક સ્ત્રી પણ પોતાના પ્રેમિકને બીજી સ્ત્રીની સાથે વાતચીત કરતો જૂએ, તો તેના હૃદયપર અસહ્ય આઘાત થયા વિના રહે ખરો કે? તું જેને ચાહતી હોય, તેજ પુરૂષ જો બીજી સ્ત્રીને પોતાની પ્રિયતમા બનાવવાની ઇચ્છા ધરાવે તો તારાથી તે દશ્ય શાંતિપૂર્વક જોઈ શકાય ખરૂં કે? ના—કદાપિ તેમ બનેજ નહિ. કારણ કે; તેં મને એવી મોહની લગાડી છે કે જો તારા તરફ કોઇ દૃષ્ટિપાત કરે તો પણ મારાથી તે જોઇ શકાય તેમ નથી. ઈન્દુ! તેં મારા આ હૃદયપર તારો સંપૂર્ણ અધિકાર જમાવી લીધો છે.

"ત્હારી છબી નિરખી છબિલો રાતદિન ખુશ હું રહું?
જડપણ કરોડો વાત કહેતી હોય એમ અનુભવું?
મનમોહની મધુથી મીઠી ચમેલડી ગુણ ગ્રામનું;
થાતો હરખ નવલા રૂડેરા યોગનું અભિરામનું;
મધ મધ થતાં ભુજ હેતનાં ફુલડાં કુંજે ચરણે ધરૂં;
મેંદી સહિત પગ રાતડે વાંકા વળી વંદન કરૂં."

ઈન્દુ! વ્હાલી ઈન્દુ! આવી સ્થિતિમાં તને બીજો પુરૂષ ચ્હાય એ મારાથી શી રીતે સહેવાય?"

"સુંદરજી! આમ ધારવામાં તમારી મોટી ભૂલ થાય છે.

સંસારમાં ઘણી વસ્તુઓ એવી છે કે જેને ચાહનારાંઓની સંખ્યાજ હોતી નથી. એકજ કમલિનીની એકી સાથે અનેક ભ્રમરો ચ્હાય છે, એકજ દેવીની અનેક પૂજારીઓ પૂજા કરે છે, એમ કરવાનો સર્વ તે અધિકાર તે. હું દેવી છું, તેથી મણિલાલ જો મને દેવી રૂપે ચ્હાતો હોય અને પૂજ્યભાવથી મારી સાથે વાર્ત્તાલાપ કરતો હોય, તો તેમાં ચિંતા કરવાનું અને ઇર્ષાકુલ થવાનું શું પ્રયોજન છે ? મારી ધારણા પ્રમાણે આ ધારણામાં તમારો પ્રમાદ થાય છે. ”

" સંતાપને વળી શોકથી દગ્ધ દિલને કાં કરો;
આશા અમૂલી ધારીને મનમાં તમે શાને ડરો;
શંકા પિશાચી આજ આવી તમ ઉરમાંહિ છે વસી;
વૃત્તિ તમારી દઢ હતી તે આજ કાં ચંચળ થઇ. ”

" ત્યારે શું ઇન્દુ ! તું મનેજ તારો હૈયાનો હાર, જીવનસાર અને શિરનો તાજ બનાવવાના નિશ્ચયપર આવી ગઇ છે ! મનેજ તારો સૌભાગ્યમણિ બનાવવા ઇચ્છે છે ? ”

" હવે માત્ર થોડાજ દિવસ સબુર કરો, હું તમને થોડા દિવસમાંજ મારી જે કાંઇ મુચ્છા હશે, તે જણાવી દઇશ. તમે મને મેળવી શકશો કે નહિ, એનો નિશ્ચય ત્યારે થઇ જશે."

" ત્યારે જો તું મારી પાસે એવી પ્રતિજ્ઞા કરતી હોય, કે ત્યાં ગયા પછી એકાંતમાં જઇને તું મણિલાલની સાથે કશી પણ વાતચીત કરીશ નહિ અને મારી પાસે ને પાસેજ બેસી રહીશ, તોજ હું તારી સાથે આવવાનું કબુલ કરીશ નહિ તો મારાથી તારી સાથે આવી શકાશે નહિ." સુંદરજીએ સ્પષ્ટ ઉત્તર આપ્યો.

" ના, મારાથી એવી પ્રતિજ્ઞા લઇ શકાશે નહિ કારણ કે, મણિલાલને હું મારા હૃદયથી અત્યંત ચાહું છું, મને તેના સહવાસ-

એ તેનામાં મોહિત બનાવી દીધી છે.

" એ યારના દીદારમાં દિલ તલસતું આ રહે;
મુજ ખ્યાલને ખ્વાબમાં ઝાંખું છબિ હું તેનિ તે;
દોલત બધી ઉમેદ ને મુજ મન છે ત્યાં જ્યાં રહ્યાં;
નરગિસ સરીખાં નેન ને વચનો મીઠાં દિલદારનાં "

તેમ છતાં પણ જો તમારો એવોજ આગ્રહ છે, તો હું તેની સાથે એકાંતમાં તેની મુલાકાત કરીશ નહિ. અરે, તેની સાથે પ્રેમ-ભરી કોઇ વાત પણ કરીશ નહિ" ઇન્દુએ કહ્યું.

" તારી બહેન અંગાલિકા તારી સાથે મિજલસમાં આવવાની છે કે નહી વારૂ?"

" ના, તે કોઇપણ પ્રકારના આનંદ કે ખુશાલીમાં ભાગ લેવા ઇચ્છતી નથી. હવે તે બિચારી એવા સુખના સંમેલનોમાં ભાગપણ શી રીતે લઇ શકે? જે રમણીને સ્વામી નથી, રમણી જીવનના સારરત્ન, સ્વામીરૂપ ધનથી જે વંચિત છે, તે કોને માટે આનંદનો ઉપભોગ લેવામાં ભાગ લઈ શકે વારૂ?" ઇંદુમતિએ પૂછ્યું.

" ત્યારે શું તે એકલીજ ઘેર રહેશે?" સુંદરજીએ સહજ આતુરતાથી પૂછ્યું.

" હા, એમાં શો વાંધો છે, અહીં ઘેર રહેવામાં તેને શો ભય છે? સતી રમણીને ક્યાંય પણ ભયજ નથી. કારણ કે, તેમને તેમના ધર્મ પાસે પ્રાણ પણ તુચ્છ જ હોય છે.

" ગણેછે પ્રાણથી પ્યારો સતી નારી સદાયે ધર્મ પોતાનો;
વહાવી રક્તની ધારા નિભાવે તાર ધર્મ પોતાનો;
નહિ સંસારની માયા મહિં લપટાઇ જાતી સતી નારો;
ગણ્યો જેને પતિ પ્યારો સતીની જિન્દગીનો છે સદા તારો."

સતી રમણીને સેંકડો કે હજારો લુંટારાઓ પણ કશું કરી શકતા નથી. વળી ખાસ કરીને મારૂં મકાન દસ-પંદર શિખ્ખ પ્રહરીઓથી સદા રક્ષાયલું રહે છે. એટલે એને એ વિષયમાં કરવાનું કશું પણ કારણજ નથી." ઈન્દુમતિએ જવાબ આપ્યો.

ધીમે ધીમે સંધ્યા થઇ જવા આવી, ગાડી આવીને દરવાજાપર ઉભી રહી, માણેકલાલ શંકરજી તથા કન્યા ઇન્દુમતિને પોતાની સાથે લઇને મિત્રના ઘર તરફ રવાના થયો.

તેમણે ત્યાં જઇને જોયું કે, સભાસદનને ઘણીજ સુંદરતાથી શણગારવામાં આવ્યું હતું. ચારે તરફ ઉત્તમમાં ઉત્તમ કારીગીરીને પણ શરમાવી દે તેવા નયન અને મનને વિમુગ્ધ કરનારાં વસ્ત્રોદ્વારા ઢંકાયલો તથા દીવાઓથી માળાઓથી શોભિતા દરેક દરેક થાંભલાઓ ઉપર ફૂલની માળાઓ ઝૂલી રહી હતી, સુંદર મખમલની કારીગીરીવાળાં બિછાનાં બિછાવવામાં આવ્યાં હતાં, અને એ બિછાનાંઓપર અગણિત તકીયાઓ શોભી રહ્યા હતા. ગુલાબજળ અને અત્તરના સુવાસથી આખું સભાસ્થાન મ્હેકી રહ્યું હતું. એવામાં એક દાસી આવીને ઇન્દુમતિને જે સ્થળે સર્વ લલના મંડળ બેઠું હતું, ત્યાં લઇ ગઇ. માણેકલાલ અને સુંદરજી સભાસદનમાં જ્યાં મણિલાલનો પિતા મોહનલાલ બેઠો હતો, ત્યાં જઇને બેઠા. અનેક ધનવાન તથા ખાન્દાન વહેપારીઓ આવીને તે સભાસ્થાનમાં બેઠા હતા. મોહનલાલે સુંદરજીની ઓળખાણ આપીને સર્વને જણાવ્યું કેઃ—"આજકાલ ભૂષણાનગરીની વહેપાર-રોજગારની સ્થિતિ ઘણીજ ખરાબ થઇ પડી છે, એટલુંજ નહિ, પણ જો સર્વથા નાશને પાત્ર થઇ પડી છે, એમ કહેવામાં આવે તો, તેમાં પણ કશો પ્રલવાપ નથી. એનું કારણ કેવળ દુર્દાન્ત લુટારાઓનો જાલિમ જુલ્મજ છે. આ બિચારા વ્યાપારી યુવકની પણ એવીજ દશા થઇ

છે. ગુજરાત દેશમાંથી અહીં વહેપાર કરવામાં તેનો તમામ માલ અને મિલ્કત લૂંટાઇ ગયાં છે, આજે તેની પાસે ખાવાને અન્ન, પહેરવાને વસ્ત્ર કે વાપરવાને એક પાઇ પણ રહી નથી. અત્યારે તેમની સ્થિતિ રસ્તાના રખડતા ભીખારીથી પણ ખરાબ થઇ પડી છે.

આ સાંભળીને ત્યાં એકત્ર થયેલા મહાજનોએ સુંદરજીને યોગ્ય આશ્વાસન આપીને કહ્યું કેઃ—"સુંદરજી ! જગતની લીલા એમજ ચાલ્યા કરે છે, ઘડીમાં કિસ્મત સુખના સિંહાસનપર બેસાડે છે અને ઘડીમાં દુઃખના દરિયામાં ધકેલી દે છે, માટે તમો તમારી લૂંટાયલી મિલ્કતના સંબંધમાં હવે કશી પણ ચિંતાજ કરશો નહિ. ઇશ્વર તમોને ફરીવાર સુખી કરશે અને તમારા હૃદયમાં વ્યાપેલી ચિંતાની જ્વાળાને દૂર કરશે. તમો હવે આ શહેરમાંજ રહો જો કે અહીંનો ધંધો—રોજગાર તદ્દન બંધ પડી જવા આવ્યો છે, છતાં પણ તમોને કશી ઇજા આવશે નહિ. અમારી વહેપારી—સભામાંથી તમારા માટે જે ખરડો થયો છે, તેનું દ્રવ્ય એકઠું કરી, જેટલા પૈસા મળે, તેનાથી તમારા વહેપારની શરૂઆત કરો. ધીમે ધીમે વહેપાર કરવામાં તમો ફાવી જશો. વળી તમો અહીંના ગમે તે વહેપારી પાસેથી ગમે તે જાતની સહાયતા માગશો તો તે તમોને અવશ્ય મળી રહેશે."

યુવક સુંદરજી પણ સુંદર વચનો બોલી મનુષ્યના મનને મોહિત કરવાનું ઘણું સારી રીતે જાણતો હતો; તેથી તે પણ તે લોકોને મીઠાં વચનોથી આશ્વાસન આપવા લાગ્યો, ત્યાર પછી તરેહ તરેહવારની બીજી કેટલીક વાતોચીતો ચાલી; વહેપાર—રોજગારની વાતો, દેશની દુર્દશાની વાતો, જનસમાજની વાતો અને દસ્યુઓના સંબંધની અનેક વાતોની એ સમયે એ સભામાં ચર્ચા ચાલી. છેવટે સુંદરજીએ પૂછ્યું કેઃ—"તમે લોકો હજી સુધી એ શયતાન લૂટારાઓનો સંહાર શા

શા કારણથી કરતા નથી ? તમો શું તેમના અત્યાચારને અટકાવી શકો તેમ નથી ? તમારામાં કશી શક્તિજ નથી ? સાત-લાખ માણસની વસ્તીવાળા આ ભૂષણાનગરીમાં શું એવો કોઇપણ વીરપુરુષ વસતો નથી કે, જે આ શહેરને પાયમાલ કરતાં, વહેપાર વાણિજયમાં ધૂળ મેળવતા અને સર્વજનોને વ્યાકુલ કરતા એ દુર્દાન્ત દસ્યુઓના ત્રાસને અટકાવી તેમનું દમન કરી શકે ?"

"નથી શું વીર એવો કે, નમાવે એ લૂટારાને ?
નથી શું સંપ આ દેશે, કરે નાબૂદ લૂટારાને ?
ગઈ ક્યાં વીરતા ચાલી, બધે અંધાર શો વ્યાપ્યો ?
થયો ઉત્પાત શો આવો, નિશ્ચય અહીં જુલ્મનો જામ્યો?"

સુંદરજીના જવાબમાં તે લોકોએ જણાવ્યું કે:-"હજી તમે જુવાન છો, તમારા શરીરમાં હજી ઉનું લોહી વહી રહ્યું છે, શરીરમાં નવીન બળ અને સાહસની ધારાઓ છૂટી રહી છે, તેથીજ આમ કહેવાની હિમ્મત કરી રહ્યા છો. મોગલ સલ્તનતના સિપાહીઓ સિવાય તેમના જુલ્મને કોણ અટકાવી શકે તેમ છે ? તેઓ કાળને પણ કંપાવનાર મહા દુર્દાન્ત દાનવો છે.

"જગત્‌માં પાપને સ્થાપી પ્રલય છાયા છવાડે છે;
હણે છે શિર સતિયાંનાં અસિધારા વ્હેવડાડે છે;
ધ્રુજાવી આ બધી ધરણી મહા ઉન્માદ મચાવે છે;
પ્રજાને પીડીને તેઓ સદાયે નાચ નચાવે છે.
ધરીને જુલ્મનું ખંજર સદા ગર્દન હલાવે છે;
બની શયતાનના સાથી બહુ પાપો ચલાવે છે.

તરુણ પુરુષ ! અત્યાર સુધીમાં એ પાપીઓના પાપાચારને કોઈ પણ અટકાવી શક્યું નથી, તો પછી અમારૂં શું ગજું કે અમો

તેમની સ્હામા થવાનું સાહસ કરી શકીએ. ખાસ કરીને વહેપારી વર્ગ એવા ટંટા ફીસાદથી હમેશાં અલગ રહેવાનુંજ વધારે પસંદ કરે છે."

સુંદરજીએ સહજ મ્હોં મરડીને કહ્યું કેઃ—"ત્યારે શું ભૂષણાનગરીની રાજભક્તિ આટલી બધી દુર્બળ છે ? રાજ્યની રક્ષા કરે એવો એક પણ પુરુષ અસ્તિત્વમાં રહ્યા નથી ?"

તેના ઉત્તરમાં તેમણે જણાવ્યું કેઃ—"હા, દુર્બળ તો શું, પણ છેક નિર્માલ્ય છે.

"નહિ છે રાજ્યમાં રાજા, નહિ છે નામ રક્ષાનું;
થયા છે, લોભના દાસો, લજાવે નામ રક્ષાનું;
પડયો છે રાજ્યનો કર્ત્તા, પ્રપંચી પુત્રના હાથે;
તૂટયા છે દુઃખના પહાડો ખલકના નાથના માથે;
બન્યા છે પુત્ર શયતાનો પચાવા રાજ્યની સત્તા;
હતો જે શાહ આલમનો અરે તે ખાય છે ખત્તા."

આવી સ્થિતિમાં રાજ્યનું રક્ષણ કરનાર કોણ રહે વારૂ ? દિલ્હીના રાજભવનમાં આવી અંધાધુંધી મચી ગઈ છે, શહેનશાહજહા તેના શાહજાદાઓની કપટ કળાથા કારાગૃહમાં પીડી રહ્યો છે, જાલિમ ઔરંગજેબ સગા ભાઇઓનું લોહી પીવાને આતુર બની ગયો છે, સુલ્તાન સૂજા બંગાળાનો સુબો નિમાવા છતાં અયશઆરામના દરિયામાં ડૂબી આગ્રાના રાજમહેલમાં વારાંગનાઓનાં નાચગાન સાંભળવામાં ગુલ્તાન બની ગયો છે. ભૂષણાનગરીના કાજી સાહેબ કે જેમના હાથમાં મોગલ શહેનશાહની એક મોટી પદવી મળી છે, તે વિકરાળ વાઘ બની, શાહ સમશીરખાં નામના એક ફકીર પાસે ધર્મ નિકેતનનું નામ આપી પાપ નિકેતન સ્થપાવી પ્રજા જનોની પુત્રીઓના ધર્મનું બલિદાન લેવામાં રાંકડી રૈયતનાં ગળાં રેંસવામાં

અને પોતાની કામાંધતાની કુટિલતાને પ્રદર્શિત કરવામાં મશગુલ બની ગયો છે. ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રી કે જે ધારાશાસ્ત્રીના નામથી ઓળખાઈ રહ્યો તે છે, તેનો એક એક જુલ્મ એવો તો ભયંકર છે કે, જેનું નામ લેતાં પણ કાળજું કંપી ઉઠે છે, તે પણ પિશાચધર્મને આધીન થઈ પોતાની પિશાચી વૃત્તિને ચરિતાર્થ કરી રહ્યો છે, યુવક ! આવી સ્થિતિમાં રાજ્યની શક્તિની તથા રાજ્ય તરફથી સહાયતા મળવાની આશા શી રીતે રાખી શકાય, તેનો વિચાર તમે તમારા મનમાંજ કરી લો.”

“પણ તેમ છતાં પણ અમોએ આજથી બે એક દિવસ પહેલાં અહીંના સુપ્રસિદ્ધ જમીનદાર નવરત્નને અમારા દુઃખની અરજી લઇને અહીંના સૂબા સુલ્તાન સૂજા પાસે આગ્રા મોકલી આપ્યો છે. તેની સુલ્તાન સાથે સારી ઓળખાણ હોવાથી અમને સર્વને આશા રહે છે કે, હવે સુલ્તાન સૂજા લૂટારાઓના આ ઉપદ્રવને અટકાવવાનો ઈલાજ અવશ્ય કરશે ને કરશેજ.”

આ સાંભળીને સુંદરજીનું શરીર કોણ જાણે શા કારણથી કંપી ઉઠયું. તેણે પોતાના મનમાંજ કહ્યું કેઃ—“બસ, થઈ ચૂક્યું, ધારેલો શિકાર હાથમાંથી આબાદ છટકી ગયો. મારા મનની મુરાદ મનમાંને મનમાંજ રહી ગઈ. હું આ શહેરમાં વિના કારણ બેસી રહ્યો. જે આશાથી હું આટલા દિવસ સુધી અહીં બેસી રહ્યો છું, એ આશા તદ્દન પલટાઇ ગઇ.

“જે પક્ષીને તાકી રહી આ ગામમાં બેસી રહ્યો;
એ પક્ષી આજે હાથથી આબાદીથી છટકી ગયો;
ધાર્યું હતું મનમાંહિં જે મનમાંજ તે તો રહી ગયું;
હા ! ચક્ર મારા ભાગ્યનું પલટાઇને ઉંધું થયું.”

આ પ્રમાણે અનેક વિચારો કરવામાં યુવક સુંદરજી ગુંથાઇ ગયો. એ જોઇને સર્વજનો અજાયબીમાં પડી ગયા અને સુંદરજીને દેશની દાઝ જાણનાર એક દેશભક્ત યુવક ધારીને મનમાંને મનમાંજ તેને ધન્યવાદ આપવા લાગ્યા, પરંતુ સુંદરજી શા આશયથી વિચાર મગ્ન બની ગયો હતો, એની કોઇના મનમાં કશી કલ્પના પણ આવી નહિ."

ત્યાર પછી મોહનલાલ–મણિલાલના પિતાએ કહ્યું કે:–"દરબારમાં અરજી કરવા છતાં પણ તેનું કંઈ સારું પરિણામ આવવાની કશી સંભાવના રહેતી નથી. કારણકે આ પહેલાં પણ આપણે લગભગ પંદર–વીસ અરજીઓ કરી ચૂક્યા છીએ, પરંતુ હજી સુધી આપણને તેનો કશો જવાબજ મળ્યો નથી. આથી નવરત્ન કંઈ ફત્તેહ મેળવીને આવે એવી કશી પણ આશાજ રાખી શકાતી નથી."

આ પ્રમાણે ઘણીવાર સુધી એ વાર્તાનો ઉહાપોહ ચાલ્યા પછી તે વાર્તા બંધ થઈ નાચનારી વારાંગનાઓ આવી હાજર થઇ તેમણે નૃત્ય ગીતની શરુઆત કરી. ઘણીવાર સુધી તેમણે નાચગાન કરીને લોકોના મનને મુગ્ધ કર્યાઃ ત્યાર પછી એક સોળ સત્તર વર્ષની વારાંગનાએ આવી પોતાના કોયલ જેવા મીઠા અને મધુર સ્વરથી સભાજનોના મનનું રંજન કરવાના આશયથી એક અતિ મનોહર અને ભાવવાહી ગાયન ગાવા માંડયું.

ગઝલ

"દુનિયા બધી ડહોળી હવે ના ડહોળવું બાકી કંઇ:
ખાધું પીધું ને ભોગવ્યું, ના ભોગ છે બાકી કંઇ:
દુનિયા મહીં ખાવા પીવાનો, સ્વાદ લઈ લીધો બધો:
એ સ્વાદની ખુશબો મીઠી, પણ સ્વાદમાં કાંઇ નહીં !
રંગ બેરંગી થઇને રંગ સર્વે ભોગવ્યા:
એ ભોગની ખુશબો મીઠી, પણ ભોગમાં કાંઇ નહીં:

જે બાદશાહી મ્હેલ ને બાંધેલ રંકે ઝુંપડી;
આનંદ ત્યાં સરખો મળે, ને ભેદ છે કાંઈ નહી.
રંકે કરેલી રાબડી ને બાદશાહી ભોજનો;
સાનંદ લીધા સ્વાદથી, એ સ્વાદમાં કાંઇ નહીં;
માતાપિતા સંબંધીઓનો સાથ સર્વે આ રહ્યો;
સૌએ ખુશી, હું એ ખુશી, પણ હું ખુશી કાંઇ નહીં!
જૂનું થતું તાજું અને આવી જિગરમાં ઉછળે;
તાજું થતાં હું છું ખશી, પણ એ ખુશી કાંઇ નહીં!
સૌએ જૂનું થાતું નવું ને એ નવું થાતું જૂનું;
લાગે સરીખું એ બધું, ત્યાં ભેદ છે કાંઇ નહીં!
દુનિયા ગમે તે જે કરે, મ્હારે ગમ્યું તે હું કરૂં:
મ્હારા ગમ્યાની વાત તે કાંઇ ત્હમે જાણો નહીં!
બહુએ ભમી, બહુએ ફરી, જોયું બહુ ને ભોગવ્યું;
એ ભોગને જોવા મહીં લાગ્યું મ્હને કાંઇ નહીં!
ઘાયલ થઇ છું ત્યાં અને વાગ્યા જિગરમાં ઘા ઘણા;
કારી પડયા તે ઘા મહીંથી લોહીની નદીઓ વહી.
એ લોહીની નદીઓ મહીં ન્હાવું અને છે કૂદવું;
ન્હાવા અને ફરવા વિના બીજું નથી બાકી કંઇ!

સ્નેહ જ્યોતિ.

આ મનોહર ગાયન સાંભળીને સર્વ સભાસદો મુગ્ધ થયા અને વારાંગનાના આદર્શ ગાન ગાયનકળા અને મંજુલ સ્વરને ધન્યવાદ આપવા લાગ્યા. મણિલાલના પિતા મોહનલાલે વારાંગનાઓને તથા નૃત્યકારિણીઓને યોગ્ય ઇનામ આપી વિદાય કરી. છેવટે સભા વિસર્જન કરવાની સૂચના આપી, ખાવા પીવામાં પ્રવૃત્ત થવાનું કહી

મોહનલાલે કહ્યું કે—"હવે લૂટારાઓના સંબંધમાં તમો કશી ચિંતા કરશો નહિ, હું પોતેજ તેની બાતમી મેળવી આવીશ અને તેમની કુડી કરણીનું કુફળ ચખાડી આપીશ. એ બાબતમાં હવે તમો સર્વ નિશ્ચિંત રહો અને ખાવાપીવા માટે તૈયાર થાઓ." આમ કહીને તેણે નોકરોને ત્યાં એકઠા થયેલા સભાસદોનાં પગરખાં ઉપાડી લેવાની આજ્ઞા આપી. એક બાળક અનુચરને પગરખાં ઉપાડી લેવાની આજ્ઞા આપી. એક બાળક અનુચરે પગરખાં ઉપાડી લીધાં. મોહનલાલ પોતાના જુતામાં પગ નાખી, તેને દૂર ખસેડવા ગયો, એવામાં તેના પગની સાથે એક પત્રનો સ્પર્શ, એટલે તેણે પગ કાઢી લઇને છોકરાને તેમાંથી કાગળ કાઢવાની સૂચના કરી. છોકરાએ જેવો એ કાગળ બહાર કાઢયો, કે તરતજ તેમના સર્વના મનમાં એક પ્રકારના આશ્ચર્યની છાયા છવાઈ ગઈ. તે પત્રના મથાળાંપર લાલરંગના એક છુરાનું ચિત્ર આલેખવામાં આવ્યું હતું. મોહનલાલનો હાથ પત્ર ઝાલતાં કંપી ઉઠયો, તેનું મુખ મલિન થઈ ગયું. તેનું આખું શરીર થર થર કંપવા લાગ્યું અને કંપતો કંપતો તે તે સભાસ્થાનમાંજ મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર ગબડી પડયો. મણિલાલ પોતાના પિતાની બાજૂમાં ઉભો ઉભો કંપવા લાગ્યો. ઘરમાં એક પ્રકારનો હાહાકાર મચી ગયો. સર્વની આંખોમાંથી આંસૂનાં ચોધારાં પુર વહેવા લાગ્યાં.

ઘણીવાર પછી મોહનલાલના શરીરમાં શુદ્ધિ આવી, તેણે રડતાં રડતાં એક ઉંડો નિ:સાસો નાખીને કહ્યું કે:—"હાય ! મારાપર આ શી આફત આવી પડી." મણિલાલને પોતાની પાસે ઉભેલો જોઇને તેના શોકનું પ્રમાણ એકદમ વધી ગયું. તેના મનમાં નિરાશા છવાઈ ગઇ.

એ જોઇને મણિલાલે પિતાને શાંત કરવાના અથવા ધીરજ આપવાના આશયથી કહ્યું કે:—"પિતાજી ! આમ ચિંતા શા માટે કરો છો ? ઈશ્વરે ધાર્યું હશે, તે થઇ રહેશે, વિધાતાનું વિધાન કદાપિ મિથ્યા થશે નહિ. આપણા ઉપર જો વિપત્તિનું વાદળ તૂટી પડવાનું હશે, તો તેને કોઇ પણ રીતે આપણાથી આપણી સાધારણ શક્તિદ્વારા અટકાવી શકાશે નહિ."

આમ કહ્યા પછી તેણે ત્યાં એકઠા થયેલા સર્વ સભાસદોને સંબોધીને કહ્યું કે:—"અમારો સર્વનાશ થવાનાં જે લક્ષણો જણાઇ રહ્યાં છે, તેને તમો સર્વ સારી રીતે જાણી શકયા છો, માટે કૃપા કરીને અમને સમજાવો કે, હવે અમારે આ આફતમાંથી અમારો બચાવ શી રીતે કરવો જોઇએ વારૂ ?"

આ સાંભળીને સર્વ ચૂપ થઇ ગયા, નિઃસ્તબ્ધ બની ગયા. કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. જાણે પત્થરના પૂતળાંની પેઠે કોઇ બેસી રહ્યા, કોઇ ઉભા રહ્યા.

આથી શૂરવીર સુંદરજીના મનમાં શૂર ચઢી આવ્યું તે ગર્વથી કંપતા તેજ ભરેલા અવાજથી ગર્જના કરી બોલી ઉઠયો કે:—"મારી ઇચ્છા એવી છે કે, આ પત્રને બાળીને તેના ટુકડે ટુકડા કરીને સળગતી આગમાં સળગાવી દો. આજથી આખું શહેર એકઠું મળીને શહેરની રક્ષા કરો, મોનાહાતિ શહેરમાં પેસે કે તરતજ તેના મસ્તકને છેદી નાંખો, તેના નામને દુનિયામાંથી નાબુદ કરો ! હવે કયાં સુધી તમો તે પિશાચના જુલ્મને સહન કર્યા કરશો ? તમારા મસ્તકમાં કયાં સુધી જડતાની છાયા છવાઇ રહેશે ? શત્રુને સંહારતાં શા માટે ડરો છો ? ગીતાનાં આ વાકયોને કેમ ભૂલી જાઓ છો ?

સંહારવા શત્રુ રણે દુષ્કર્મ નહિ કહેવાય છે;
નિજ ધર્મનો જે ત્યાગ તે અતિનિચ કર્મ કથાય છે;
શૂરત્વ, તેજ, ઉદારતા, ચાતુર્ય ધૈર્ય સદાય છે;
હઠવું ન પાછું યુદ્ધમાંથી ક્ષાત્ર ધર્મ મનાય છે. ”

માટે અર્જુનને આપેલા એ ઉપદેશનું સ્મરણ કરી આત્મરક્ષા માટે કમર કસી પાપીનું પતન કરવાને એકદમ તૈયાર થાઓ.”

સુંદરજીનાં આવાં સાહસી વચનો સાંભળીને મોહનલાલે કહ્યું કે:-“બાલ્ય બન્ધુ ! તમને એ સરદાર મોનાહાતિની શૂરવીરતા હજી સુધી જાણવામાં આવી નથી, એ શયતાનની કપટકળાનો હજી સુધી તમારા મનમાં કશો ખ્યાલ પણ આવ્યો નથી, તેથીજ તમે આવી વાર્ત્તા કહેલાને સાહસી થઈ રહ્યા છો. મોનાહાતિની સાથે વિવાદ કરીને આ વિશ્વમાં કોઈ પણ મનુષ્ય જીવી શકે તેમ નથી. તેનો પયગામ મોતના પયગામથી પણ વધુ ભયંકર છે. એ દિવસ પહેલાંજ અહીંના જમીનદાર નવરત્નપર એનો પયગામ આવવાથી અમો સર્વેએ ચાલાકીથી એને અહીંથી દૂર થવાની સૂચના આપી હતી અને તે બિચારાને આ શહેર છોડીને અંતે અન્યત્ર ચાલ્યા જવું પડયું. છે, સુલ્તાન સુજાનો શરણાગત થવું પડયું છે હું નથી કહી શકતો કે; હવે મારી તથા મારા પુત્રની પણ કોણ જાણે કેવી દશા થશે ! એ મોનાહાતિ અમારાપર શો જુલ્મ ચલાવશે, એની મારા મનમાં હજી સુધી કશી કલ્પના પણ આવી શકતી નથી. તેની પાસે જોર-જુલ્મ ચલાવશે, એની મારા મનમાં હજી સુધી કશી કલ્પના પણ આવી શકતી નથી. તેની પાસે જોર-જુલ્મ, દગો પ્રપંચ કે કશું પણ ચાલી શકે તેમ નથી. આજ સુધીમાં તેણે અનેક પરિવારોને પાયમાલ કરી નાખ્યા છે, રસ્તાના રઝળતા ભીખારી બનાવી દીધા

મને લાગે છે કે, મારે પણ એની યાચનાના એના આ પયગામનો સ્વીકાર અવસ્ય કરવો જ પડશે."

ત્યાર પછી મણિલાલના મ્હોં તરફ મ્હોં ફેરવી તેણેતેને સંબોધીને કહ્યું કેઃ—"મણિલાલ ! ભાઇ ! પત્રમાં શું લખ્યું છે, તે વાંચ જોઇએ, આપણી ભાગ્યદેવતા શા ખેલો ખેલી રહી છે, તે જણાવ જોઇએ, કિસ્મતના સિતારા શું સદાને માટે એ શયતાન લૂટારાના અત્યાચાર રૂપી અંધકારમાં ઢંકાઇ રહેવા માગે છે ? આપણું સર્વસ્વ ફના થવા બેઠું છે ?"

મણિલાલ હથેળીપરનાં આંસૂ લૂછી પિતાના હાથમાંથી પત્ર લઇને તેને વાંચવા લાગ્યો. પત્ર વાંચતી વેળાયે તેનું કાળજું થરથર કંપવા લાગ્યું, પત્રમાં લખ્યું હતું કેઃ—

" શ્રીયુત્ મોહનલાલ મહાશય !"

આપ અગાધ સમ્પતિ અને અતુલ ઐશ્વર્યના સ્વામી છો, માટે મારો આ પત્ર મળ્યા પછી બીજે દિવસે રાત્રેજ છ ઘડીનો સમય વીત્યા પછી મધુમતીના ત્રિમહનાવાળા વાંકના કિનારાપર આવેલા ડાકિનીના ઘાટપર પાંચ હજાર સોના મોહરો મોકલી આપજો જે દ્રવ્ય મોકલો, તે આપના વિશ્વાસુ માણસ મારફતજ મોકલજો. જો એ મુદ્રા નહિ મોકલાવો તો, મોનાહાતિએ તેના અપરાધીઓને માટે જે દંડ ઘડી રાખ્યો છે, તે દંડથી તમને પણ દંડિત કરવામાં આવશે, તે પોતાના અપરાધીને કઠોરમાં કઠોર સજા કરવામાં કદાપિ પાછો હઠશે હહિ, તિલભાર પણ દયા દેખાડશે નહિ આપ આબરૂદાર માણસ છો, માટે આપનું શરીર શહેરના રસ્તાપર રગદોળાઇને લોકોના પગ સાથે અથડાય, એ જોવાને હું બિલકુલ રાજી નથી. આપની ઇજ્જતપર બટ્ટો લાગે એ આપના માટે પણ હિતાવહ નથી."

પત્રના મથાળાંપર છુરાનું ચિન્હ તથા નીચે મોટા મોટા અક્ષરોમાં "મોનાહુતિ" એવું નામ લખવામાં આવ્યું હતું.

પત્ર સાંભળીને મોહનલાલની બન્ને આંખોમાંથી દડ દડ કરતી આંસુની ધારાઓ વરસવા લાગી. તે ઊંચા અવાજે રડીને બોલી ઉઠયો કેઃ—"મારી સઘળી મિલ્કતનું મૂલ્ય પણ પાંચ હજાર મોહોરો જેટલી થાય તેમ નથી, હું સમજી શકયો છું કે, મોનાહાતિનો એ ભીષણ છુરો મારા હૃદયનું લોહી પીધા વિના તૃપ્ત થશે નહિ. હાય! આજે મારૂં સર્વ ફના થવા બેઠું છું, મારા દેહની સાથે મારા પરિવારનું પણ પતન થવા બેઠું છે."

આ સાંભળીને સર્વ સભાસદો હાહાકાર કરી ઉઠયા. સુંદરજી ગંભીર સ્વરથી બોલ્યો કેઃ—"સ્ત્રીઓની પેઠે રોદન અને હાહાકાર કરતાં તમને જરા શર્મ પણ નથી આવતી? આવો વલોપાત કરવાથી કશું વળવાનું નથી. આપણે બધાને હવે આપણા આ મિત્રને અત્યારે આવી પડેલી આ આફતમાંથી ગમે તે રીતે બચાવવાનો ઈલાજ શોધી કાઢવો જોઇએ. એ નરાધમ નાલાયક લૂંટારાને દુનિયાના પડમાંથી નાબુદ કરવો જોઇએ."

કોઇએ કશો પણ જવાબ આપ્યો નહિ. સુંદરજીએ કહ્યું કેઃ—"શું આ રૂપિયા ન આપવાનો બીજો કાંઇ પણ ઈલાજજ નથી? કપટ કરીને તેને ગમે તે દિવસે પકડાવ્યા સિવાય ચાલે તેમ નથી. તમો સર્વ આમ નિરાશ ન થાઓ. હૃદયમાં હિમ્મત ધરો."

મોહનલાલે એક ઊંડો નિઃસાસો મૂકીને કહ્યુંઃ—"તેમાંનું કશું પણ થવાનું નથી. એ લૂટારાના હાથમાંથી હવે છુટવાની આશા રાખવી તદ્દન નિરર્થક છે. કારણ કે, એમના મનમાં દયાંનો રંચ માત્ર પણ નથી. તેના નામથી ભૂષણાનગરીનો કાજી તથા ન્યાયાધીશ

પણ કંપાયમાન બની જાય છે. એવો એક પણ પુરુષ હવે આ શહેરમાં રહ્યો નથી, હું ધારું છું કે એ મોનાહાતિ હવે થોડા વખતમાંજ મારી સઘળી સંપત્તિ તથા સત્તાને રસાતળમાં મૂકી દેશે અને મારી કાયાનો પણ અંત આવી જશે હું નથી ધારતો કે, એ શયતાનના સપાટામાંથી મને કોઈ પણ રીતે બચાવી શકે અથવા મારી મિલ્કતનું રક્ષણ કરશે. પરમાત્માપર વિશ્વાસ રાખ્યા વિના હવે ચાલી શકે તેમ નથી. તે જગદાધારે જેમ ધાર્યું હશે, તેમ થઇ રહેશે. હે અનાથોના નાથ ! વિશ્વંભરાનો આધાર ! આ આપત્તિમાંથી મારૂં તથા મારા પરિવારનું રક્ષણ કરો એ પાપાત્માના પંજામાંથી બચાવો."

ઘણીવાર સુધી ચૂપ રહ્યા પછી સુંદરજીએ ફરીવાર કહ્યું કેઃ— "ત્યારે હવે તમો એક કામ કરો. જો રૂપિયા ન આપવાથી તમને તમારો જીવ જવાનોજ ભય રહેતો હોય, તો હું બતાવું તેમ કરો. તમે તમારી સઘળી મિલ્કતનો ખરડો કરો. અને તેમાં જેટલા રૂપિયા ખૂટતા હોય, તે આ સર્વ વહેપારી ભાઇઓ પાસેથી ઉઘરાવીને તે લૂંટારાના પાંચ હજાર મોહોરો મોકલાવી આપો. મારા માટે તમોએ જે મદદ કરવાનો અથવા પૈસા એકઠા કરી આપવાનો સંકલ્પ કર્યો છે, તે હું તમોને તમારા કામમાં મદદ દાખલ બધું આપી દેવાને તૈયાર છુ. અહા ! જો આજે મારી લૂંટાયલી મિલ્કત મારા હાથમાં રહી હોત, તો હું આપના આ દુઃખના વખતે હું આપને કેટલી બધી મદદ કરી શકત. આપની આંખોનાં આંસૂ લુછીને હું કેવો આશીર્વાદ લઇ શકત. પરંતુ ભાગ્યની ભ્રમણાને લીધે અત્યારે તો હું આપના કરતાં પણ અધિક વિષમ વિપતિમાં આવી પડયો છું."

સુંદરજીની આ વાર્તા સાંભળીને તથા તેના મહત્ હૃદયના ઉંચા ભાવને જોઇને સર્વ સભાસદો એકી સાથે મોહિત અને સ્તંભિત થઇ ગયા. પરંતુ તેમાંના કોઇએ કોઈ પણ પ્રકારની વાર્તા કહી નહિ.

કેવળ મણિલાલના પિતા મોહનલાલે કૃતજ્ઞતાથી ગળગળા થઇને કરુણસ્વરથી કહ્યું કેઃ—"દયાળુ જવાન! ભગવાન તમારૂં કલ્યાણ કરો. મારા માટે તમે આવી ઉંડી લાગણી ધરાવો છો, એ જોઇને મારા આનંદની હદજ થાય છે. તમે જિન્દગી સુધી સુખી રહો; અત્યારે વિધિની વિડંબનાથી દરિદ્ર સ્થિતિમાં આવી પડયા છો, મહાધનવાનમાંથી તદ્દન દરિદ્ર બની ગયા છો, પણ તમારી તે દરિદ્રતા સદા સ્થાયી રહેવાની નથી, હું આજે તમારા ભાગ્યને અતિ ઉજ્જવલ જોઈ રહ્યો છું. તમારી બોલવા ચાલવાની છટા, મૃદુતા ભરેલી વાણી, શરીરની સુંદરતા તથા મનુષ્યના નામને શોભાવનારી અપૂર્વ દયા અને સહાનુભૂતિ આદિ સર્વ તમારી કુલીનતાને સર્વ સમક્ષ સ્પષ્ટ કરી આપે છે. પણ કરુણાવાન યુવક! હાલ તરત તો તમો એક ગરીબમાં ગરીબ માણસ બની ગયા છો, તમારી આવી ગરીબાઇ ભરેલી દુઃખી હાલતમાં મારાથી તમારા માટે એકઠી કરેલી મિલ્કતને મારા ઉપયોગમાં શી રીતે લઇ શકાય? શું હું મારા જીવનની તુચ્છ આશા માટે, તમારા સર્વસ્વને લૂંટારાના હાથમાં સોંપું? તમને મુશ્કેલીમાં નાખી મારાપર આવેલી આફતને દૂર કરૂં? ના—કદાપિ નહિ. મારાથી આ જિન્દગીમાં એમ બની શકે તેમ નથી."

બીજા બધા મિત્રો ઉઘરાણાંની વાત સાંભળી ખીસામાંથી પાંચ–પચીસ રૂપિયા આપવા પડશે, એમ ધારીને ધીમે ધીમે ત્યાંથી સરવા લાગ્યા, એક પાઈને માટે પણ પૃથ્વીની પ્રદક્ષિણા કરનારા ધનકીટ વહેપારીઓ પોતાના મિત્રપર આવી પડેલી આપત્તિનો કશો પણ વિચાર કે સહાયતા કર્યાં વિના તુચ્છ દ્રવ્યની આશાથી ગચ્છંતી અથવા નવ બે અગિયારાં ગણવા લાગ્યા! હાય! આવા સ્વાર્થસાધુ! લક્ષ્મીના લોભી! પુરુષો આ પુણ્યમયી પૃથ્વીપર વિનાકારણ શા

માટે ભાર રૂપ થઇ પડયા હશે ? શું ઈશ્વરે ધન આપ્યું છે, તે કેવળ પોતાના ઉદર મંદિરની પૂજા કરવા માટે આપ્યું છે ! ના—નહિજ. જે મનુષ્ય પોતાના મિત્રને આફ્ત ને વખતે ધનની મદદ કરતો નથી, તે મિત્ર, મિત્ર નહિ, પણ રવરવ નરકનો દાસ છે. લક્ષ્મી સદ્‌વ્યય કરનારને ત્યાંજ :સ્થાયી રહે છે, લોભીના ભંડારમાં બંધ થઇને બેસી રહેવું તેને જરાપણ ગમતું નથી. જગતમાં જન્મ ધારણ કરીને સંપત્તિનો સદુપયોગ કર્યો છે, તેજ મહાપુરુષ છે. જેઓ પાપમયી ભાવના ધારણ કરી કેવળ સંપત્તિને એકઠી કરવામાંજ મશગુલ રહે છે, તેઓ પિશાચ ધર્મને આધીન થયેલા કાપુરુષો છે.

પણ આ સ્થળે એ સર્વ વિષયોનો વિસ્તાર કરવાથી સ્થાનાંતર થવાનો સંભવ રહે છે, એટલે અમો હવે આ વાર્તાના મૂળ વિષયપરજ પુનઃઆવીએ છીએ અને અપૂર્ણ રહેલા વિષયોને આગળ લંબાવીએ છીએ. પણ હા—આ પહેલાં એવા લક્ષ્મીલોભી મહાનુભવોના હૃદયપર અમારા આ આક્ષેપથી કાંઇ પણ આઘાત થયો હોય, તો અમોએ વિશ્વના મહામાનનીય પુરુષોની ક્ષમા માગીએ છીએ. અસ્તુ.

સર્વના ચાલ્યા જવા પછી કેવળ મહાનુભવ માણેકલાલ, સુંદરજી, મોહનલાલ તથા તેનો પુત્ર મણિલાલ સભાસ્થાનમાં બેસી રહ્યા અને આવી પડેલી આપત્તિમાંથી મોહનલાલ તથા તેના પરિવારનો ઉદ્ધાર કરવાના વિષયમાં વિવિધ પ્રકારની ચર્ચા ચલાવવા લાગ્યા.

મોહનલાલે કહ્યું:—"જોયુંને ભાઇ ! ઉઠમણાની વાત સાંભળતાંની સાથેજ સઘળા મિત્રો ઉઠીને ચાલતા થયા છે. આ દુનિયામાં કોઇ દોસ્તજ નથી. બધા સ્વાર્થના ભૂખ્યા છે. જ્યાંસુધી સ્વાર્થ હોય છે, ત્યાંસુધીજ દોસ્તો પણ સગા થાય છે, પણ જ્યારે એ

સ્વાર્થ પૂરો થાય છે, ત્યારે કોઈ કોઇના તરફ કરશો પણુ સંબંધજ રાખતું નથી.

"દુનિયા મહીં નહિ દોસ્ત સાચો જાણવો;
છે સ્વાર્થ વ્યાપ્યો વિશ્વમાં વિશ્વાસ કોનો આણવો ?
સંસારના સંબંધી સઘળા આજથી જૂદા ગણું;
વિશ્વાસની જે ભાવના જડમૂળથી તેને હણું;
દુનિયા પૂજે છે દામને, નહિ સ્નેહને કંઇ જાણતી;
જરદારને એ જગતમાં દેવો સમા પિછાણતી;
જરહીન છે નબળા બધા નિજ ઉરથી એ માનતી;
જરદાર ને શરણુ જઇ ચર્ણો સદા તે ચાંપતી."

બસ ભાઈ, હવે હું મારી આશાને ત્યાગીને મરણુના મુખમાં જવાને તૈયાર છું. જ્યારે ખરા દોસ્તોજ અણીની વેળાયે અવળા થયા છે, ત્યારે હવે જીવવાની આશા પણ શી રીતે રાખી શકાય ? સરદાર મોનાહાતિ જેવા એક બહાદુર નરના હાથમાંથી બચવું એ કાંઇ નાની સૂની વાત નથી. મને લાગે છે કે, મારા જીવનની છેલ્લી ઘડીઓ આવી પહોંચી છે. મારા કાળનાં ચોઘડીયાં પૂર જોશથી વાગવા માંડયાં છે.

આ સાંભળીને તેના પરમમિત્ર માણેકલાલના હૃદયપર સખ્ત આઘાત થયો. તેનાં દુઃખભર્યાં વચનોથી તેને ઘણુંજ લાગી આવ્યું. તેણે ગંભીર સ્વરથી કહ્યું કેઃ—"ભાઇ ! આમ ચિંતા ન કરો. દુનિયામાં બધા દોસ્તો એક સરખા હોતા નથી. વિશ્વ વિચિત્રતાથી ભરેલું છે અને એ વિચિત્રતાપરજ વિશ્વ—બ્રહ્માંડનું બંધારણ બંધાયું છે. જનસ્વભાવ સર્વત્ર એક સરખો હોતો નથી. હજી સુધી હિંદભૂમિનાં બાળોના હૃદયમાંથી મિત્ર–ધર્મનો સર્વથા ક્ષય પણુ થયો નથી.

લક્ષ્મીના લાંચીઆઓ જેટલા તમને જોવામાં આવે છે, તેનાથી વિશેષ તેનો સદુપયોગ કરનારા પણ હોય છે. તમે હવે ઇશ્વરપર આધાર રાખો મારાથી બનશે તેટલી મદદ હું પણ કરીશ અને તે સાથે અત્યારે તમારા શિરપર જે આફત આવી પડી છે, તેનું નિવારણ કરકરવાનો પ્રયત્ન પણ કરીશ. એ વિષયમાં તમે કશી ફિકર કરશો નહિ. કારણ કે જે કાળે જે થવાનું હોય છે, તે કદાપિ મિથ્યા થતું નથી. મારી ધારણા પ્રમાણે બતાવેલા ઇલાજ પ્રમાણે વર્ત્તશો, તો આફતમાંથી અમુક અંશે પણ તમે અવશ્ય મુક્ત થઈ શકશો."

મોહનલાલ ચિંતાના ભયંકર સાગરમાં ડૂબી રહ્યો હતો, તેને માણેકલાલના આશ્વાસનરૂપ તરણી મળવાથી તે અત્યંત ઉત્સુક થઇને બોલી ઉઠયો કે:—"કયા ઈલાજ પ્રમાણે ચાલવાથી મારો બચાવ થઇ શકશે અને મારી આફત અળગી થશે વારૂ ?"

માણેકલાલે જવાબ આપ્યો કે:—"મોનાહાતિની બતાવેલી જગાએ જઇને તેની પાસે કરગરી કાલાવાલા કરવાથી તથા તમારી ખરી સ્થિતિ જણાવવાથી મને લાગે છે કે, તે પાંચ હજાર મોહોરોમાંથી અવશ્ય થોડી ઘણી મોહોરો ઓછી કરી આપશે અને તે સાથે તમોને પાંચપંદર દિવસનો અધિક અવસર આપવાની ઉદારતા પણ દર્શાવશે."

સુંદરજી આનંદ સહિત વચમાંજ બોલી ઉઠયો કે:—"મને પણ એ ઇલાજ વધુ વ્યાજબી જણાય છે. મારા અભિપ્રાય પ્રમાણે સરદાર મોનાહાતિ તમારાપર ઉદારતા દર્શાવ્યા વિના રહેશે નહિ. પણ જો તેમાંનો એક પણ ઇલાજ ન કરતાં તમો શાન્ત થઇને અથવા ચિંતાતુર બનીને બેસી રહેશો તો મોનાહાતિ પોતાના કાગળમાં લખ્યા મૂજબ તમારો જીવ લઇને તમારા આખા કુટુંબને ધૂળ ચાટતું બનાવી

દેશે અને તમારા ઘરબારને પણ નાબુદ કરી નાખશે. મારા સાંભળવા પ્રમાણે તે ઘણો ભયંકર અને એકવચની માણસ છે. આજથી થોડા દિવસ પહેલાંજ તેણે તેના પોતાના ભેદી ભોંયરામાં મહા ભયાનક યજ્ઞ કર્યો હતો અને પોતાની આજ્ઞા માનવામાં જરા બેદરકારી દેખાડનારા પોતાના વ્હાલામાં વ્હાલા સરદાર મહમ્મદની પણ કત્લ કરાવી નાખી હતી. એક દિવસે તેની સ્ત્રીએ તેની માટે જળ લાવવામાં જરા ઢીલ કરી હતી કે તરતજ તેની ગર્દનને પણ તલ્વારની ધારથી જમીનદોસ્ત કરી દીધી હતી. તેના દિલમાં દયા નથી, એ ખરૂં, પણ તેમ હોવા છતાં તેને શરણે જનારને તે અવશ્ય મદદ કર્યા વિના રહેતો નથી. માટે મહાશય માણેકલાલના કહેવા મૂજબ તેને મળી આવો."

માણેકલાલે કહ્યું:—"ત્યારે હવે ત્યાં જવાને કોણ તૈયાર થાય છે. ભાઇ મોહનલાલ! મારી ધારણા પ્રમાણે તો તમો પોતે ત્યાં જશો નહિ. કારણ કે, તમારા જવાથી કદાચ વિપરીત પરિણામ આવશે. તમારી જાન પણ જશે અને મિલ્કત પણ બરબાદ થઈ જશે."

મોહનલાલે પૂછયું:—"ત્યારે હવે ત્યાં કોને મોકલું વારૂ ?"

"એજ એક મોટો સવાલ આવી પડયો છે." માણેકલાલે કહ્યું.

સુંદરજીએ કહ્યું કે:—"બીજાના જવાથી કામમાં બરાબર ફતેહ મળી શકશે નહિ. મારા ધારવા મૂજબ તો મણિલાલ પોતે જશે તોજ વધુ સમવડ થઈ પડશે. કારણ કે, પિતાના કાર્યમાં પુત્ર જે કાંઇ સહાયતા કરે છે, તેનાપર કોઇપણ જાતનો અવિશ્વાસ રહેતો નથી."

મણિલાલ એ સમયે ત્યાંજ ઉભો હતો, તેણે કહ્યું કે:—"લૂટારાઓ શું મારી વાતને કાનપર ધરશે ખરાકે ?"

સુંદરજીએ જવાબ આપ્યો કે:—"જો તમે ડરતા ન હો, તો પછી જવામાં શું નુકસાન છે ? પ્રથમ તેની પાસે પ્રાર્થના કરી રડી

કકળીને, મોહોરોની સંખ્યા ઓછી કરાવવાનો પ્રયત્ન કરજો અને જો તે તમારી પ્રાર્થનાને લક્ષમાં ન લે તો પછી ઓછામાં ઓછી એક દિવસની મુદત માગતા આવજો."

મણિલાલે કહ્યું કેઃ—"પિતાનું કાર્ય કરવામાં મને કશો પણ ભયજ નથી. જો મારા દેહનું બલિદાન આપવાથી પણ મારા પિતાની આફત દૂર થતી હશે, તો હું તે દંડ ભોગવવાને પણ તૈયાર છું."

છેવટે એજ નિશ્ચય થયો. બીજે દિવસે મોનાકાંતિએ જણાવેલા મધુમતીના કાંઠાની ઘાટપર મણિલાલે દુર્દાન્ત દસ્યુરાજની મુલાકાત લેવા માટે જવું એવો ઠરાવ કરવામાં આવ્યો.

ત્યાર પછી માણેકલાલ પોતાની કન્યા ઇન્દુમતિ તથા યુવક સુંદરજીને લઇને ઘર તરફ રવાના થયો.



# પ્રકરણ ૧૩ મું



## પ્રેમોન્માદ

“ ફાની છે આ જગત્ સઘળું અન્ત આ જીવવાને;
“ જે છે તે ના ટકી કદી રહે સર્વદા હાલ ક્યાં એ;
“ શોધી લેને પ્રિય પ્રિય સખે ! સર્વદા જે રહેશે;
“ આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને !
“ હું તારીને મુજ પણ સખે ! પ્રેમી આ દિલ તારૂં:
“ તે જાણીને હૃદય મમ તો આજ ચીરાઇ જાતું;
“ તું તેના તુજ રહી શકે તૂટશે સર્વ મારૂં;
“ માટે છોડી ‘તુજ’ ‘મુજ’ હવે દાસ થા ઇશનો તું ! ”



કલાપી

વર્ષાઋતુ હતી, વસુંધરા દેવીએ લીલા રંગનાં વસ્ત્રો પરિધાન કરી એક પ્રકારની અપૂર્વ શોભાને ધારણ કરી લીધી હતી જન પ્રાણી માત્રના હૃદયમાં આશા, ઉત્સાહ અને ઉમંગના ઉભરાઓ ઉભરાઇ જતા હતા. આમ્રવન, કુંજભવન અને મનોહર વાટિકાઓને પપૈયાઓએ પોતાના પંચમ સ્વરથી અને કોકિલાઓએ સપ્તમ સ્વરથી આલાપ કરીને નંદનવનની સ્પર્ધા કરવાને સાહસી બનાવી દીધાં હતાં. સર્વત્ર આનંદના ફુવારા ઉછળતા હતા. કૃષકો કૃષિની આશાથી ઉન્મત્ત બની જઇ તનમનથી પરિશ્રમ કરી રહ્યા હતા.

એ સમયે ભૂષણાનગરીથી પંદર માઇલપર આવેલી મહા વિખ્યાત પદ્માનદી જળના પ્રબળ પ્રવાહને વક્ષપર ધારણ કરી ઉભય

કિનારાઓને પ્લાવિત કરી મદમાતી માતંગિનીની માફક ગર્વની સાથે ડોલતી, ગર્જના કરતી, વિશ્વમંડળને કંપાવતી વહી રહી હતી. પશ્ચિમ કિનારાપરના રૂપગંજ નામક શહેરનું સુવિશાળ મેદાન શહેનશાહ શાહજહાંના પિતા બાદશાહ જહાંગીરની પૂર્વકાલીન સમૃદ્ધિને પ્રકાશિત કરી રહ્યું. જ્યારે શહેનશાહ જહાંગીર, શાહજાદા સલીમ તરીકે ઓળખાતો હતો, પોતાના પરાક્રમની પતાકાને ભારતભૂમિના ગૌરવસ્તંભ રૂપ દિલ્હી નગરીના સુવર્ણમંડિત સિંહાસનપર વિરાજમાન થઇ ઉડ્ડીયમાન કરવાને અધિકારી થઇ શક્યો નહોતો, ત્યારે બંગાળાની મુલાકાત લેતી વેળાયે એ રૂપગંજની મનોહારિણી પ્રાકૃતિક શોભાથી ભાગ્યેજ વંચિત રહેતો હતો. તેણે રૂપગંજમાં પોતાના આરામને માટે એક અતિ મનોહર મહાલય પણ બંધાવ્યો હતો, પરંતુ તખ્તનશીન થયા પછી, રાજ્યકાર્યના દબાણને લીધે શહેનશાહ જહાંગીર ફરીવાર એ મહાલયને પોતાનાં પગલાંથી પવિત્ર કરવાને શક્તિમાન થયો નહોતો, સમ્રાટ શાહજહાં કે બીજા કોઇપણ રાજકીય પુરૂષનું એ મહાલય તરફ લક્ષ ગયું નહોતું, એથી અત્યારે તે ભાંગીતૂટી હાલતમાં આવી પડી માત્ર પોતાની પુરાતન સ્મૃતિને જનસમાજ સમક્ષ પ્રકટ કરી, સંસારની પરિવર્તનશીલતાના સંબંધમાં જાજવલ્યમાન દૃષ્ટાંત આપી રહ્યો હતો તથા ગર્વિષ્ટ કિંવા અભિમાની માનવોને અભિમાનથી વંચિત થવાનો ઉપદેશ આપી રહ્યો હતો.

રૂપગંજ બંગાળાના મુસલમાન નવાબોના અમલમાં અતિ સમૃદ્ધિશાલી શહેર હતું ખરૂં, પરંતુ જે સમયની અમો આ વાર્ત્તા લખીએ છીએ, તે સમયે બાદશાહ ઔરંગજેબના જાલિમ જુલ્મથી આખો બંગાળા વીરતાશૂન્ય બની ગયો હતો અને નવાબોનું તેજ તથા પરાક્રમ પણ ઝાંખું પડી ગયું હતું, એથી રૂપગંજની એ શોભાને સાચવી

રાખે તેવો એક પણ પુરૂષ રહ્યો નહોતો તથા રૂપગંજની પૂર્વની જાહોજલાલી અથવા ગૌરવનો સૂર્ય અસ્ત પામવા આવ્યો હતો અને તેના પૂર્વગૌરવનું ચિન્હ માત્ર રહ્યું હતું, અન્ય સર્વ કાળના કઠોર ગર્ભમાં માત્ર ઘણીજ ટુંકી મુદ્દતમાં એક પછી એક આઘાતથી નિહત થઈ ગયું હતું. અત્યારે કેવળ દાઉદખાં, સુલેમાન, કેરાણી વગેરે બંગાળાના પૂર્વના નવાબોની બંધાવેલી ઇમારતોનાં ખંડિએરો રૂપગંજના વિશાળ મેદાનમાં દૃષ્ટિગોચર થતાં હતાં અને પોતાની દુર્દશાથી વિશ્વનાં સર્વ પ્રાણી–પદાર્થોની અંતે તેવીજ દુર્દશા થશે, એવો આભાસ કરાવી રહ્યાં હતાં.

કોઈ સ્થળે ગગનચુંબિત મસજિદો શૃંગશૂન્ય થઇને, કાળના માહાત્મ્યને પ્રકટ કરી રહી હતી, કોઇ સ્થળે કબરપરના ઊંચા શિલાસ્તંભો કાળના ભયથી અતિ ભયભીત થઇનેજ જાણે વિમર્ષભાવથી ત્યાં દટાયલાં જનોનો પરિચય પ્રદાન કરી રહ્યા હતા વળી કોઇ સ્થળે અત્યંત મનોરમ લતાકુંજોમાં મધુમક્ષિકાઓ ગુણુ ગુણુ શબ્દનો નિનાદ કરી લેશમાત્ર પણ વિરામ લીધા વિના પ્રકૃતિની નિઃસ્તબ્ધતાનો ભંગ કરી રહી હતી.

આ સર્વ સુંદર સ્થાન, મનોરમ સ્થાન જાણે મનોહરાનાં પ્રીતિપદ સ્થાનો હોયની! એવો ભાસ થતો હતો. તે આખો દિવસ પોતાનાં સર્વ કામ પતાવીને આ સ્થળેજ આવીને હાજર થતી હતી. હાય! જે મનોહરા અતુલ સંપત્તિ, રાજરાણીના જેવાં અનુપમ સુખો તથા સર્વ સાહિબી છોડીને પરોપકારી નવરત્ન જમીનદારની સાથે ભૂષણાનગરીનો ત્યાગ કરી કાશી જવાને તૈયાર થઇ હતી, તે મનોહરાને તેના ભાગ્યે ભૂલાવી, કાશી જતી અટકાવી અને આખરે રૂપગંજની નિવાસી બનાવી સંકટના સમુદ્રમાં ધકેલી દીધી.

પ્રિય વાંચક ! રૂપગંજમાં મનોહરા ક્યાંથી અને શી રીતે આવી ચઢી, એવી શંકા તમારા મનમાં ઉત્પન્ન થાય, તો તે સ્વાભાવિકજ છે. પરંતુ ચિંતા નહિ, અમો આ સ્થળેજ તમારી તે શંકા તથા કૌતૂહલનું નિરસન કરી દઇએ છીએઃ—

મનુષ્યના જેવું ચંચળ મન આ વિશ્વનાં બીજાં એક પણ પ્રાણીનું હોતું નથી. મનને વિદ્વાનોએ વાયુથી પણ ચંચળ ગણેલું છે, એમાં પણ લેશ માત્ર પણ અતિશયોક્તિ જેવું નથી. કારણ કે, જે મનોહરા કાશી જવાને તૈયાર થઇ હતી, જેણે પોતાના મનમાં સંન્યસ્ત સ્વીકારી લેવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો, તેજ મનોહરાના મનમાં પુનઃ સંસારના માયાવી સંબંધનું સ્મરણ થઇ આવ્યું, તેને રૂપગંજમાં વસતી પોતાની એક માસીની પાસે જઇ થોડા દિવસ રહી પોતાના મનને સ્થિર કરવાનો વિચાર થઇ આવ્યો. નવરત્નની સાથે ન જતાં નવરત્નને આગ્રા તરફ વિદાય કરી તે થોડા દિવસ થયાં રૂપગંજમાં પોતાની માસીને ત્યાં આવી રહેવા લાગી. પણ દુર્ભાગી મનુષ્ય ને સુખનો સમાગમ શી રીતે થઇ શકે ? વિધાતાના વિધાનને કોણ ફેરવી શકે ? નવરત્ન તેને ત્યાગી આગ્રા તરફ સુલ્તાન સુજાની મુલાકાત માટે ચાલ્યો ગયો, મનોહરા તેનાથી વિખૂટી પડી. માસીને ત્યાં રહી, પણ તેને ત્યાં તેની ધારણાથી સર્વથા વિરુદ્ધ પ્રકારજ જોવામાં આવ્યો. જે ભયથી તેણે ભૂષણાનગરીનો પરિત્યાગ કર્યો હતો. તેજ ભયમાં તે બિચારીને ફરીવાર આવી ફસાવું પડયું.

એ અભાગિની રૂપગંજના જન સમાજ સમક્ષ પણ તિરસ્કાર પાત્ર તથા હાસ્યાસ્પદ થઇ પડી. ત્યાં તો સમાજ તેના સંબંધમાં અનેક લજ્જાકર ઇતિહાસનો પ્રચાર કરવા માંડયો. તેથીજ તે બિચારી કદાચ સમાજનો પરિત્યાગ કરીને, સમાજમાંથી પલાયન કરીને, આ

ભયંકર અને જનમાનવ શૂન્ય ગંભીર મેદાનમાં આવી વસી હશે, આ વિષમ વ્યાધિવાળા સ્થાનનો તેણે આશ્રય :લીધો હશે! તેથીજ ઘણું કરીને એ ભીષણ અને લોકો તરફથી સજાયલા એકાંત અને ઘોરતમ વિકટ અને દૂરના વિશાળ સ્થાનમાં એકલી આવીને જનોની જૂઠી કહાણીનું નિરુપણ કરવાની ચેષ્ટા કરતી હશે!

મનોહરા એક સામાન્ય વારાંગના કન્યા તરીકે અહીં પણ પરિચિત થઈ હતી. સમાજમાં સર્વ તેને વેશ્યા કન્યા તરીકે ઓળખાવતા હતા. મનોહરાનું હૃદય સરળ અને નિષ્કલંક હતું, પરંતુ સાધારણ જનો તેના હૃદયની તે ઉચ્ચતા તથા મહતાનો અનુભવ કરી શકયા નહોતા. જનસમાજના જેવી આ વિશ્વમાં બીજી એક પણ ભયંકર વસ્તુજ નથી, એ તો સર્વ કોઈનાથી અજ્ઞાત નહિજ હોય! સત્ય અને અસત્યના આવરણથી ઢાંકવામાં, પુણ્યને પાપના પડદામાં છૂપાવવામાં તથા ગરીબોને અન્યાય આપી ધનવાનોનો પક્ષ ખેંચવામાંજ જનસમાજ નિરંતર નિમગ્ન રહે છે. સમાજ કોઇને સમાન ઈન્સાફ આપતોજ નથી.

અમોએ આ વાર્તામાં જન સમાજનુંજ આબેહુબ ચિત્ર આપેલું છે, તેથી પ્રસંગોપાત અમોને સમાજના જે જે દોષો તથા અન્યાયો દેખાયા છે, તેને દેખાડવાનો પ્રયત્ન કર્યો છે. ભદ્રનામધારક સમાજનેતાઓ પણ અંદરથી કેવા બિહામણા હોય છે અને નિર્ધન કિંવા નિઃસહાય મનુષ્યોને તથા સામાન્ય સ્થિતિવાળાં જનોને તેઓ પોતાના પક્ષપાતના શસ્ત્રથી કેવા દુર્દાન્ત આઘાતો કરે છે, એનુંજ ખરૂં ચિત્ર આપવાનો યથાસાધ્ય પ્રયત્ન કરેલો હોવાથી કોઇ પણ વાંચક બંધુએ અમોને અકારણ ઉપહાસને પાત્ર ન ગણવાની અમો નમ્ર વિનંતિ કરીએ છીએ. અસ્તુ.

રૂપગંજના જનસમાજે મનોહરાના સંબંધમાં એવી વાયકા ફેલાવી દીધી હતી કે, મનોહરાનો જ્યારે જન્મ પણ થયો નહોતો અને તે ગર્ભમાં હતી ત્યારે તેની માતા તથા તેના પિતાની વચ્ચે કાંઇક ગૃહ વિવાદ થયો હતો અને ત્યારે તેનો પિતા પ્રભાતમાં વ્હેલો ઉઠીને કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો હતો, મનોહરાની માતાએ તેની બે વરસ સુધી વાટ જોઇ હતી અને બનતી તપાસ પણ કરાવી હતી, પરંતુ તેનો કશો પણ પત્તો ન મળવાથી છેવટે તે ભુખના દુઃખથી પીડાવા માંડી હતી અને બીજો કોઇ પણ ઉપાય ન જોવાથી તેણે ભૂષણાનગરીમાં જઇ વારાંગનાના વ્યવસાયને સ્વીકારી લીધો હતો. એ વખતે મનોહરાની ઉમ્મર માત્ર દોઢ વર્ષની જ હતી.

"મનોહરાની માતા જ્યારે રૂપગંજનો ત્યાગ કરીને ભૂષણાનગરી ગઇ, ત્યારે મનોહરાની ઉમ્મર માત્ર દોઢ વર્ષનીજ હોવાથી તે તેને પોતાની સાથે લઇ ગઇ હતી અને તે વખતે તેણે એવી ધારણા ધારી હતી કે, મનોહરા અત્યંત રૂપવતી બાલિકા હોવાથી ભવિષ્યમાં વારાંગના તરીકે ઘણીજ વિખ્યાત થઇ પડશે અને પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાનું ગુજરાન ઘણીજ સારી રીતે ચાલી શકશે, આવી ધારણાથી તેણે મનોહરાની હત્યા ન કરતાં પોતાની સાથેજ રાખી હતી. તેણે મનોહરાની બાર તેર વરસની ઉમ્મર થતાં સુધીમાં ગાયન તથા નૃત્યકળામાં ઘણીજ કુશળ કરી દીધી હતી. એ દરમ્યાન અચાનક સીડીપરથી પડવાથી તેનું મૃત્યુ થયું હતું અને મનોહરાને સ્વતંત્ર થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. પરંતુ મનોહરાએ એ સ્વતંત્રતાનો દુરુપયોગ ન કરતાં, પાપના માર્ગમાં પ્રવેશ ન કરતાં સુનીતિનો પંથ પકડી લીધો હતો. જ્યારે પછી તે ભૂષણાનગરીના જમીનદાર દુરાચારી નવલવિહારીના પંજામાંથી છૂટીને રૂપગંજમાં પોતાની માસીની પાસે આવી વસી હતી."

વાસ્તવિક રીતે આ વાયકા ઘણેખરે અંશે સત્યજ હતી. મનોહરા પોતાની દાસી સુભદ્રા કે જેણે સુભદ્રસિંહનું નામ ધારણ કરી તેને છોડાવી હતી, તેને જમીનદાર નવરત્નની ધાર્મિક પત્ની મંજુલાની સાથે મંજુલાના પિયરમાં રહેવાનું કહી થોડા દિવસ આરામ લેવાના તથા ચિત્તને શાંતિ આપવાના ઇરાદાથી રૂપગંજમાં પોતાની માસી પાસે આવી હતી.

ભાવી ભૂલાવે છે, ત્યારે આમજ ભૂલાવે છે. મનોહરાએ સુભદ્રા જેવી એક સિંહણુસંગિની તથા સુખ દુઃખની ખરી મદદગાર સખીને પણ મંજુલા પાસે રાખીને ગુમાવી. અત્યારે તેને ઉંચે આભ અને નીચે ધરતી સિવાય બીજો કશો પણ આધાર ન રહ્યો.

જે માસીની પાસે તે શાંતિ મેળવવાની આશાથી આવી હતી, તે માસીજ તેના મનમાં અસહ્ય અશાંતિ ઉપજાવનારી થઇ પડી. હાય ! વિધિ ! તારા કોપની પણ કાંઇ સીમાજ નથી ! શું તું એક નિષ્ઠુર અને નિર્દયજ છે. !

હવે આ સ્થળે મનોહરાને તેને માસીની યાદગીરી શી રીતે આવી અને તે નવરત્નનો ત્યાગ કરીને તેને ત્યાં શા આધારે આવી ચઢે, એ સંબંધમાં કિંચિત્ ઉલ્લેખ કરીશું.

મનોહરાએ પોતાની માતાના મુખથી તેની માસી નારંગીના સંબંધમાં ઘણીવાર પ્રશંસાના શબ્દો સાંભળ્યા હતા, મનોહરાની માતાની હયાતીમાં તેની માસી ઘણીવાર ભૂષણ નગરીમાં જઇને વસતી હતી તથા મનોહરા પ્રતિ અત્યંત પ્રેમભાવ પ્રકટ કરતી હતી, એથી એ બિચારી ભ્રમણામાં પડી ગઇ અને માસીને ત્યાં આવી ચઢી.

જ્યારે મનુષ્યના શિરપર સંકટ આવી પડે છે, ત્યારે મનુષ્ય ગમે તેવા સુરક્ષિત સ્થાનમાંથી પણ સંકટના મુખમાં જઇ પડે છે.

એમાં કાંઇ આશ્ચર્ય નથી, વિશ્વમાં એવા એક નહિ પણ અનેક બનાવો બને છે કે, જેની કલ્પના કરવી પણ મુશ્કેલ થઇ પડે તેમ છે.

ભવિષ્ય અવશ્યમ્ભાવી છે. એ ગુણવતી (!) માસીએજ આખા રૂપગંજની રૈયતમાં વિશુદ્ધ વર્ત્તનવાળી મનોહરાના કલંકનો વિસ્તાર કરી દીધો હતો, નહિ તો રૂપગંજની પ્રજા તેને પરમ પવિત્ર અને ધાર્મિક લલનાજ માનતી હતી. પરંતુ જ્યારે ઘરનાં માણસોજ એક વ્યક્તિનો અત્યંત અનાદાર કરે, ત્યારે જગત્‌ના તમામ જીવો તેનો ઉપહાસ કરે, એમાં આશ્ચર્ય પણ શું હોઇ શકે ? મનોહરાની માસી કહેતી હતી કે, મનોહરાની માતા કુમારી અવસ્થામાંજ મહાપાપીષ્ઠ્સી અને વ્યભિચારિણી હતી અને મનોહરાનો ગર્ભ રહી ગયા પછીજ તેણે મનોહરાના પિતા સાથે લગ્ન કરી પોતાના પાપને છુપાવી રાખવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ પાછળથી એ વાત તેના પિતાના જાણવામાં આવી જવાથી કેવળ છ માસ જેટલો સમય તેની સાથે ગાળી તે કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો હતો. એથી મનોહરા અવશ્ય વેશ્યા કન્યાજ છે. તેનો પિતા તેનો ખરો પિતા નથી."

આ કારણથીજ મનોહરા વેશ્યા કન્યા ગણાતી હતી તથા સમાજમાંથી બહિષ્કૃત થઇ હતી. એથી કરીનેજ અસામાન્ય સુંદરી હોવા છતાં પણ તેને લગ્ન કરવા યોગ્ય વર મળી શકવાનો નહોતો, અને એ કારણ વશાતજ વિવાહ લાયક ઉમ્મર થઇ જવા છતાં પણ હજી સુધી મનોહરાનાં લગ્ન થયાં નહોતાં, તેની માસી પણ તેના લગ્નનો કશો પણ પ્રયત્ન કરતી નહોતી.

મનોહરા અત્યંત રૂપવતી હતી, એતો અમો આ પહેલાંજ જણાવી ચૂક્યા છીએ. તેમ છતાં પણ તેનું રૂપ એટલું બધું અસાહતું કે, અમારી લેખિની હજી પણ તેનાં અનુપમ રૂપની પ્રશંસા

કર્યા વિના રહી શકતી નથી. સ્ત્રીઓના જે જે અંગ પ્રત્યંગની શોભા હોવાથી તેને સુંદરી કહેવામાં આવે છે, મનોહરાના તે તે અંગોની શોભા અતીશય મનોહર હતી. પરંતુ એ સુંદર રૂપજ મનોહરાના કાળ-રૂપ થઇ પડયું હતું. મનોહરાનો માસો એક ઘોર લંપટ અને કામાંધ પુરુષ હતો. તેને કોઇ પણ વેળાયે શાન્ત કે સહજ અવસ્થામાં જોવામાં આવતો નહોતો. તેની બન્ને આંખો હમેશાં લાલચોળ રહેતી હતી, વિકારથી ભરેલી રહેતી હતી. મનોહરાનું રૂપ નિરખીને તથા તેને વેશ્યા કન્યા ધારીને તેના મનમાં કંઇ કંઇ નવી આશાઓનો સંચાર થતો હતો. તે ધારતો હતો કે, એક મનોહરાના સૌન્દર્યના વિક્રયથીજ તેમનું સ્ત્રી–પુરુષનું ભરણપોષણ નિર્વિઘ્ને ચાલી શકશે. મનોહરાની માસીનો પણ એ વિષયમાં વિશેષ અમત નહોતો. કારણ કે, તે દરિદ્ર, અસત અને ભયાનક અર્થપિપાસુ હતી. તે ઉપરાંત તેનો સ્વામી અત્યંત ઉડાઉ, વ્યસની અને યથેચ્છાચારી હતો. પૈસાની તંગીને તેઓ પતિ–પત્ની કોઇપણ પ્રકારે સહી શકતાં નહોતાં.

આ સ્થળે એક વિદ્વાનનાં આ વચનોનું ખરેખર સ્મરણ થઇ આવે છેઃ—

"શું ધરતિ કે શું પાણિ કે શું પવન કે શું માનવી,
જે જે ઘડીએ ધન્ય થાતું એકના સંસર્ગથી;
તે તે ઘડીએ દાખવે સૌન્દર્ય પોતાનું ઉંડું;
ને તૂટતો સંસર્ગ જ્યાં કરૂપ ત્યાં તે થઇ જતું.

( રમણભાઇ )

આવોજ પ્રકાર મનોહરાની માસીના સંબંધમાં પણ બન્યો હતો. જુવાની દીવાનીના સમયમાં સૌન્દર્યનો વિક્રય કરી અનેક પુરુષોને પાપના પયોધિમાં ડુબાડી અત્યારે એ પાપીયસી તદ્દન સૌન્દર્યવિહીના

બની ગઇ હતી, એથી હવે તેને પોતાના ઉપર પોષણનાં પણ સાંસાં પડતાં હતાં અને કોઇ કોઇ વેળાયે ત્રણ ત્રણ દિવસ સુધી ભૂખના કડાકા પણ વેઠવા પડતા હતા. આ કારણથી હવે એ રાક્ષસીએ મનોહરાને પાપમાર્ગમાં પ્રવૃત્ત કરી પોતાના પાપી પેટનું પોષણ કરવાનો સંકલ્પ કર્યો હતો. પણ મનોહરાએ તો પોતાના મનમાં ઇશ્વરભક્તિમાં લીન રહેવાનો અથવા કોઈ સદાચારી પુરુષ સાથે લગ્ન કરવાનોજ દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો. તે પોતાના મનમાં નિશ્ચય પૂર્વક માનતી હતી કેઃ—

"પ્રતિષ્ઠા સ્ત્રી કેરી સકલ રહી છે સ્ત્રીત્વનિ મહીં;
વસ્યું તેને સ્ત્રીત્વે પુરુષ સરખું માનવપણું;
ઘડી જે મર્યાદા વિષયમય ભાવોથી પુરુષે,
નથી તેથી સ્ત્રીની પદવિ કદિ મર્યાદિત થતી."

(રાઇનો પર્વત, નાટક.)

મનોહરાનાં રક્ષકો, નહિ—નહિ, વાસ્તવિક રીતે ભક્ષકો, મનોહરાને કેવળ પોતાના ભવિષ્યના ગુજરાનનું સાધન ધારીનેજ નિશ્ચિંત થયાં હતાં, તેમ નહોતું; તેની સાથે સાથે તેમણે મનોહરાને તેવું શિક્ષણ આપવાની, પાપના પંથમાં ઘસડી જવાની, પણ કોશિશ કરી હતી. આજકાલ કરતાં સુખદુઃખમાં મનોહરાને રૂપગંજમાં માસીને ત્યાં આવ્યાંને બે-ત્રણ માસનો અવધિ પણ વીતી ગયો હતો. એ અવધિમાં તેની માસી તથા માસાએ તેને તેવા બિભત્સ પ્રકારનું શિક્ષણ આપવાના ઉદ્દેશથી 'કામશાસ્ત્ર' 'રતિશાસ્ત્ર' જેવાં વિષયોત્પાદક પુસ્તકો વાંચવાની પણ ફરજ પાડી હતી. પણ નીતિવતી મનોહરાએ તેવાં પુસ્તકો પ્રતિ દૃષ્ટિપાત પણ કર્યો નહોતો. જે ઉદ્દેશથી મનોહરાની માસી તથા તેનો સ્વામી ખરાબ શિક્ષણ આપતાં હતાં, તેનાથી

સર્વથા વિપરીત ફળ ફળ્યું—મનોહરાના મનમાં ભ્રમનો જે કાંઇ થોડો ઘણો અંશ અવશિષ્ટ રહ્યો હતો, તે દૂર થયો, તેનાં જ્ઞાનચક્ષુઓ સંપૂર્ણ ઉઘડી ગયાં. મનોહરા તેમની તથા સમસ્ત સંસારની સર્વ ભયંકરતાને બહુ સારી રીતે જાણી ગઇ અને ત્યારથી તે તેના રક્ષકોપર બિલ્કુલ શ્રદ્ધા કે પ્રીતિ રાખી શકી નહિ.

હાય ! સંસાર ! જ્યાં રક્ષક કે વડીલોજ કન્યા કે કુટુંબિઓના પાતિવ્રતરૂપી રત્નનો વિક્રય કરી પોતાનું પોષણ કરવાની અભિલાષા રાખતા હોય, તેવા વડીલોની કે પ્રજાની કે તે દેશની ઉન્નતિ શી રીતે થાય ! અભિવૃદ્ધિ—દુષ્કાળ, દરિદ્રતા અને યંત્રણા આવીને તે દેશને કેમ ન ઘેરી લે ! પ્રિય વાંચક ! આમાં તમો જરા પણ અસંભવિત માનશો નહિ, તમારામાંના ઘણાખરા વિજ્ઞજનોને વિદિતજ હશે કે, સંસારમાં અનેક માતાપિતાઓ કે કુટુંબી જનો પુત્રી, પુત્રવધૂ કે ભગિનીના સૌન્દર્યપરજ તાગડધિન્ના કરનારા હોય છે. કોઈ પુત્રીના શીલને નષ્ટ કરાવી રાજાના હજૂરિયાથી લઇને દીવાન થવાની આકાંક્ષા રાખે છે, કોઇ સાધારણ ચાકરીની ખાતર પત્નીની પવિત્રતાને નષ્ટ કરાવી ને, કોઇ ગાડી ઘોડા દોડાવવાના મોટા મનસૂબાથી ભગિનીના ધર્મને રસાતળમાં મૂકી દે છે ! આ બધાં ત્રાસજનક કારણોથીજ દુનિયા દુઃખ ભોગવી રહી છે ! અસત્યનો આડંબર દર્શાવી, મોટાં પાઘડાં બાંધી, ખુશામતનાં બણગાં ફૂંકી ગાડી ઘોડા દોડાવતો એક મનુષ્ય પાંચ રૂપિયાના નોકરમાંથી લક્ષાધિપતિ થઇ, ગર્વની સાથે ડોલતો જણાય છે, પણ તેમના આંતરિક જીવનની બારીકીથી તપાસ કરવામાં આવતાં જે જે ભયંકર ભેદોનો ભાસ થાય છે, તે જોઇને પાષાણ પણ પીગળી જાય છે. જગતમાં જ્યાં આસુરી સંપત્તિનો નિવાસ થયો, ત્યાં આવોજ પ્રકાર વ્યાપેલો સમજી લેવો ! દુનિયામાં

આવાં એક નહિ પણ હજારો નહિ—નહિ લાખો કુટુંબો આ વિઘાતક સંપત્તિના મદથી મહા ત્રાહિ ત્રાહિ શબ્દનો પોકાર કરી કાગડા કૂતતરાંના મોતે મરતા જોવામાં આવે છે.

જ્યારે મનોહરાના માસાએ મનોહરાની પ્રકૃતિમાં આવું મહાન્ પરિવર્ત્તન જોયું, ત્યારેજ તે જાણી શક્યો કે, તેની પાપમયી આશા સહજમાં સફળ થઈ શકે તેમ નથી. મનોહરા તેમના પિશાચી હેતુને પૂર્ણ કરે તેવી નથી; પરંતુ કદાચ વિલંબથી કાંઇક વિશેષ વિપત્તિ આવીને ઉપસ્થિત થાય, એવો સંદેહ લાવીને તેણે મનોહરાની સાથે લગ્ન કરવાને એક ગમે તેવા સાધારણ પતિને શોધી કાઢયો.

જો કે મનોહરાનું અસામાન્ય રૂપ નિરખીને અનેક ધનવાન અને કુલીન કુટુંબનાં સંતાનો તેની સાથે લગ્ન કરવાને ઉત્સુક હતા, તથાપિ તેઓ તેની માતાના કલંકની વાયકા સાંભળીને તેની સાથે લગ્ન કરવાની વાત તો દુર રહી, પણ તેના પડછાયાનો સ્પર્શ કરવાનું પણ પસંદ કરતા નહોતા, સંકુચિત થતા હતા. જેની સાથે મનોહરાનો સંબંધ સ્થિર કરવામાં આવનાર હતો, તે કુલીન કુળનો જ ગણાતો નહોતો. તેનું નામ નવલવિહારી હતું, તે દેખાવમાં સહજ કદાવાર અને દેખાવડો હતો. તેનાં માતા પિતા ચાર પાંચ વર્ષ પહેલાં મરી ગયાં હતાં અને તેના પિતાની અખૂટ મિલ્કત તથા મોટી જમીનદારીનો તે આજકાલ માલિક થઇ પડયો હતો, જેનો પરિચય આ પુસ્તકના પ્રથમભાગનાં પ્રથમ પ્રકરણમાંજ આપેલો છે અને જેણે પોતાના બંગલામાં મનોહરાને કેદ કરી હતી તથા જે મનોહરાનાપર દિલોજાનથી આસક્ત હતો, એ સર્વ વાર્ત્તા વાંચક બંધુઓના જાણવામાં હોવાથી આ સ્થળે તેનો પુનરૂલ્લેખ કરવાની આવશ્યકતા જણાતી નથી. પણ હા. એ નવલવિહારી ભૂષણાનગરીથી

કે જ્યાં મધુમતી નદીનાં કિનારાપરના, તેના બંગલાની નજીકના ઝાડ સાથે સુભદ્રાએ મદિરાથી બેભાન બનાવીને ઝાડ સાથે બાંધ્યો-હતો, ત્યાંથી છૂટીને અચાનક રૂપગંજમાં શી રીતે આવી લાગ્યો, એ સંબંધમાં કિંચિન્માત્ર વિવેચન કરવાની પરમ આવશ્યકતા છે.

"જ્યારે નવલવિહારી, કિશોરરાય તથા તેના પ્રહરીઓને ઝાડ સાથે લટકાવીને લૂટારા સરદાર રતનદાસનાં માણસો તથા સુભદ્રા, નવરત્ન, મનોહરા આદિ જૂદાં જૂદાં ચાલ્યાં ગયાં, ત્યાર પછી અર્ધાક કલાકે ભૂષણાનગરીના સરકારી પહેરેગીરોનો પહેરો બદલાયો એ વખતે એક પ્રહરીની નજર તેમનાપર પડી, એથી તેના મનમાં ઘણીજ અજાયબી ઉત્પન્ન થઇ, તે પોતાના મનમાં ઘણોજ ડરી ગયો, પણ ત્યાર પછી જ્યારે તેના હૃદયમાં હિમ્મત આવી ત્યારે ચૉકીપરથી બીજા બે પ્રહરીઓને બોલાવીને તેમની પાસે લઇ ગયો અને તેમને સર્વને ઝાડપરથી છોડીને શુદ્ધિમાં આણ્યા. શુદ્ધિમાં આવ્યા પછી જ્યારે તેણે જોયું કે, પોતાની તથા પોતાના પ્રહરીઓની આવી દુર્દશા કરનાર તે નાયિકાના વેશમાં ગાયનગાવા આવનારી તથા મદિરાથી બેભાન કરી જનારી સ્ત્રી (સુભદ્રા) જ હતી, ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે સરકારી પ્રહરીઓને યોગ્ય પુરસ્કાર આપવાનું વચન આપી પ્રહરીઓ સહિત પોતાના મધુમતીપરના બંગલામાં ગયો, ત્યાં જતાંની સાથેજ શહેરમાંથી ગાડી લઈ આવેલા બન્ને પ્રહરીઓના મુખથી તેણે સાંભળ્યું કે, બંગલામાંથી મનોહરાનું હરણ થયું છે. એ સંવાદ મળતાંની સાથે જે તેણે તેની તપાસ માટે ચારે તરફ કિશોર તથા પ્રહરીઓને દોડાવી મૂકયા. કિશોર ત્રીજે દિવસે સવારે એવા સમાચાર લઈ આવ્યો કે, ગઇ કાલે સવારે વ્હેલા ઉઠીને જમીનદાર નવરત્નની સાથે તેની ગાડીમાં બેસી મનોહરા તથા તેની

દાસી સુભદ્રા આગ્રાના માર્ગ તરફ રવાના થયાં છે, એવી ખબર સરકારી દરવાનના મુખથી મને મળી છે. આ સાંભળીને નવલવિહારી તરતજ અશ્વ તૈયાર કરાવી તેમની પાછળ નીકળી પડયો. રસ્તામાં નવરત્ન તથા મનોહરાને નવરત્નની પત્ની મંજુલાના પિયરમાં એક દિવસ રોકાઇ પડવાથી તથા નવલવિહારી રસ્તામાં કયાંય પણ ન રોકાવાથી તેમને લગભગ પહોંચી જવા આવ્યો. પણ રસ્તામાં તપાસ કરતાં તેને એવી ખબર મળી કે, હજી આજે સવારેજ મનોહરા નામની એક યુવતી રૂપગંજ તરફ ગઇ છે અને નવરત્નની ગાડી આગ્રા તરફ રવાના થઇ છે, ત્યારે તે નવરત્નની પાછળ જવાનું અનુચિત ધારીને બારોબાર મનોહરાની પાછળ રૂપગંજ તરફજ રવાના થયો. પણ ઈશ્વર કૃપાથી મનોહરાને અને તેને કેવળ એકાદ કલાક જેટલુંજ અંતર પડી ગયું અને તે તેની માસીને ત્યાં પહોંચી ગઇ. ત્યારપછી નવલવિહારી રૂપગંજમાં પોતાના મામાને ત્યાં રહેવા લાગ્યો અને છૂપી રીતે મનોહરાની તપાસ કરવા લાગ્યો. લગભગ પંદરેક દિવસ સુધી તપાસ કર્યા પછી એક દિવસ એક બગીચામાં મનોહરાના માસાની સાથે તેની મુલાકાત થઇ ગઇ.

વાતચીત કરતાં તેમની વચ્ચે મિત્રતા બંધાઇ ગઈ. નવલવિહારીએ તેને પૈસાની લાલચ આપી, મનોહરાનાં લગ્ન પોતાની સાથે કરાવી આપવાનો આગ્રહ કર્યો. એમ કરવાને આખરે કબૂલ થઇને મનોહરાનાં લગ્ન કરવાનું તેણે તેને વચન આપ્યું અને આખરે મનોહરાનો સંબંધ પણ નવલવિહારીની સાથે કરવાનું નક્કી કરી દીધું.

નવલવિહારીનો મામો ગરીબ અને સાધારણ સ્થિતિનો હતો, એથી નવલવિહારીના પૈસાના દમામમાં અંજાઇ ગયો હતો અને તેણે કોઈપણ અન્યાયયુક્ત કાર્યમાં બાધા ના ખાવાને બદલે ઉલટું પ્રોત્સા-

હન આપતો હતો. આથી અગ્નિમાં ઘીનો સંયોગ થયો હતો.

સંસારમાં રૂપના જેવી બીજી એક પણ મોહિની શક્તિ નથી. મદિરાનું વિષ સહજમાં ઉતારી શકે છે, ભયંકર હળાહળનું નિવારણ પણ થઇ શકે છે, પરંતુ રૂપનો મોહ કોઇપણ રીતે મટી શકતો નથી. મનોહરાના રૂપે નવલવિહારીને મતવાલો બનાવી દીધો હતો, એથી ઘણાં ઘણાં વિઘ્નો અને મુશીબતો આવી પડવા છતાં પણ તેની તેણે કશી પણ સ્પૃહા રાખી નહોતી, તેમજ મનોહરાના તરફ તેને લેશ માત્ર પણ અભાવ આવ્યો નહોતો. જેવી રીતે દીપકમાં પતંગ બળી મરવા છતાં પણ જેવી રીતે તે તેનો પીછો છોડતું નથી, તેવીજ રીતે મનોહરા પણ નવલવિહારીએ તેનો પીછો છોડયો નહોતો.

ત્યાર પછી નવલવિહારી મનોહરાને હમેશાં જોયા કરતો હતો. મનોહરાના મનોહર રૂપે પ્રથમથીજ તેને દીવાનો બનાવી દીધો હતો અને અત્યારે વારંવાર તેના દીદારથી તેનાં હાડેહાડમાં અને છેવટે નસેનસમાં તેના રૂપનો ઉન્માદ વ્યાપી ગયો. રાત્રિ–દિવસ તે તેને મેળવવાની ચિંતામાંજ નિમગ્ન રહેવા લાગ્યો. ત્યાર પછી નવલવિહારી ફરીવાર મનોહરાને હાથ કરવા માટે દીવાનાની પેઠે ચારે તરફ ઉપાય શોધવા લાગ્યો. મનોહરાને ફરીવાર ફસાવવાનાં કારસ્થાનો કરવાં લાગ્યો, પરંતુ મનોહરા તેની પ્રાર્થનાનો સ્વીકાર કરે તેવી પ્રકૃતિની નહોતી. તે નવલવિહારીએ તેનાપર જે જઘન્ય જુલ્મ ગુજાર્યો હતો, તેનાથી તેને અત્યંત ધિક્કારતી હતી. મનોહરા બિચારી ભોળી, સરળ અને સંસારના અનુભવથી વંચિત રહેલી મનોહરા એવું ન જાણી શકી કે, તેની માસી તથા માસો તેના સૌંદર્યનો વિક્રય કેવળ ધન પ્રાપ્ત કરવાની અભિલાષાથીજ કરવાને તૈયાર થયાં છે, નહિ તો તે પોતાના અખુટ ખજાનામાંથી અવશ્ય તેમને જોઇતું દ્રવ્ય આપવામાં

કશી પણ કૃપણતા દર્શાવત નહિ. મનોહરા નવલવિહારીની કુસલાહને ઘણીજ ધિક્કારતી હતી.

નવલવિહારી રૂપનો માર્યો મરમથી મરી રહ્યો હતો અને મનોહરાને માટે જાતિ, કુળ તથા લોક નિંદાના ભયને પણ ભૂલી જઇને તે તેની સાથે લગ્ન કરવાને તૈયાર થઈ ગયો હતો. તેણે મનોહરાની માસી તથા માસાને મળીને તેને પોતાની પ્રાણેશ્વરી બનાવવાનો પ્રબંધ કરી લીધો હતો. મનોહરાને દિલોજાનથી ચહાવા છતાં તથા તેને માટે માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા છતાં તે નવલવિહારીને ઘણીજ ધિક્કારતી હતી, એ વાત નવલવિહારીના જાણવામાં આવવાથી તેના પર તે અત્યંત વિરક્ત થઇ ગયો હતો. હમેશાં તેના મનમાં તેના પ્રતિ એક પ્રકારની વિરક્તિ રહ્યા કરતી હતી અને તેની માસીને ઘેર આવીને તે વારંવાર મનોહરાને સંતાપ્યા કરતો હતો.

આથી બિચારી દુઃખિની શોકાતુર મનોહરાને ઘરમાં પણ લેશમાત્ર શાંતિ નહોતી. બહાર પણ શાંતિ નહોતી. જ્યાંસુધી તે ઘરમાં રહેતી, ત્યાંસુધી તેની માસી-મામો તેનાપર ગાળોનો વરસાદ વરસાવતો હતો. બિચારી હતભાગિનીના શરીરપર કોઇ કોઇ વેળાએ પ્રહાર પણ થતો હતો.

રસ્તામાં નીકળતાંજ નવલવિહારી પાછળ પડીને તેને યથોચિત સળગાવ્યા કરતો હતો. આવી સ્થિતિમાં સોળ—સત્તર વર્ષની બાલિકાથી શો ઉપાય થઇ શકે! જ્યારે તેના રક્ષકો—વડીલોજ ભક્ષક થઇ પડયાં, ત્યારે હવે અભાગિની બાલિકા કોની પાસે જઇને પોતાની મનોવેદનાને પ્રકટ કરી શકે! રૂપ તો સુંદરીનું પરમ શત્રુ ગણાય છે, એટલે એને સાથે લઇને જવું પણ ક્યાં? વળી એવી નિરાધાર બાળાની હૃદયવેદનાને કાનપર પણ કોણ ધરે?

એ કારણથીજ મનોહરાએ પોતાનાં મહાલય જેવાં ઘરબાર, નગર છોડીને આ અસમયમાં પદ્માનદીના કિનારાપર જનમાનવ વગ-રના વિશાળ મેદાનમાં આવીને આશ્રય ગ્રહણ કર્યો હતો. મનોહરા ધારતી હતી કે, એ નિર્જન સ્થાનમાં આવવાથીજ ક્ષણવારને માટે તેની લજ્જા તથા ભયનું નિવારણ થઈ શકશે. માસીના તિરસ્કારના સપાટામાંથી થોડીવારને માટે છુટકારો મળી શકશે અને નવલવિહારી પણ આ દુર્ગમ સ્થાનમાં તેની પાછળ પડી શકશે નહિ. પરંતુ હાય! મનોહરાની આશા આજે મનમાં ને મનમાંજ લય પામી! એ મેદા-નમાં આવી વિશ્રામને માટે બેઠા પછી થોડી વારમાંજ એક મનુષ્ય નો પડછાયો તેની નજરે પડયો. તેનું હૃદય ચમકી ઉઠયું અને જેવી તે ગભરાઇને તેની પાછળ પડનાર મનુષ્ય તરફ જોવાને ઉઠી કે તર-તજ નવલવિહારી વિકૃત હાસ્ય–રેષાવાળી અદ્‌ભુત મુખમુદ્રા તેના જોવામાં આવી.

મનોહરા એથી સ્તંભી ગઇ, ભયભીત બની ગઇ. જેની પાસેથી ન્હાસી છૂટવા માટે તે ગૃહ, ગ્રામ પરિત્યાગ કરીને આ નિર્જન વનમાં આવી પહોંચી હતી, મેદાનમાં આવી હાજર થઈ હતી, જેની સ્નેહમય અને પ્રેમપૂર્ણ વાર્ત્તાઓ મનોહરા હૃદયપર વજ્રઘાત જેવી જણાતી હતી, અને જે મનોહરાને અનેક પ્રકારનાં કપટો કરવા છતાં પણ સ્વાર્થસિદ્ધિનો કોઇપણ ઉપાય ન મળવાથી, મનોહરાને વેશ્યા કન્યા જાણવા છતાં લગ્ન કરવાને કબુલ થયો હતો અને મનોહરાને પીડિત કરવા માટે એક પ્રકારે અનુમતિ મેળવી હતી, તેજ સદાના શત્રુ નવલ-વિહારીને જોઇને મનોહરાનું હૃદય વિશેષ શંકાશીલ થાય તો તેમાં વિચિત્રતા પણ શી હોઈ શકે! મનોહરાએ વિચાર્યું કે, નવલવિહારી જાણે તેનાપર બળાત્કાર કરવા માટેજ આવા એકાંત સ્થાનમાં આવી

ચઢયો છે ! કદાચ નવલવિહારી વિવાહનું બહાનું બતાવી તેનાપર વિનાકારણ અધિકાર સ્થાપી તેનોજ સર્વનાશ કરવા માટે તે સ્થળે આવી હાજર થયો છે. આવા આવા અનેક વિચારોથી મનોહરાનું હૃદય કંપી ઉઠયું. તેણે નવલવિહારીથી ડરી જઇને અથવા હૃદયમાં એક પ્રકારની ભીતિ ધારણ કરીને, હૃદયના આ વેગને છુપાવી રાખી મૌખિક પ્રીતિ દર્શાવવાના હેતુથી સહજ છળ કરીને કહ્યું કેઃ—"નવલવિહારી ! તમે અહીં ક્યાંથી !

નવલવિહારીએ આ પહેલાં મનોહરાની આવી કોમળ પ્રકૃતિ કદાપિ જોઇ નહોતી. આજે એ ભયંકર નિર્જન માનવના સમાગમ શૂન્ય સ્થાનમાં, મનોહરાની આવી શાન્ત મૂર્તિ અને મૃદુ મધુર વાતો સાંભળીને તેણે વિચાર્યું કે, મનોહરા તેને ખરેખર ચાહે છે, પરંતુ સમાજમાં તે પુણ્ય અને ઉપહાસને પાત્ર છે એવું સાંભળીને સર્વ લોકોથી દૂર રહેવાના ઇરાદાથી ને આવા એકાંત સ્થાનમાં રહેવાનું અધિક પસંદ કરે છે. મનોહરા કેવળ જગતના લોકોની આંખમાં અળખામણી ન થવાના હેતુથીજ તેનો આમ અગ્રાહ્ય કરે છે.

તે ગમે તેમ હો, પણ મનોહરાનાં આવાં મીઠાં વચનોથી નવલવિહારીના મનની ઘણીખરી ખોટી ધારણા દૂર થઇ, તે મનોહરાને મેળવવાની પોતાની આશા પૂર્ણ થશે એમ ધારવા લાગ્યો. આ પ્રમાણે ધીરજ ધરીને નવલવિહારીએ કહ્યુંઃ—"મનોહરા, કેમ છે ! મને દુઃખ દેવામાં, મારી ફજેતી કરવામાં અને મારી ઇજ્જતના કાંકરા કરવામાં તેં કશી પણ ખામી રહેવા દીધી નથી, પણ તે સર્વ રોષનું આજે તેં તારા આ સુધા સમાન મિષ્ટ શબ્દોથી નિવારણ કરીને મારા હૃદયમાં નવીન આનંદનો સંચાર કર્યો છે. હું ઘણા દિવસ થયાં તારી પાછળ ભટકયા કરૂં છું, પણ આજ સુધીમાં આવો સુયોગ કદાપિ

મેળવી શકયો નથી. એકાંતમાં તારી સાથે મળવાનો મને લગભગ ત્રણ માસ થયાં અવસર મળ્યો નથી. તું તો સારી રીતે જાણે છે મનોહરા ! કે તારી માસીએ તારાં લગ્ન મારી સાથે નક્કી કરીનાખ્યાં છે.

લગનની વાત સાંભળીને, નવલવિહારીના મુખેથી તેના પ્રણયની વાર્તા સાંભળીને, મનોહરાનો ભય વધી ગયો, પરંતુ તેમ છતાં પણ તેણે પોતાના હૃદયના ભીતિભાવને પ્રકટ થવા દીધો નહિ. તેણે નવલવિહારીની વાત પૂરી થયા પછી તેને પૂછયું કેઃ—"નવલવિહારી, તમે અહીં કેવી રીતે આવ્યા ? તમને મારો પત્તો પણ કેવી રીતે મળ્યો વારૂ ? આ સ્થળને તમે કેવી રીતે જાળવી શકયા ! શું તમે મારી પાછળ પાછળજ ચાલ્યા આવતા હતા ?

"સાંભળ, મનોહરા ! જ્યારે તું મારા ઘર પાસેથી આવતી હતી, ત્યારે હું તને જોઇ શકયો હતો. પછી રસ્તે આવીને ઘણી કોશિશો કરવા છતાં પણ તારી પાછળ પડી શકયો નહિ. તારે ઘેર ગયો અને તારી માસી પાસેથી મેં પત્તો મેળવ્યો કે, તું આ સ્થળે આવી છે, અને ત્યાર પછી હું ત્યાંથી અહીં આવી ચઢયો. મનોહરા ! મે શું અન્યાય કર્યો છે ! તારી પાછળ આવીને શું મેં તારા મનને કાંઇ દુઃખિત કર્યું છે ?"

"સુંદર અપ્સરા જેવી પત્નીના પ્રેમને ત્યાગી, રાજમહાલયનાં સુખોનો ઉપભોગ છોડી હું તારા પ્રેમની ખાતર એક ભીખારીની પેઠે ઠેકઠેકાણે ભટકયા કરૂં છું, એનું પણ તને ભાન નથી ! મારી એ દુઃખી હાલતપર પણ તને દયા આવતી નથી !

"દીધાં સુખો સહુ ત્યાગી, પ્રિયા તુજ પ્રેમને કાજેઃ
અનુપમ અંગના ત્યાગી લીધો વૈરાગ્ય તું કાજે;
મનોહર મહેલ મૂકીને લીધો છે ભેખ મેં ધારી;

બધી આશા હૃદયની મેં દીધી છે હાય વિદારી;
છતાં તું ના દયા ધારે, પ્રીતિનું પાનના પાયે;
કહે એ ન્યાય છે ક્યાંનો ! કદી એ ધર્મ કહેવાયે ?"

"હું પહેલેથીજ જાણી ગઈ છું કે, મારી માસીજ મારા સર્વનાશની ચેષ્ટામાં છે." મનના આ વેગથી મનોહરા હવે પોતાના હૃદયના ભાવને ન છુપાવી રાખવાથી બોલી:—"મારૂં હવે આ જગત્માં કોઈ પણ નથી. મારા રક્ષકોજ જ્યારે મારી આ હીન અવસ્થામાં મને કશી પણ મદદ ન કરી શક્યાં, ત્યારે હવે બીજાં સાધારણ માણસોનો તો દોષજ શો કાઢવો ? ના નવલવિહારી ! એમાં તમારો કશો પણ દોષ નથી. જે કાંઇ દોષો છે તે કેવળ મારા આ કમભાગ્યનાજ છે ! પરંતુ નવલરાય ! આજે જે કાંઇ કર્યું છે, તેનો હવે કશો પણ ઉપાય નથી. હું એક સામાન્ય સ્ત્રી છું અને તે ઉપરાંત સમાજ તરફથી તજાયલી છું. મારી માસીએ મારાપર કૃપા કરીને મને આશ્રય ન આપવાથી મારે સામાન્ય ભિક્ષુકની પેઠે ઘેર ઘેર ભિક્ષા માગી દિવસો ગાળવા પડે છે. રાજરાણીના જેવાં સર્વ સુખ વૈભવોનો ત્યાગ કરી મારા મનની શાંતિ અર્થે હું અહિં આવી હતી, પણ અહીં તો તેનાથી મને સર્વથા વિરૂદ્ધ પ્રકારજ વ્યાપેલો જોવામાં આવે છે. મને તેની પણ કશી ચિંતા નથી, પરંતુ મારા ધર્મને નષ્ટ કરી મને મારી માસી તથા માસો વ્યભિચારના માર્ગમાં વાળવાનો અત્યાગ્રહ કરે છે, એ મારાથી કોઇ પણ રીતે સાંખી શકાતું નથી. કારણ કે વ્યભિચાર મહાપાતક ગણાય છે. એના જેવું આ સંસારમાં બીજું એક પણ પાપ નથી. કવિજનો યોગ્યજ કહે છે કે:—

"ધિક તે જનને ખર તુલ્ય ગણો,
પકડે રસ્તો વ્યભિચાર તણો;

દુઃખ ભોગવશે સુખ શું મળશે !
રખડી અન્ન પાણી વિના મરશે.
વળી લાજ જશે દુઃખ દેહ થશે,
નિજપૂર ગુમાવી બધે ફરશે;
પણ કોઇ નહિં વિશ્વાસ કરે,
છાકેલ તણી કયમ દાઝ ધરે.
વ્યભિચારથી નિંદ સદા અળગી,
દિલમાં નિત્ય આગ રહે સળગી;
સળગી ભડકે બળી ખાખ થશે,
મુકી પોક પછી મુરખો રડશે. ”

અત્યારે મારે માટે ઉભવાનું સ્થાન પણ રહ્યું નથી. મારી પવિત્રતા લોકોના અસત્ય અપવાદના આવરણથી ઢંકાઇ ગઇ છે, મારી આબરૂ કટાક્ષવાળાં મનુષ્યના કટાક્ષરૂપ કરવાલથી કપાઇ ગઇ છે, આવી હાલતમાં તમે મારી સાથે લગ્ન કરીને શું કરશો ? મારા માટે તમે પોતે સમાજભ્રષ્ટ થઇને સર્વ સાધારણના ઉપહાસને પાત્ર થશો. જાઓ નવલરાય ! હવે વધારે વિલંબ ન કરો ! આ: જૂઓ! વરસાદ આવ્યો ! મારા માટે તમે વિના કારણ શા માટે ભિંજાઓ છો ! તમને શું તમારા શરીરની પણ કાળજી કે આસ્થા નથી ? ”

“ના, પ્રેમમયી પ્રિયતમા ! તારાથી મને મારો જીવજાન પણ વ્હાલો નથી ” નવલે કહ્યું:—

“ માયા લગાડી માનિની મમતા તમે શાને તજો;
તમ રૂપરૂપી દીપમાં બળતો પતંગ શાને દહો,
આ દેહને પંચ પ્રાણ પણ તમ ધ્યાનમાં તલ્લીન છે;
સંસારના આ રાજ્યમાં સેવક સદા આધીન છે;

દયાળુ છો દયા લાવો, ચલાવો ના નયન બાણો;
હવે તો હેતથી વ્હાલી પ્રણયમાળા ગળે ધારો. ”

“ અને તું ? ” મનોહરા કાંઈક કહેવા જતી હતી, પણ તેને વચ્ચમાંજ અટકાવીને નવલવિહારી બોલી ઉઠયો:—“ અને તું ! મારા કરતાં તારી કાયા કોમળ છે, હું ભીંજાઇશ, તો તેથી મને કશી પણ વેદના થશે નહિ, પણ તારા આ કોમળ વપુથી વરસાદની અનર્ગલ ધારાને સહી શકાશે નહિ, હું અનાયાસેજ મારા શરીરની રક્ષા કરવાને સમર્થ છું, પરંતુ તું કયાં જઇશ ? વરસાદથી ભીંજાવાથી તને તો પીડા થવાની પૂર્ણ સંભાવના છે. ”

મનોહરા આંગળીનો ઈશારો કરી સહજ હસતી હસતી બોલી:— “ આ જે કક્ષ મને આશ્રય આપતી આવી છે, તેજ મને આજે પણ આશ્રમ આપશે, અનેકવાર મેં થાકીને આ સમાધિ મંદિરમાં આશ્રય લીધો છે, મનની ખોટી ચિંતાઓ પીડિત કરવાથી આ સમાધિએજ મને શાંતિનું દાન આપ્યું છે. વળી આ પૃથ્વીમાં જેને પોતાનું કહેવા જેવું કોઈ પણ ન હોય અને આખો સંસાર જેને તુચ્છકારતો હોય, તેને આ જગતમાં જીવવાની અભિલાષા પણ રહે ખરી કે ?

“ નથી જયાં સત્યની છાયા, દગાનું જોર છે જારી;
પીડાતી પાપથી ભારી સદા સંતાપથી નારી!
બનીને પાપની સંગી સદા ધિક્કારતી દુનિયા;
ખુદાઇ ખૌફ ત્યાગીને સદા ફિટકારતી દુનિયા;
નહિ ઈન્સાફ સારાં કે નઠારાંનો કરે દુનિયા;
ગણે સરખી સદા નીતિ—કુનીતિને બધી દુનિયા;
નથી આ પ્રેમની પૃથ્વી, સદા છે પાપની દુનિયા;
વિચારીને વદો હોને, મને શા કામની દુનિયા ? ”

નવલવિહારીએ કહ્યું:—" મનોહરા, દુનિયાને તું આ કેવળ અ-ન્યાય આપી રહી છે. કારણ કે:—

" ભમીને ઘોર ભમણામાં ધિક્કારે તું બધી દુનિયા;
રહે જે ધર્મને ધારી (તેને) સદા સંહારતી દુનિયા;
ધરે જે ડોળ નીતિનો,તજી દેતી (તેને) સદા દુનિયા;
ગ્રહે જે પાપને પ્રીતે વધાવે (તેને) પ્રેમથી દુનિયા;
નથી આ રાજ્ય નીતિનું ભરી છે પાપથી દુનિયા;
ખુદાની ના ખુદાઇ છે, ભરી શેતાનથી દુનિયા.

આ સાંભળીને મનોહરાએ કહ્યું:—" જો સાંભળ નવલવિહારી ! હજી સુધી તું મારા મનોભાવને બરાબર સમજી શક્યો હોય, તેમ જણાતું નથી. એ બધી વાતો મને જરા પણ સારી લાગતી નથી. હવે લગ્ન કરવાથી શો લાભ છે ? અત્યાચારી સમાજથી કલંકિત થયેલી અબળાને તમારા જેવા માનવંતા જમીનદાર સાથે લગ્ન કર-વાનો અધિકાર પણ શો છે ? તું વિનાકારણ હવે આવાં બધા ન-ગાસા સવાલો શા કારણથી પૂછે છે ? જા, મારી માસીમા પાસે ચાલ્યો જા. "

" ના—ના. જિગરમાં ધરકનું તૂફાન મચાવનારી શિરતાજ દિ-લદાર ! તારી પાસેથી જઇને શું કરૂં ! તેનું સૌન્દર્ય કુસુમ કરમાઇને નષ્ટ થવા આવ્યું છે, યુવાનીનો ઉછળતો પ્રવાહ વૃદ્ધાવસ્થાના મહાભીષણ સાગરમાં જઇને ડૂબી ગયો છે, ગુલાબીગાલની લાલી એ તદ્દન રીકાશ ધારણ કરી લીધી છે, એવી તારી સૌન્દર્યવિનાની શુષ્કાંગી માસીને મળીને હું શું કરૂં, મારી પ્રાણપ્રિયા ? તું સુરપૂરના સુરલોકના હૃદ-યમાં પ્રણયનું પ્રલોભન ઉપજાવનારી મહા સૌન્દર્યમયી સુંદરી છે, તે હૃદયમાં નફરત ઉપજાવનારી કુરૂપા છે. તારૂં યૌવન હજી પ્રફુ-

લિત થઇ રહ્યું છે, તેણે પોતાના યૌવનને વ્યભિચારના કુઠારાઘાતથી કાપીને કચડી નાખ્યું છે. તારા શરીરમાં વસંતનો વિકાસ વ્યાપેલો ભાસે છે, તેના શરીરમાં હૃદય તથા પ્રાણુને દહનારી પ્રખર ઉષ્મા વ્યાપેલી જોવામાં આવે છેઃ—

"અનુપમ અંગના તું છે, ભર્યું છે રૂપ તારામાં;
સુધાનો સ્વાદ દેનારી અજબ શક્તિ જ તારામાં;
વસે વાયુ વસંતી છે, તથા પુષ્પો તણી શોભા;
ગણુાએ રૂપમાં તું છે સકળ સંસારની શોભા;
વસે જ્વાળા હૃદયને–પ્રાણુને દહતી સદા તેમાં;
નથી એ નાર નખરાળી નથી જોબન રહ્યું તેમાં;
નથી જયાં જોર જવાનીનું, કહે ત્યાં શું જવું પ્યારી ?
નથી જયાં સાર જીવનમાં, નહિં હું જાઉં ત્યાં હારી !

"નવલવિહારી ! સભ્યતા કે શર્મની સીમાને આમ છેક ઓળંગી ન જાઓ; એક નિરાધાર અબળાની સાથે એકાંતમાં આવો અસભ્ય વ્યવહાર ન ચલાવો. પ્રથમ હું જે કાંઇ કહું તે સ્થિરતાથી સાંભળી લો. હમણાં થોડીવાર પહેલાંજ તમે કહેતા હતા કે, મારી સાથે લગ્ન કરવાને તમને મારી માસીએજ ઉત્તેજિત અને ઉત્સાહિત કર્યા છે, મારી માસીએ મારાં લગ્નનાં સર્વ સાધનો તૈયાર કરી રાખ્યાં છે, તો પછી તમે મને વૃથા કષ્ટ શા માટે આપો છો; વિના કારણ શા સારૂ સંતાપો છો ? જેણે તમને એ લગ્નની આશા આપી છે, પૈસાના લોભને જેણે ન દબાવી શકવાથી તમને આ પ્રમાણે પ્રલોભિત કર્યા છે, જાઓ તેની પાસે જાઓ, તેજ તમોને કોઇ સારો ઉપાય બતાવી આપશે. "મનોહરાએ આવેશમાં આવીને કહ્યુંઃ—"

"પરંતુ મનોહરા, મેં તારી માસીના મુખેથી જે કાંઈ સાંભળ્યું

છે, તેપરથી મને સાફ જણાય છે કે, તેનાથી બીજો કશો પણ ઉપાય કરી શકાય તેમ નથી. તમે એવી પ્રતિજ્ઞા લીધી છે કે, આપણાં લગ્ન થયા પહેલાં તું વિષપાન કરીને પ્રાણ ત્યાગ કરવાની છે. એને માટેજ મારે આટલા બધા વિચારો કરવા પડે છે, મને આવી અસહ્ય યંત્રણા ઉત્પન્ન થાય છે. જો મેં ધાર્યું હોત તો હું તારા પર બળાત્કાર કરી શકત, પણ મારી ઇચ્છા તો તને સદાને માટે મારી પ્રાણેશ્વરી-જીવનસંગિની બનાવવાની હોવાથી મેં તેમ કર્યું નહોતું અને હજી પણ એવું પાપ કરવાની મારી ઇચ્છા નથી. હવે તારા વિના મારી બીજી કશી ગતિ નથી તું જો હવે મારાપર દયા કરીશ, તોજ મને આ પૃથ્વીપર વસવું સુખદાયક થઈ પડશે. નહિ તો તારી સાથે મારા જીવનની પણ બરબાદી થઇ જશે. મારૂં જીવન નકામું અને હેતુ વગરનું થઇ પડશે. એટલા માટેજ હું ભૂષણાનગરીથી ભટકતો ભટકતો અહીં તારી પાછળ આવ્યો છું. હવે કહે, જવાબ દે,—મારે શો ઉપાય કરવો, તે કહી દે, હું હમણાંજ અહીંથી ચાલ્યો જાઉં છું." આમ કહીને નવલવિહારી જાણે અતિશય કલાન્ત થઇને પૂર્વ કથિત સમાધિમંદિર પર બેસી ગયો.

નવલવિહારી વાસ્તવિક રીતે હલકા ચરિત્રનો માણસ હતો એ ખરૂં, તેમ છતાં પણ તેની ઇચ્છા મનોહરા ઉપર બળાત્કાર ગુજારવાની નહોતી, એવું મનોહરા તેની છેવટની વાતપરથી ઘણી સારી રીતે જાણી ગઇ અને તેથી તેની એક પ્રકારની દુશ્ચિન્તા દૂર થઈ ગઇ. વળી નવલવિહારી એક ઘણોજ મોટો ધનાઢ્ય અને જમીનદાર હતો, ભૂષણાનગરીમાં તથા રૂપગંજમાં એક ઘણોજ મોટો ધનાઢ્ય અને જમીનદાર હતો, ભૂષણાનગરીમાં તથા રૂપગંજમાં એક જમીનદાર તરીકે તેની સારી ખ્યાતિ હતી, આ સર્વ હોવા છતાં પણ નવલ-

વિહારીના જન્મના સંબંધમાં મનોહરાના જેવોજ ભયંકર ભેદ સમાયલો હતો, તેની જિન્દગીનો વૃત્તાંત ગંભીર અંધકારથી ઢંકાયલો હતો. નવલવિહારીને તેની પરમ ધાર્મિક પત્ની પ્રતિ જૂઠો સંદેહ ઉત્પન્ન થયો હતો. કામી અને વિકારી પુરુષના મનમાં સમસ્તસંસાર પ્રતિ અવિશ્વાસ અને સંદેહ ઉત્પન્ન થાય તો તેમાં આશ્ચર્ય પણ શું હોઈ શકે ! જ્યારથી નવલવિહારીના મનમાં સંદેહ ઉત્પન્ન થયો હતો, ત્યારથી તેણે તેનો સર્વથા ત્યાગ કરી દીધો હતો અને તેની સાથે કદાપિ સંસાર—સંબંધ ન રાખવાની ભીષણપ્રતિજ્ઞા પણ કરી લીધી હતી, એ દરમ્યાન હરગોવિંદશાસ્ત્રીના પ્રોત્સાહનથી તેણે મનોહરાને મેળવવાના અનેક પ્રયત્નો આરંભી દીધા હતા, આથી તેની પત્નિ પ્રતિનો તેનો કાંઇક અવશિષ્ટ રહેલો અનુરાગ પણ સર્વથા દૂર થયો હતો. નવલવિહારી આજકાલ તો કેવળ મનોહરાને હાથ કરવાનીજ કોશિશ કરતો હતો. છેવટે તે આશા દૂરીભૂત થવાથી તે મનોહરાને મેળવવા માટે અત્યંત યત્નવાન થઇ પડયો.

મનોહરાનું અલૌકિક સૌન્દર્ય બીજાની આંખો આગળ ગમે તેવું કેમ નથી હોતું, પણ નવલવિહારી તેને દેવી પ્રતિમા ધારીને મનમાં ને મનમાંજ છેવટના થોડાક સમય થયાં તેની પૂજા કરતો હતો તથા જ્યારથી તેણે મનોહરાની મધમાં અડગ વૃત્તિ, માસીનાં અનેક કારસ્થાનોનો અનાદર કરી પાતિવ્રતને પાળવાની અનુપમ શક્તિ આદિ સર્વ રૂપગંજમાં આવીને તેણે જોયું, ત્યારથી મનોહરાને પોતાના હૃદયની અધિષ્ઠાત્રી દેવી રૂપે સ્થાપિત કરી દીધી હતી. એથી આજે એકાંતનો લાભ મેળવીને નવલવિહારીએ મનોહરાની પાસે ઘણી ઘણી વાતો કહી દીધી. પરંતુ હાય ! મનોહરાના મનનો ભાવ સમજીને તે તદ્દન ક્ષુબ્ધ, સ્તંભિત અને વજ્રથી ઘવાયલા

મનુષ્યની પેઠે નિશ્ચલભાવે થોડીવાર સુધી તેજ હાલતમાં ઉભો રહીને નજીકના સમાધિ સ્તંભપર નિરાશાને હૃદયમાં ધારણ કરીને બેસી ગયો.

મનોહરાએ નવલવિહારીની હાલત જોઇને પોતાની અવસ્થાનો વિચાર કર્યો. તેણે કહ્યું:—

" નવલવિહારી ! થોડીવાર પહેલાં જ્યારે મેં તમને આ સમાધિ દેખાડી હતી, ત્યારે તમે અત્યંત આશ્ચર્યાન્વિત થયા નહોતા ? હવે તમે પોતે પણ આ કબ્રનો આશ્રય ગ્રહણ કરશો ? હું ધારૂં છું કે, હવે તમે મારી અવસ્થાને અમુક અંશે જાણી શક્યા હશો. જ્યારે પૃથ્વીનું કોઇ મને જોઇ શકતું નથી, આ સંસારનાં સર્વ જનોની આંખના કણાં રૂપ થઇ પડી છું. ત્યારથી હું જાણી ગઇ છું કે, આ પૃથ્વીમાં કોઇ પણ મારૂં હિતેચ્છુ નથી, અને એ કારણ વશાતજ આ કબ્રના મૃતદેહની સાથે મારો સ્વાભાવિક સંબંધ ઉપસ્થિત થયો છે, એટલા માટેજ હું વસતિનો ત્યાગ કરીને આવી રીતે આ સ્થાનમાં આવવાનું અધિક પસંદ કરૂં છું, હવે તો સમજમાં આવ્યું ને નવલરાય ? "

"હા, સમજ્યો, " જાણે પ્રશસ્ત ગંભીર સ્વરથી નવલરાય બોલી ઉઠ્યો:—"સમજ્યો, ખરો પણ મારી આશાને ત્યાગી શક્યો નહિ. કદાચ આજે આ ભયાનક સ્થાનમાંજ હું મારા જીવનનો અંત આણીશ, નહિ તો તને મેળવીને જીન્દગી સુધી સ્વર્ગનાં સુખોનો ભોગ કરીશ. જ્યારે તારો એક સેવક—તાબેદાર બન્યો છું, જ્યારે મેં તને મારા આ હૃદયની અધીશ્વરી કરીશ, એવી પ્રતિજ્ઞા કરી છે, ત્યારે તને મારી સાથે લગ્ન કરવામાં શી હરકત છે ? તું મારી સાથે લગ્ન કરવાને

કેમ નારાજ થાય છે, કહે હું હમણાંજ અહીંતો શું, પણ આ અસાર સંસારમાંથી પ્રસ્થાન કરૂં છું.

"નવલરાય! તમે એક અબળાની સાથે લગનના સુત્રમાં બંધાઇ ચૂક્યા છો, એથી એક આર્ય બાળાના અંતરપર અસહ્ય આઘાત કરી શોક્યનું શસ્ત્ર તેને માટે તૈયાર કરવાની મારી ઇચ્છા નથી. હું તેના દિલને દુઃખિત કરવા ઇચ્છતી નથી. વળી એથી આપણું લગ્ન સુખનાં લગ્ન થશે નહિ. હું તમારી પ્રથમની પત્નીના સુખ તથા સૌભાગ્યમાં દુઃખનો સંચાર કરવા માટે કદાપિ તત્પર થઇ શકીશ નહિ અને એ કારણથીજ મારાથી તમારી સાથે લગ્ન થઇ શકશે નહિ. જેને અનેક દિવસ થયાં દુનિયા ધિક્કારતી આવે છે, તેની સાથે લગ્ન કરવાથી તમારૂં શું વળી શકશે! તમને તેના તરફથી સુખ પણ શું મળી શકશે? મને ક્ષમા કરો."

"ત્યારે શું તેં બીજા કોઇપણ પુરુષને તારા હૃદયનું દાન આપી દીધું છે?"

"ના, નવલવિહારી, મેં તો પ્રથમથીજ તમોને કહી દીધું છે કે, આ પૃથ્વીમાં મારે મારૂં કહેવા જેવું કોઇ પણ નથી. જમીનદાર નવરતન જેવા પરોપકારી અને દયાળુ પુરુષની સહાયતાથી હું તમારા પાપભવનના અત્યાચારમાં મહામુશીબતે છૂટી શકી હતી, પણ હાય! હવે તો તેઓ પણ આગ્રા ચાલ્યા ગયા છે અને ફરીવાર મારે તમારાજ સપાટામાં સપડાવું પડયું છે, ઇશ્વરે કોણ જાણે શું ધાર્યું છે. એ મારાથી કોઇપણ રીતે કલ્પી શકાતું નથી. હાય! મારા જેવી દુઃખિનીને ઇશ્વરે જન્મ પણ શા માટે આપ્યો?"

"ત્યારે મનોહરા! મારા આશાવૃક્ષને તું જડમૂળથી શા માટે નષ્ટ કરે છે? હું તારી આશાનો પરિત્યાગ કરી શકીશ નહિ. જો કે

તું મને અગ્રાહ્ય કરે છે, પણ તેથી શું નુકસાન થવાનું છે ! લગ્ન થવાથી એકઠા સાથે વસવાથી, ભવિષ્યમાં શું આપણા મન મળવાની સંભાવના નથી ? એટલા માટેજ કહું છું કે, મનોહરા, હજી થોડા દિવસ બરાબર વિચાર કરીજો, ત્યાર પછી મારી વાતનો જવાબ આપજો, કેમ, એમ કરવાને તો સમ્મત છે ખરી કે નહિ ?”

“લાચારીથી તેમ કરવાને કબૂલ થાઉં છું. આજથી છ માસ પછી, તમારી વાતનો જવાબ આપીશ. તમે એમ ન ધારતા કે, તમારી આશા ફળીભૂત થશે. એ સાથે તમારે પણ એક પ્રતિજ્ઞા કરવી પડશે. એ છ મહિનાના અવધિમાં તમારાથી મને કોઇ પણ રીતે કષ્ટ આપી શકાશે નહિ. મારા મનમાં સળગતા ચિંતાગ્નિમાં વ્યાધિ રૂપી ઘૃતનું આવાહન થઈ શકશે નહિ. કેમ એ પ્રતિજ્ઞાનને કબૂલ રાખી શકાશે ખરી કે ?” મનોહરાએ ઉત્સુકતાથી પૂછ્યું.

“હા, મારી મહેબુબ, તારે માટે હું મારી જાન આપવાને પણ તૈયાર છું, તો પછી પ્રતિજ્ઞાની શી વિસાત છે. તારી કહેવા પ્રમાણેની પ્રતિજ્ઞા મને કબુલ મંજૂર છે.” જાણે આનંદિત ભાવથી નવલવિહારી બોલી ઉઠયો:-“અવશ્ય તારી પ્રતિજ્ઞા મને કબુલ છે.”

ત્યારથી પછી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના નવલવિહારી મનોહરાને તે સમાધિ સ્થાનમાં મૂકીનેજ ધીરે ધીરે ત્યાંથી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૧૪ મું

## સુલ્તાન શુજાનો દોરદમામ!

અમીરોં કે ઘરોંમેં કબ ગુજર હોતી ગરીબોંકી,
યહી કિસ્મતકી ખૂબી હૈ,કિ આયા યહ જમાના હૈ;
ઘિરે રહતે હૈં હરદમ આપ બે ગૈરત રકીબોંસે;
યહાં ભી ગમકા ખાના ઔર આંસૂકા બહાના હૈ;
જરૂરત આપકો,ક્યા હાથોં પાવોંકી હૈ, કહિએ તો,
કિ જબ ડોલી પે ચઢકર આપકો આના વો જાના હૈ;
લિયે બૈઠે હૈં દિલકો હાથમેં મેરે, યોં કહતે હૈં;
નહીં હૈ હાથ મેરા,દિલ ભલા બે હાથ આના હૈ.

કિશોરીલાલ

સત્તરમી સદીમાં ભારતવર્ષની મહાનગરી આગ્રાનું જે ગૌરવ, જે દમામ તથા જે અપૂર્વ શોભા હતી, તેનું કોઈપણ રીતે વર્ણનજ થઈ શકે તેમ નથી. મોગલ બાદશાહોએ આગ્રાને ઇન્દ્રભુવન અથવા અમરાપૂરી સદૃશ બનાવી દીધી હતી. વિલાસ, વૈભવ કે અથવા આરામનાં કોઇપણ સાધનોનો ત્યાં કશો પણ અભાવ નહોતો રંગીલા, મોજીલા અને વિલાસી બાદશાહોએ ગગન સાથે વાતો કરતી મોટી મોટી ઇમારતો બંધાવીને અલબેલી આગ્રા નગરીને ભારતવર્ષના એક સર્વોત્કૃષ્ટ શહેર તરીકે પ્રકાશમાં આણી હતી.

પતિતપાવની, અઘમોદ્ધારિણી, કૃષ્ણપ્રિયા યમુના નદીના પુણ્ય પ્રવાહથી આગ્રાની શોભામાં સુવર્ણમાં જાણે કે સુવાસનું સંમિશ્રણ

થયું હોયની ! એવોજ ભાસ થઇ આવતો હતો. શહેનશાહ શાહજહાંનો શાહજાદો શુજા* કે જે આજકાલ, બંગાળા, બિહાર અને ઓઢીઆના કર્ત્તા હર્તા ભાગ્યવિધાતાના સિંહાસનપર સ્થાપિત હતો અને જેના નામથી આખો દેશ કંપી રહ્યો હતો, તે હમણાં આ ઇન્દ્રભવનની પ્રતિસ્પર્ધા કરતી મહા રળિઆમણી રાજનગરી આગ્રામાંજ યમુના નદીના એક અતિ સુંદર મહાલયમાં આવી અયશઆરામ અથવા મોજશોક ભોગવી રહ્યો હતો.

---

* "સુલ્તાન શુજાની સાથે આપણી આ નવલકથાનો વિશેષ સંબંધ જોડાયલો હોવાથી અમો આ સ્થળે તેના સંબંધમાં સંક્ષિપ્ત ઇતિહાસ આપવાનું ઉચિત ધારીએ છીએ.

સુલ્તાન શુજા અથવા શાહશુજા દિલ્હીશ્વર સમ્રાટ્ શાહજહાંનો દ્વિતીય પુત્ર હતો. એ યુદ્ધ વિદ્યામાં વિલક્ષણ નિપુણ હતો, પરંતુ વિલાસ અને યથેચ્છાચારના યોગે તેનું મન અને દેહ ઉભય નિસ્તેજ થઈ પડયો હતો. ઈ. સ. ૧૬૩૬ માં શહેનશાહ શાહજહાંએ એને બંગાળા, બિહાર અને ઓઢીઆના શાસન કર્ત્તા તરીકે બંગાળામાં મોકલ્યો હતો. ત્યાર પછી તે લગભગ વીસ વર્ષ સુધી એ ત્રણે પ્રદેશોપર શાસન કર્યું હતું. એણે ઢાકાનો પરિત્યાગ કરીને ફરીવાર રાજમહેલમાં બંગાળાની રાજધાની સ્થાપન કરી હતી અને સુંદર સુંદર ઇમારતો આદિ બંધાવીને તેની શોભામાં વૃદ્ધિ કરી હતી. એણે બંગાળના રાજ્યની મહેસુલના સંબંધમાં એક નવો કાયદો ઘડી કાઢ્યો હતો. એના રાજ્યત્વ સમયમાંજ અંગ્રેજોએ બંગાળામાં પ્રથમ વ્યાપાર કરવાનું શરૂ કર્યું હતું. બ્રાઉટન ( Gabrieal Boughton ) નામનો એક અંગ્રેજ ડોક્ટર ચિકિત્સાની નિપુણતા દર્શાવીને એનો પ્રિયભાજક થઇ પડયો, અને

આજે પૂર્ણિમાની રળિયામણી રાત્રિ હતી, આકાશમાં ચંદ્રમા સોળે કળાથી ખીલી ઉઠયો હતો. ચાંદની પૂરી રીતે ચમકી રહી હતી, યમુના નદી કલકલ શબ્દનું ધીમું સંગીત કરી શ્રાન્ત જનોના મસ્તિષ્કને આનંદ આપવાનો પ્રયત્ન કરી રહી હતી. એ સમયે શાહજાદા શુજાના ગર્વથી ડોલતા, વાયુ સાથે વિહાર કરતા મનોહર મહાલયની સુંદર અને વિશાળ અગાસીપર મહા ધામધુમ મચેલી જોવામાં આવતી

---

એની પાસેથી પોતાની જાતિના વ્યાપારીઓને અનુકૂળતાથી વ્યાપાર કરવાની ઘણીજ સરળતાથી છૂટ અપાવી હતી. તેને અનુસરીને અંગ્રેજે ઇ. સ. ૧૬૫૦ માં હુગલીમાં એક મુખ્ય કોઠી અને પછી ઢાકા, કાશિમબાજાર આદિ સ્થાનોમાં કોઠીની શાખાઓ સ્થાપી હતી.

ઇ. સ. ૧૬૫૭ માં શાહજહાં કઠિન રોગથી ઘેરાઇ જવાથી તેના ચારે પુત્રોમાં સિંહાસનને માટે વિરોધ ઉત્પન્ન થયો હતો. શાહજાદો દારા શાહજહાંનો પરમ પ્રિય પાત્ર થઇ પડયો હતો અને યુવરાજ રૂપે હમેશાં તેજ કાર્ય કરતો આવતો હતો તથા રાજકાર્યમાં પણ પૂરતું લક્ષ આપતો હતો. બીજો શુજા બંગાળામાં, ત્રીજો ઔરંગજએ દક્ષિણમાં અને ચોથા મુરાદ ગુજરાતમાં સુબેદારી કરતો હતો. પિતાની બીમારીના સમાચાર મળવાથી એઓ સર્વ સિંહાસનને પ્રાપ્ત કરવાની કોશિશ કરવા માંડયા. શુજા આગળ પડીને દારાની મારફત વારાણસીમાં પરાજિત થઇને પાછો હઠવાને લાચાર થયો. એવામાં શાહજહાંએ તંદુરસ્તી મેળવી ખરી, પરંતુ ઔરંગજેબે તેને કપટતાથી કેદ કરીને પોતે સિંહાસનને પોતાના અધિકારમાં લઇ લીધું. એ સમયની સમકાલીનજ આ વાર્તા લખવામાં આવી છે અને એનો આ બીજા ભાગના ચોથા પ્રકરણમાં યથાર્થ ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે. )

હતી. શાહશુજા એક સુવર્ણજડિત આરામ કુરસીપર પડયો પડયો, સુગંધીદાર તમાકુનું પાન કરી ધુમાડાના ગોટેગોટા બહાર કાઢી રહ્યો હતો. વચ્ચે વચ્ચે ઇરાન દેશની સુંદર શરીરા બાંદીઓ શિરાજીના સ્ફટિક સમાન ગ્લાસો ભરી ભરીને શાહશુજાના કરકમળમાં આપતી હતી, શાહશુજા પ્રસન્ન મુખમુદ્રાથી તેને ઉદરમંદિરમાં પધરાવ્યે જતો હતો. એ સમયે ત્યાં એક અતિ મનોહારિણી આરબ્ય ગાયિકા ગુલ-

---

ત્યાર પછી જાલિમ ઔરંગઝેબ અથવા આલમગીરે દારા તથા મુરાદાની કત્લ કરાવી નાખી.

શુજાએ બંગાળામાં રહીને એ બધી ખબર મેળવી અને ત્યાર પછી ભયંકર તૈયારી કરીને તે ઔરંગેજબની વિરુદ્ધ યુદ્ધ કરવાને રવાના થયો. આ તરફ ઔરંગઝેબે પણ શુજાના યુદ્ધની વાર્તા સાંભળીને પ્રથમ પહેલાં પોતાના વિશ્વાસુ સેનાપતિ મિરજુમલાને તેને અટકાવવા માટે મોકલી આપ્યો અને ત્યાર પછી તે પોતે પણ તેના સ્હામો ગયો. અલ્હાબાદ અને ઈટાવાની વચ્ચેના કાજોયા નામની જગાએ બન્ને ભાઇઓનો મેળાપ થયો. ઈ. સ. ૧૬૫૬ માં શુજા પરાજિત થઇને બંગાળામાં પાછો ચાલ્યો આવ્યો. મિરજુમલા ત્યાંસુધી તેની પાછળ પડવાથી તે પોતાના પરિવારને લઇને ઇ. સ. ૧૬૬૦ માં આરાકાનમાં ન્હાસી ગયો. આરાકાનના બૌદ્ધ રાજાએ કેટલાક દિવસ તેને આશ્રય આપ્યો. પરંતુ ત્યાર પછી તેનો કશો પત્તોજ મળી શકયો નહિ. ઘણાઓની ધારણા એવી છે કે, આરાકાનનો રાજા શુજાની કન્યાના રૂપ—લાવણ્યથી વિમુગ્ધ થઇને તેને પત્ની રૂપે પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રકટ કરી હતી, પણ શુજાએ તેનો અનાદર કરવાથી તેણે તેની આખા પરિવાર સહિતની કત્લ કરી નાખી હતી.”

લેખક.

જાન ત્યાં આવી ચઢી અને શાહશુજાને સલામ મુજરો કર્યા પછી એક સુંદર મખમલના મિસર દેશમાં બનેલા ગાલીચાપર બેસી પોતાના સાજિન્દાઓની સાથે સંગીતની તૈયારી કરવા લાગી. સુલ્તાન શુજાને અત્યંત સંગીત પ્રિય હતો, સંગીતનો તેને એક પ્રકારનો ઉન્માદ થઇ ગયો હતો. નવીન નવીન નવયૌવના નારીઓના યૌવન કુસુમનો ઉપભોગ કરીને શાહસુજાએ પોતાના શરીરને જીર્ણ શીર્ણ કરી દીધું હતું.

જયારે ગુલજાને સંગીતની સંપૂર્ણ તૈયારી કરી, ત્યારે શાહ શુજાએ આરામ કુરસી પરથી ઉઠી એક મખમલની મસનદ (ગાદી) પર બેસી ગુલજાનના સ્હામું જોઇ આંખો સાથે આંખો લડાવી સાજિંદાઓને સંબોધીને કહ્યું કે:–"સાજિન્દા અને બાંદીઓ તમો હાલ તરત અગાશીપરથી નીચે ચાલ્યાં જાઓ, મારે ગુલજાનની સાથે કેટલીક ખાનગી વાતો કહેવાની છે."

શાહી ફરમાન થતાંની સાથેજ સર્વ ચાલ્યાં ગયાં, ત્યાર પછી શાહશુજાએ હાથમાં બીન લઇ ગુલજાનને પોતાની સ્હામે બેસાડી લીધી અને તેમની બન્નેની વચ્ચે ઘણીવાર સૂધી હાસ્યાલાપ થતો રહ્યો, જેને લખવાની આ સ્થળે કશી પણ આવશ્યકતા નથી.

થોડીવાર પછી શાહશુજાએ બીન ગુલજાનના હાથમાં આપી દીધી અને એક ગજલ ગાવાનું ફરમાન કર્યું, જેને સાંભળીને તે હસતી હસતી નીચેની ગજલ ગાવા લાગી.

"જામ ભર-ભરકે મુઝે હોશરુબા દે સાકી;
આજ ઇતની તુઝે તૌફ઼ીક઼ દે સાક઼ી;
ખુમ કા ખુમ લા કે મેરે મુંહસે લગાદે સાક઼ી;
બાદે મુદ્દત. તૂ મુઝે આજ છકાદે સાક઼ી;
મુઁહસે લગતે હી મેરે હોશ ઉડાદે સાકી;

ઐસી બોતલ કોઇ ચુનકર મુઝે લાદે સાકી;
આલમેં આબમેં સૈરે ગુલો લાલઃ દેખૂં;
ભરકે સાગર મયે ગુલરંગકા લાદે સાકી;
એક દો જામકી ખાતિર ન ચુરા મુઝસે આંખ;
ઐન મસ્તીમેં તૂ મુઝકો ન દગા દે સાકી;
બે ગજક અબ તો કલેજા હી ભુના જાતાહૈ;
બિતે મય જલ્દ મુઝે ભૂન કે લાદે સાકી;
તેરી ઉમ્મેદ પઃ રિન્દ આયા હૈ ઉફતાં ખેજાં;
હુઇ તલછટ હૈ જો શીશે મેં પિલાદે સાકી."

આ ગઝલને ગુલજાને બડી આનશાન અને નાઝો નખરાંથી ગાઈ, જેથી શાહશુજાએ આનંદમાં આવી પ્રસન્નતાપૂર્વક "આફરીન પ્યારી જાન આફરીન!" શબ્દનો પોકાર કરી ગુલજાનને એક ગ્લાસ શિરાજી ભરી આપવાનું કહ્યું. ગુલજાને સુગંધી શિરાજીનો ગ્લાસ ભરી અર્ધો પોતે પીધો અને અર્ધો ગ્લાસ તેણે પોતાના હાથથીજ ગુલજાનના સુકોમળ મુખમાં રેડી દીધો. તીવ્ર અને લ્હેજતદાર શિરાજીની ખુમારીથી બન્નેને નશો ચઢવામાં જરાપણ વિલંબ ન લાગ્યો.

ગુલજાન અરબસ્તાનના બસરા શહેરની નિવાસી હતી, પણ તેનાં પૂર્વજો ઘણા કાળથી હિન્દુસ્તાનમાં આવી વસ્યા હતા. મુખ્યત્વે ગુલજાન વિલાસી બાદશાહોના નિવાસસ્થાનરૂપી અલબેલી આગ્રા નગરીમાંજ વસતી હતી. સૌન્દર્યમાં પરિસ્તાનની પરી કે હુસ્નને પણ ઘડીવારને માટે તે શરમાવી દે તેવી હતી, તેનો કંઠ એટલો બધો સુરીલો હતો કે, સુલ્તાન શુજાએ તેનાપર મુગ્ધ થઇને તેને પોતાની ગાયિકા તરીકે રાખી લીધી હતી. હમણાં કેટલાંક રાજકીય કામો માટે સુલ્તાનશુજા બંગાળામાંથી આગ્રા આવી વસ્યો હતો, એટલે તેને

પણ પોતાની સાથે લાવ્યો હતો. જ્યારે જ્યારે શુજાની સંગીતદ્વારા પોતાનાં મનને રંજન કરવાની ઈચ્છા થતી હતી, ત્યારે આ અનુપમ ગાયિકાને પોતાના મહાલયમાં બોલાવી ગાયન ગવડાવતો હતો, તથા દિલને આરામ આપતો હતો.

અત્યારે ગુલજાનનું સુંદર સંગીત સાંભળીને તે મુગ્ધ થઇ ગયો. તેણે માથું ધુણાવતાં ધુણાવતાં સહજ હસીને કહ્યું:—"વાહ ! વાહ ! ક્યાહી શીરી અવાજ હૈ, ગુલજાન કુછ દુસરા ગાના હોને દીજીએ."

"જૈસા શહેનશાહે બંગાલકા ફરમાન લૌંડી અભીહી એક અચ્છા ગાના સુનાકર શહેનશાહકી તબીયત ખુશ કરનેકી તદબીર કરતી હૈ."

આમ કહીને તેને તેણે હાથમાં વીણા લઇ સુરીલા અવાજથી ફરીવાર ગાવા માંડ્યું:—

"હમારે હાલસે અગ્ર આપકો, સરકાર ક્યા હાસિલ;
ન રકખા પ્યાર, ફિર ઇકરારસે સરકાર ક્યા હાસિલ.
બનાવટકી, લગાવટકી અજબ ગુફ્તાર સીખી હૈ;
ક્યામત સે ભરી રફ્તાર સે સરકાર ક્યા હાસિલ.
ન દિલમેં જબ મુહબ્બત હૈ, હમારી આપકો કુછભી,
તો ફિર ઇસ જાહિરા તકરારસે સરકાર ક્યા હાસિલ;
હૈ જબતક આબોદાના, હમભી ઇસ દુનિયામાં કાયમહૈ;
સતાને સે હમારે હરઘડી સરકાર ક્યા હાસિલ;
યહાં હમ ઇસ કદર તડફેં, વહાં જલસે મુબારક હોં;
ખુદારા ઇસ અનુઠે પ્યારસે સરકાર ક્યા હાસિલ;
નહીં ગાને બજાનેસે હૈ ફુર્સત આપકો સાહબ;
હમારે મર્સિયા સુનનેસે ફિર સરકાર ક્યા હાસિલ;

કરે દાવત રકીબોંકી ખુશીસે બાગમેં જાકર;
જલાનેસે હમારે આપકો સરકાર કયા હાસિલ;
પિલાએં શર્બતે દીદાર ગૈરોંકો મુહબ્બત સે;
ઘુલાવટ હમકો દિખલાને સે ફિર સરકાર કયા હાસિલ;
જો હોગી જિંદગી બચ જાયંગે, બિલ્ફેલ મરતે હૈં;
મરનેકો મારનેસે બોલિએ સરકાર કયા હાસિલ;
વહા કરતે હૈં આંખોસે જિગર કે ખૂન પાની હો;
લગીકો યોં બુઝાનેસે, કહે, સરકાર કયા હાસિલ;
જિગર, દિલ, દીનોં, ઇમાં, લે કે, અબ નાહક મુકરતે હૈ;
ભલા, ઇસ ચાલબાજીસે મેરે સરકાર કયા હાસિલ, "
" દિલોજાન ગુલજાન, તેરા ઇસ ગાનેને તો કહર કિયા."
" હજરત, યહ સબ આપકો મહેરબાનીકાહી ઇન્તેજામ હય." ગુલજાને કહ્યું.

" ગુલજાન, તેરી યહ ખૂબસૂરતીમેં કુછ ઐસા જાદૂ દિખને મેં આતા હય, કિ હરઘડી મૈં તેરીહી પાસ રહના ચાહતા હું. તેરા યહ નાજ ઔર નખરેં તો કમાલ કિયા. મેરે સીનેકો ભી કમકમા દિયા હૈ. દિલ્દાર! તેરી યહ કાફિર જવાનીને તો હમકો બેચેન બનાદિયા હૈ."

" નામદાર ! યહ સબ લૌંડીકા કિસ્મતકા સિતારા રોશન હોનેવાલા હય, અયસાહી દિખલા રહા હય. યહ નાપાક નાચીજીકો આપ ખુદાવિંદ મીઠી નિગાહોંસે દેખતા હય, ઇસસે મેરી ખુશાલીકા દરિયા ઊમલ પડતા હૈ, આજાબ ! "

" તેરા યહ ગુલાબી ગાલોંકી લાલીમેં મુહબ્બતકા ખજાના ભરા હય, ઇસી લિયે મુઝે એક બોસા લે કે અપના દિલકો બહલાને દે."

"હજૂર, આપકે લિયે ગાલોં તો કયા બલ્કિ યહ સારા બદન તૈયાર ખડા હૈ."

આમ કહી ગુલજાને શાહશુજાના મુખ તરફ પોતાનું મુખ લંબાવ્યું જેવા શાહશુજાના હોઠ ગુલજાનના ગાલોનો સ્પર્શ કરવાને આગળ વધ્યા કે એવામાં એક બાંદી ત્યાં આવીને બોલી ઉઠી કે:—"જનાબેમન ! બહાર કિસી આદમી આકે આપકો મિલનેકી ખ્વાહિશ બતલાતા હૈ: ઔર ઉસી આદમીને નિશાન દાખિલ યહ અંગુઠી ભિજવાઇ હય."

એ જોઇને ગુલજાન પોતાના પ્રણય વ્યાપારમાં મહા ભયંકર વિઘ્ન આવી પડવાથી અત્યંત કોપિત થઇ ગઇ તેણે નૌદરા નામની દાસીને સંબોધીને ક્રુદ્ધ સ્વરથીજ કહ્યું કે:—"બદબખ્ત બાંદી ! ઈસી વખત બિના પરવાનગીસે ઇધર આને મેં તુમકો કુચ્છ શર્મભી નહિ આઈ ! શાહ સાહબકા ફરમાનકી ભી કુછ દહેશત ન આઇ ? જા, અભી અભી ઇધર સે ચલી જા, તેરા કાલા મુંહકો દૂર લે જા."

આ જોઇને સુલ્તાન શુજાએ સહજ ધીમા અવાજથી કહ્યું:—"દિલોજાન ! ઇસ તરહ ગુસ્સા મત કરો, બાંદી કિસી જરૂરી કામ કે લિયે હી ઇધર આઇ હોગી. તુમ્હારા મિજાજકો ઠંડા રાખો ઇતના ગર્મ મત કરો."

ત્યાર પછી તેણે દાસતના તરફ મ્હોં ફેરવીને કહ્યું:—"બાંદી ! તુમ અભી કિસી કામ કે લિયે આઇ હય ! તુઝે ઇસ અંગુઠી કિસને દી હય ?"

"બંદેનવાજ, જહાંપનાહ ! નવરત્ન નામકા એક બંગાલી જમીનદાર જવાન આયા હય, ઔર વહ અભી અભી આપ નામદારકી મુલાકાત લેનેકી ખ્વાહિશ રખતા હય. વહ અભી મહલસરા

કા દરવાજાપર હુજૂરકી પરવાનગીકી રાહ દિખતા બૈઠા હય ઔર દરવાનને મુઝે યહ અંગુઠી આપ ખુદાવિંદકી તહેનાતમેં રજૂ કરને કે લિયે ભેજી હય."

"અચ્છા, યહ જમીનદાર કહાંકા રહેને વાલા હય ઔર કિસ કામ કે લિયે આયા હય."

"હુજૂર, વહ જવાંમર્દ કિસી કામ કે લિયે આયા હય, મગર વહ બંગાલાકી પુરાની રાજધાની ભૂષણાનગરી સે આયા હય, એસા ઉસીને મુઝે રોશન કિયા હય."

"અચ્છા અચ્છા, અબ તો ખૂબ યાદ આયા, યહ અંગુઠી તો મેરી હી હય, મૈનેહી ઉસી જવાનકો મેરી જાન બચાતી વખ્ત ઇસ અંગુઠી બક્ષિસ દીથી, વહ તો ભલભલા જવાન હય, જમીનદાર ઔર ખૂબ ઇજ્જતદાર ભી હય. અચ્છા, તુ અભી ને અભી ઇસી કો માન કે સાથ લે આ. મૈં ઉસે મિલને કે લિયે ઇન્તેજાર હું."

"જૈસા, હજરત સાહબકા ફરમાન, મૈં અભી હી ઉસી જવાનકો આપ સુલ્તાનકી તહનાત મેં રજૂ કર દેતી હું" આમ કહી બાંદી સલામ ભરી ત્યાંથી તરતજ ચાલી ગઇ.

"ગુલજાન ! તુમ અભી દીવાનખાનેમેં જાકે, બૈઠો, મૈં ઇસ જવાનકી સાથ મુલાકાત લે કે અભી હી ઉધર આતા હું. અપની મજામેં ખલલ આઇ દેખકે કિસીપર ખોફ મત હોના. વહ જવાન મેરે બડાહી દોસ્ત હૈ, ઉસીને મુઝે બડી મદદ કી હય, ઔર અજલ કે મુઁહસે મુઝે મરતા બચાયા હય. ઇસી લીયે ઉસકી બાત સુનના, યહ મેરી સબસે બડી ફર્જ હય."

ગુલજાન રંગમાં ભંગ પડેલો જોઇને, નવરત્ન તથા બાંદીના ઉપર હજારો ગાળોનો વરસાદ વરસાવતી, પગ પછાડતી, ઝાંઝરનો

ઝમકાર કરતી છણુકો કરીને અગાસી નીચેના દીવાનખાનામાં ચાલી ગઇ. ત્યાર પછી થોડીવારમાં પૂર્વોક્ત બાંદી જમીનદાર નવરત્નને લઇને સુલ્તાનશુજાની પાસે આવી પહોંચી. શુજાએ નવરત્નનો માનસહિત સત્કાર કરી એક આસનપર બેસવાનો ઈશારો કરીને કહ્યું: "કેમ, દોસ્ત, નવરત્ન ! આજે આટલા દિવસે મારી મુલાકાત કરવાની તમોને શી જરૂર પડી છે. મારા લાયક કયું કામ ફરમાવવાની ખ્વાહિશથી તમારૂં અત્રે આગમન થયું છે."

નવરત્ને જવાબમાં ઘણીજ અદબનીસાથે જણાવ્યું કે:— "બંગભૂમિના શિરચ્છત્ર બાદશાહ સાહબ ! આપના બંગાળા ત્યાગીને અહીં આવ્યા પછી બંગાળામાં જે જે જુલ્મો ગુજરી રહ્યા છે, પ્રજામાં જે ભારી પોકાર મચી ગયો છે, સરદાર મોનાહાતિ તથા રતનદાસ નામના બે મહાભયંકર લૂટારાઓએ જે કાળો કેર વર્તાવી મૂકયો છે, એ બધી બીના તો આપના જાણવામાં આવીજ ગઇ હશે."

"હા. પણ તમે તે સંબંધી મને શું કહેવા માગો છો !"

"હું આપ નામદારની સેવામાં ભૂષણાવાસી જનોની એક અરજી લઇને આપની પાસે આવ્યો છું." નવરત્ને પોતાના આવવાનો હેતુ જણાવ્યો.

"શી અરજી છે વારૂ ?"

"અરજી તૈયાર જ છે." આમ કહીને નવરત્ને શાહશુજાના હાથમાં તે અરજી આપી. શાહશુજા સુગંધીદાર તૈલવાળી દીપદાનીમાં સળગતા દીપકના પ્રકાશમાં નવરત્ને આપેલી ભૂષણાવાસી જનોની અરજી વાંચવાની શરૂઆત કરી. અરજીમાં લખ્યું હતું.

**"જહાંપનાહ, બંગ, બિહાર અને ઓઢીઆના ભાગ્ય-વિધાતા સુલતાન સાહેબ!** જનાબની સેવામાં બંગભૂમિની પુરાતન રાજધાની ભૂષણાનગરીના પ્રજાજનોનું નમ્ર નિવેદન કેઃ—

આપ નામદાર અમારા પ્રજાજનોના શિરચ્છત્ર અને રક્ષક હોવા છતાં અત્યારે આપની અનુપસ્થિતિમાં આપના રાજ્યના અમલદારોમાંના હરગોવિંદ શાસ્ત્રી તથા કાજીસાહેબ આદિ અમલદારો અમારાપર જે જુલ્મ ચલાવી રહ્યા છે, અમારી કન્યા કે કુલ વધુઓ પર જે જે અત્યાચાર આદરી અમારા ધર્મને નષ્ટ કરી રહ્યા છે, અમારી પાસેથી બળાત્કારે નાણાં કઢાવી જે કાળો કેર વર્ત્તાવી રહ્યા છે એનું અમારાથી કાંઇ વર્ણનજ થઇ શકે તેમ નથી. અમારાં અનેક બાળકો નબાપાં થવા માંડયાં છે, અમારો ધર્મ ધૂળધાણી થઇ રહ્યો છે, અમારા મુખમાંથી અનાજના કોળીઆ પણ છીનવી લેવાવા માંડયા છે.

બીજી તરફથી લૂટારાઓએ ત્રાહિ ત્રાહિ પોકારાવી દીધા છે. રૈયતના જાનમાલની આબાદી જળવાય તેવો એક પણ ઉપાય રહ્યો નથી. હજારો માણસોની લૂટારાઓએ કત્લ કરી નાખી છે, હજારો પુરુષોને પત્ની વિનાના અને હજારો સ્ત્રીઓને પતિવિનાની કરી આખી ભૂષણાનગરીને મહા ઉજ્જડ સ્મશાન જેવી લૂટારાઓએ બનાવી દીધી છે.

પ્રજાના ઘરમાં ખાવાને નથી રહ્યું અન્ન કે પહેરવાને નથી રહ્યાં પૂરતાં વસ્ત્રો. ઘેર ઘેર રડારોળ વર્તી રહી છે હાય હાયના પોકારોથી આખું શહેર કમકમી ઉઠયું છે.

લૂટારાઓનાં ટોળાં સાથે ન્યાયાધીશ હરગોવિંદ તથા કાજી

સાહેબ જેવા અમલદારો મળી ગયા છે અને તેઓજ અંદરખાનેથી તેમને પ્રજાને પીડી લૂંટફાટ કરવાનું પ્રોત્સાહન આપી રહ્યા છે; અમારે સર્વને છેવટે નિરુપાય થઇને આપ નામદારને આ પ્રાર્થના કરવી પડી છે. આશા છે કે, આપ માલિક રાંકડી રૈયતનું રક્ષણ કરવાનો યોગ્ય બંદોબસ્ત અવશ્ય કરશો તથા યોગ્ય સેનાધ્યક્ષ મોકલીને પ્રજાની આબાદીનું સંરક્ષણ કરશો.

**આપના અનુગૃહી સેવકો—ભૂષણાવાસી પ્રજાજનો:—**

| | |
|---|---|
| પંડિત કામદેવ—નગરશેઠ. | કેશવકાન્ત કલાનિધિ. |
| માણેકલાલ મહેતા. | મનોહરલાલ મનસુખલાલ. |
| નવરત્ન જમીનદાર. | વસંતવિહારી ગુપ્ત. |

ત્યાર પછી નવરત્ને શાહ શુજાના હાથમાં બીજી એક અરજી આપી. શાહ શુજા તે અરજીને પણ ઉત્કંઠાથી વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે:—

**શાહેનશાહ સાહેબ !**

મારી પેઢીના ઈંદ્રનાથ નામના મુનીમપર અહીંના સુંદરીમોહન નામના જમીનદારે ખોટી ફરિયાદ માંડી ન્યાયાધીશ હરગોવિંદને લાંચ આપી આખરે તેને કારાગૃહવાસી કરીને મરણ ને શરણ કર્યો છે, મેં કાજી સાહેબ તથા બીજી અનેક રાજકર્મચારીઓ પાસે તેનો ઈન્સાફ કરવાની પ્રાર્થના કરી છે; પણ મને હજી સુધી કશી પણ દાદ મળી નથી, તો આશા છે કે, આપના તરફથી મને તેનો યોગ્ય ઇન્સાફ મળવાની અવશ્ય કૃપા થશે.

ન્યાયાધીશ હરગોવિંદે મારી પાસેથી પાંચહજાર રૂપિયા રિશ્વત લેવા છતાં પણ તેને મુક્ત ન કરતાં કેદખાનામાં નાખ્યો હતો,

અને અંતે એ બિચારાનું કારાગૃહમાંજ કાળો નાગ ડંસવાથી મરણ થયું છે. તેનો પિતા પણ તેના શોકમાંને શોકમાંજ માર્યો ગયો છે.

આપનો દાસાનુદાસ
કામદેવ પંડિત.

આ બન્ને અરજીઓ વાંચી સુલ્તાન શુજા મહાવિચારમાં પડી ગયો. તેણે અજાયબીની સાથે કહ્યું:—"ભૂષણાનગરીની શોચનીય સ્થિતિનો આબેહુબ ચિતાર મારા જાણવામાં આવી ગયો છે અને એને માટે મેં બનતો બંદોબસ્ત પણ કરી દીધો છે. પણ આ અરજી વાંચ્યા પછી મને એક ઘણીજ તાજુબી પેદા થાય છે. પંડિત કામદેવ પોતાની અરજીમાં પોતાના મુનીમ ઇંદ્રનાથનું કારાગૃહમાં નાગના ડંશનથી મૃત્યુ થવાનું લખે છે, પરંતુ હજી મેં ગઇ કાલેજ એ ઇંદ્રનાથને મારો સેનાપતિ બનાવીને ભૂષણાનગરીનું રક્ષણ કરવા માટે મોકલી આપ્યો છે. ઇંદ્રનાથ તો એવો ઘણો બહાદુર પુરુષ છે. તેણે મને પોતાનો ખાનગી પરિચય આપતી વેળાયે તે પોતેજ પંડિત કામદેવનો મુનીમ હતો, એમ જણાવ્યું હતું, પણ તે વખતે નાગ ડંસવાની તો તેણે મને વાત પણ કરી નહોતી. ત્યારે શું મેં જેને સેનાપતિ દાખલ ભૂષણાનગરી તરફ મોકલ્યો છે, તેણે મારી સાથે કાંઇ પણ દગો તો નહિ કર્યો હોય! નવરત્ન! તમે આ બાબતમાં શું ધારો છો! મને તો આમાં કાંઇક ભેદ સમાયલો હોય; એમ જણાય છે. ગમે તેમ હો, મારે પોતાનેજ આ વિષયની તપાસ કરવી પડશે. જાઓ હાલ તરત તમે બાદશાહી મિજમાનઘરમાં જઇ આરામ લો. હું એક માસની અંદર ભૂષણાનગરી આવી પ્રજાની આબાદીનો તથા લૂટારા અને અમલદારોના અનાચારને અટકાવવાનો યથાર્થ પ્રયત્ન કરીશ. તમારે ભૂષણાનગરી તરફ જવું હોય તો ખુ-

શીથી ઇચ્છામાં આવે ત્યારે જઈ શકો છો. હવે થોડા વખતમાંજ ભૂષણાનગરીની પ્રજાની પીડા દૂર થશે."

આમ કહી શાહશુજા તરતજ ઉઠીને દીવાનખાનામાં વાટ જોતી ગાયિકા ગુલજાન પાસે ચાલ્યો ગયો અને નવરત્ન સંદિગ્ધ મનથી કાંઈ પણ વિચાર ન કરી શકવાથી પોતાના નિવાસ પ્રતિ વિદાય થયો. તેનાથી શાહશુજાના કહેવાનો કાંઇપણ આશય સમજાયો નહિ.



## પ્રકરણ ૧૫ મું



### મનોહરાની મુંઝવણ.



કામ ક્રોધ મોહ લોભ, નાવમાં ભરાયા !
પાપ કેરા પોટલા, અપાર ઉભરાયા !
જ્ઞાન શઢ તૂટી ગયો, ગર્વ વાયુ વાયો;
અજ્ઞાન અંધકાર ઝટ, અંતરે છવાયો;
નાવ જો તણાઇ નરક ખડકમાં કુટાશે;
દુષ્ટ જીવ તણી હાય ! દુર્દશાજ થાશે !
પાપ તો અમાપ બાપ ! જન્મ ધારી કીધું;
મુક્તિની યુક્તિ ન જાણી, વિષયવારિ પીધું.

મણિકાન્ત

---

નવુલવિહારીના તે સમાધિસ્થાનમાંથી ચાલ્યા જવા પછી મનોહરાએ ઊંડો નિઃસાસો નાખો વિચાર્યું કે, પાપ તો ઘણું કરીને દૂર થયું છે, અને તે આવતા ૭ માસ સૂધી કોઇપણ પ્રકારે તેને પીડિત

કરી શકે તેમ નથી; એ પણ અમુક અંશે સુખના સમાચાર છે. કારણ કે, નવલવિહારીની સાથે લગ્ન કરવાની વાત તો દૂર રહી, પણ એ ૭ માસના અરસામાં તો તેણે રૂપગંજ છોડીને બીજે ક્યાંક ન્હાસી જવાનો પણ નિશ્ચય કરી લીધો હતો. એ કલ્પિત આનંદથી અત્યંત પ્રસન્ન થઇને તથા રક્ષકોના તિરસ્કાર તથા મારને હવે સહન કરવો પડશે નહિ, એવો વિચાર કરીને મનોહરાએ બાલિકા મૂર્તિ ધારણ કરી લીધો.

મનોહરાની એ મૂર્ત્તિ હતી. જ્યારે તેના મનમાં આનંદ ઉપસ્થિત થતો, જો તે કોઇ કારણવશાત્ પોતાના પર આવી પડેલાં દુઃખોને એકવાર વિસરી જતી, કિંવા જ્યારે તે કોઇ આનંદમોદમાં ધ્યાન આપતી, ત્યારે તે બાલિકા બની જતી. તે ત્યારે બાલિકની પેઠે સર્વદા હસમુખી અને ચંચળ રહેતી. ભવિષ્યના ગર્ભમાં છુપાયલાં કલ્પિત દુઃખો ત્યારે તેના હૃદયને વિચલિત કરી શકતાં નહોતાં. મનોહરાનીએ ચંચલ બાલિકા મૂર્ત્તિ ભુવનમોહિનીનું સ્વરૂપ ધારણ કરી લેતી. એ સમયે મનોહરા પ્રતિ દૃષ્ટિપાત કરવાથી સ્વાભાવિક રીતેજ પ્રીત અને એક પ્રકારના અપૂર્વ આનંદથી આનંદિત્ થઇ જવાનું હતું.

મનોહરાની બીજી મૂર્ત્તિ ગંભીર હતી. જે મૂર્ત્તિ ધારણ કરીને મનોહરાએ નવલવિહારીને છેતરટ જણાવેલી વાતો કહી હતી, એ મૂર્ત્તિ ભયંકર અને ભય ઉપજાવનારી હતી. જે મૂર્ત્તિથી મનોહરાએ પ્રથમ નવલવિહારીનો સત્કાર કર્યો હતો, જે મૂર્ત્તિ ધારણ કરીને મનોહરાએ નવલવિહારીના મનને આકર્ષિત કર્યું હતું, ક્યારેક ક્યારેક જે મૂર્ત્તિ ધારીને મનોહરા તેના ઘોર લંપટ, દુરાચારી અને અત્યાચારી મામાના મારના સપાટામાંથી બચી જતી હતી, તેજ મનોહરાની બાલિકા મૂર્ત્તિ

હતી, એ મૂર્તિને જ્યારે જે કોઈ જોતું, ત્યારે તેના મનમાં તેના પ્રતિ પ્રીતિનો સંચાર થયા વિના રહેતો નહોતો. પરંતુ મનોહરાની એ મૂર્તિ સહજમાં જોઇ શકાતી નહોતી.

એકાએક મનોહરાની મૂર્તિનું પરિવર્ત્તન થયું. તેની બાલિકા મૂર્તિ કે જે ગંભીર હતી, તે અત્યારે યુવતીના રૂપમાં બદલાઇ ગઇ. મનોહરા મનમાં ને મનમાંજ વિચારવા લાગી કેઃ–"છ માસનો સમય ઘણોજ ટુંકો છે, એમાં જરા પણ શક નથી. એ છ માસના અરસામાં મારા ભાગ્યની પરીક્ષા થશે. પરંતુ નવલવિહારીની વાતપર વિશ્વાસ શો! તેણે મને દુઃખ દેવામાં મારાપર અસહ્ય અત્યાચાર ગુજારવામાં અને મને ભોંયરામાં પૂરી સંતાપવામાં કાંઇ પણ બાકી રહેવા દીધું નથી. તેણે જે પ્રતિજ્ઞા કરી કે, મને છ માસ પીડિત કરશે નહિ, તેના પર પણ શો વિશ્વાસ મૂકી શકાય? જેનું હૃદય મને મેળવવા માટે સ્વાભાવિક રીતેજ વ્યાકુળ બની ગયું છે, જેના મનપર મારા આ બળ્યા જળ્યા રૂપે સંપૂર્ણ કાબૂ મેળવી લીધો છે, જે પોતાની એક પત્નીના પ્રેમને ત્યાગીને મારી સાથે લગન કરવાને તૈયાર થયો છે, અને જે ભૂષણાનગરી ત્યાગીને મારા માટે આ રૂપગંજમાં આવી વસ્યો છે, તે મારા સંસર્ગમાં આવવા છતાં પણ મારી પાસે આવી મને સંતાપશે નહિ, એમ શી રીતે માની શકાય! મારી ધારણા પ્રમાણે તો એની વાત કોઇ પણ પ્રકારે વિશ્વાસપાત્ર નથી."

"હું સમાજ તરફથી ધિક્કારાયલી–ફિટકારાયલી છું. નવલવિહારી વિના રૂપગંજનાં બીજાં બધાં માણસો મારી ઘૃણા કરે છે. ભૂષણાનગરીમાં પણ હવે પાછી જઇને શું કરૂં? ત્યાંના જનોને શું મ્હોં બતાવું? વળી ત્યાં જવામાં પણ ક્રુર રાક્ષસ મોનાહાતિ, રતનદાસ આદિ લૂટારા, સુંદરીમોહન જેવા જાલિમ જમીનદાર અને ન્યાયધીશ

હરગોવિંદ શાસ્ત્રી જેવા ભયંકર અમલદારોના પંજામાંથી હું શી રીતે મારા ધર્મને બચાવીશ ? જે ન્યાયાધીશ હરગોવિંદે મને હેરાન કરવામાં કાંઇ પણ બાકી રાખ્યું નથી, તે મને સુખેથી શી રીતે બેસવા દેશે ! મારા મનને શી રીતે શાન્ત થવા દેશે ?"

"નવલવિહારી મારા પ્રેમનો આકાંક્ષી છે. જો હું મારી ઈચ્છાથીજ નવલવિહારીની સાથે લગ્ન કરીશ, તો તે જરૂર પોતાની પહેલાંની પત્નીના કરતાં વધારે માન આપશે, વધારે ચાહશે, લોકસમાજમાં એવા ઉપહાસને પાત્ર થવા છતાં, નિંદાપાત્ર ગણાવા છતાં જ્યારે નવલવિહારી મારી સાથે લગ્ન કરવાને તૈયાર થયો છે, ત્યારે હવે મને તેની સાથે લગ્ન કરવામાં શી હરકત છે. સર્વ સમક્ષ તિરસ્કાર, તુચ્છતા અને ટીકાને પાત્ર થવા છતાં પણ જો નવલવિહારીની સાથે લગ્ન કરીને સહજ શાંતિ મેળવી શકું તો તે શું સારૂં નથી ! મારા રક્ષકો મારૂં પોષણ કરવા માટે હમેશાં હજારો ગાળો વરસાવે છે. અરે એટલુંજ નહિ, પણ આ સોળ-સત્તર વર્ષની ઉમ્મરે માર મારવામાં પણ સંકુચિત થતાં નથી. તે દિવસે પણ માર ન સહી શકવાથી આ સ્થળે ન્હાસી આવી હતી. મેં ધાર્યું હતું કે, મારા અભાવે કોઇને કશું પણ નુકસાન થશે નહિ. કોઈ મારો પત્તો પણ મેળવી શકશે નહિ. આવા એકાંતમય મેદાનમાં ભૂખી તરસી હું મારા પ્રાણ ત્યાગીશ, એવી મારા મનમાં મેં દૃઢ ધારણા ધારી હતી, તે ધારણા પણ એક રીતે ઘણીજ ઉત્તમ હતી પણ માસીની પાસે રહેવું એતો તેનાથી પણ ભયંકર છે, હું હવે કદાપિ તેની પાસે જઇશ નહિ, આવા નિશ્ચયપર આવીને હું એકાગ્ર મનથી આ સ્થળે ઇશ્વરનું ધ્યાન ધારી રહી હતી, પણ એવામાં મારી માસીએ આવીને મને આ સ્થળેથી પણ પકડી પાડી હતી અને ત્યાર પછી ગાળોનો વરસાદ વરસાવતી,

